# શૂરવીર રાજભક્ત

# પ્રતાપ રુદ્ર

## રસિક નૉવેલ

વીર, ભયાનક, અને અદ્ભુત રસથી ભરપૂર
પતિ પત્નિના ધર્મનું આબેહુબ ચિત્ર

રચનાર
રાજકવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી
અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૨ જી  પ્રત ૨૦૦૦

સને ૧૯૨૪ કિં. રૂ. ૧-૪-૦ સંવત ૧૯૮૧

આ ચોપડી અમદાવાદ શાહપુર નવીપોળમાં શ્રીઅજીતતીર્થ મુદ્રાલય,
પટેલ ડાહ્યાભાઈ દલપતરામે છાપી અને ડીબાચો ...પ્રિન્ટીંગ
પ્રેસમાં છાપ્યો. રીચીરોડ—અમદાવાદ.

શ્રી

# શૂરવીર રાજભક્ત

## પ્રતાપરૂદ્ર.

જેની ચારે બાજુ મોટા મોટા ડુંગરાઓના શિખર-રૂપી આવલીનો મજબુત કોટ હતો; અને તે ગગન ચુંબિત પર્વતોના મુળમાંથી વહન થતી, નદી બન્યો તટ ઉપરના અનંત વૃક્ષ ઘટાએ કરીને રમણિય શોભા આપી રહેલી હતી તે નદીના કીનારા લગના ઉંચા પ્રદેશ ઉપર ભદ્રમંડળ નામનું વૈકુંઠની શોભાને ઝાંખી પાડી નાખે તેવું નગર હતુ, તે નગરમાં યુદ્ધમાં કુશળ, અને સંગિત વિદ્યામાં ચતુર ગાંધર્વ લોકો રહેતા હતા તે ગાંધર્વ જનો અત્યંત સમૃદ્ધિવાળા એવા હતા કે સ્વર્ગમાં નિવાસ કરનાર ઇંદ્રની માફક દરેક ગંધર્વ સમુદાય શોભનો હતો તેઓ રાત્રદિવસ આનંદમાંજ મસ્ત રહેતા હતા. તેઓ કોઇ પણ પ્રકારનો ઉદ્યોગ કરતા નહોતા. કારણકે તે નગરની આજુબાજુ પર્વતોને લીધે તેમાંની વિન્ધ્યાચળ એવી તો ખીણો હતી કે તે ખીણમાં નિરંતર ભીનાશ રહેતી હતી, અને તેને લીધે થોડી મેહેનતમાં કૃશિકાર લોકો સર્વ પ્રકારનું બેસુમાર ધાન પેદા કરતા હતા,-તે સબળ પર્વત ઉપર ઠેર ઠેર જળના ઝરા અને સરોવર હતાં, તેવી કુદરતિ યોગવાઇને લીધે પર્વતના મુળથી તે શિખર પર્યંત ચારે બાજુ એટલા બધાં જુદી જુદી જાતના ફળ આપનારા વૃક્ષ હતા કે તે ઠેકાણે નિવાસ કરનારા, હજારો માણસો મિષ્ટ મિષ્ટ ફળનો અહાર કરીનેજ પોતાનો વખત આનંદમાં ગાળી શકે તેવું હતુ.-ખનિજ પદાર્થ જ્ઞાનવાળા એવા તો ગાંધર્વો ચતુર હતા કે બેસુમાર સુવર્ણ, રૂપુ, હીરા માણેક, રત્નાદિક જવા-

હિર પેદા કરતા હતા, તેથી એ પ્રદેશમાં ભદ્રમંડળ નગરમાં નિવાસ કરનાર ગાંધર્વો તમામ સધન, શૌર્યવાન, બાહુબળ-વાળા, ચતુર, અને બુદ્ધિમાન હતા, તેવા સમગ્ર ગાંધર્વ જનોનો રાજા ધનજય નામનો ઘણો જ ઉદાર અને ચતુર હતો, તેની કિર્તિ કલક રહિત અખડ હતી, તેના બન્ચો આજાન બાહુ દાન દેવ માંજ આગળ થતા હતા વળિ તેનાથી મળેલા દ્રવ્યવાળો બીજે કોઇ જગોએ યાચના કરતો નહો-તો. તેના રાજ્યમાં સપ, જપ, અને કેવળ નિર્ભયતા હતી, તેથી વિદ્વાન અને પડિત જનોનો વધારે વિસ્તાર હતો, દેશ પ્રદેશથી હુન્નરમા કુશળતા જણાવનારા કારીગરો ભદ્રશીલ નગરમા વસીને ધનજય રાજાને પોતાનું કામ બતા-વીને અખુટ દ્રવ્ય મેળવતા હતા, યુદ્ધમા કુશળતા બતાવ-નારાઓ વિર યોદ્ધાઓની કદર ત્યાજ થઇ હતી, સગિતને ઉત્તમ જ્ઞાન મેળવનારાઓનુ પોષણુ ત્યાજ થતુ હતું, યોગી અને સત સાધુઓને આદરમાન પણુ ત્યાજ મળતુ હતુ. વેપારી લોકોનો કીમતી માલ ત્યાજ ખપતો હતો, વીર પુરૂષોના હૃદય. ત્યાજ પ્રફુલ્લિત થતા હતા, એવો ભદ્રમડળ નગરનો રાજા ધનંજયને સુશિલા નામની રાણી રતિ તુલ્ય હતી. તે પવિત્ર રતીના પેટે એક પુત્ર ઉત્પન્ન થયો. તેનું નામ મદનકુમાર પાડવામા આવ્યું, જેમ જેમ તે કુમાર મોટો થતો ગયો તેમ તેમ હુશિયાર શિક્ષકોને રાખીને રાજકાર્યમા હુશિયાર કરવા લાગ્યા, સરાસરી સોળ વરસની ઉમ્મર થઈ એટલે રાજકાર્યની વિદ્યામા નિપુણુ કરવામાં આવ્યો ત્યારબાદ દાવ, પટા, પેચ વિદ્યા, મલ્લયુદ્ધ વિદ્યા, ગદાપ્રહાર વિદ્યા, અને ધનુર્વિદ્યાનો અભ્યાસ શરૂ કરવા માં-ડયો જેથી તે રાજકુમાર એટલો બધો યુદ્ધ કુશળ થયો કે ગાંધર્વ રાજ્યમાં તે એક્કો ગણાવા લાગ્યો તેની કામદેવ જેવી કાન્તી સેકડો સ્ત્રીઓના હૃદયમા વિહ્વળ વૃત્તિની

ક્રાંતી પ્રગટ કરાવતી હતી, તેને નિહાળવાને માટે ઝરૂખામાં કેટલીક તરૂણ વનિતાઓ તત્પર રહેતી હતી; જ્યારે અશ્વ ઉપર બેશીને નગર બહાર વન ઉપવનની મજા લેવાને કિંવા મૃગયા માટે તે રાજકુમાર નીકળતો હતો ત્યારે તેને ઉત્તમ શુકન આપવાને બહાને નિહાળવાને માટે નગર સુંદરિયો પુષ્પના હાર લઈને રસ્તામાંજ ઉભી રહેતી હતી. જેમા કેટલીક નિર્દોશ બાળાઓ નિર્વિકાર નજરથી તે રાજકુમારને જોઇને શુદ્ધ અંત:કરણથી આશિર્વાદ આપતી હતી, કેટલીક તરૂણ યુવતિયો રાજકુમારના હૃદયમાં વિકારની મલિનતાની ચાદર પાથરવાને કટાક્ષ માર્ગે પ્રયત્ન કરતી હતી, યદ્યપિ તેવી ચેષ્ટા ઉપર તે રાજકુમાર લક્ષ આપતો નહોતો, આ પ્રકારે રૂપે અને ગુણે કરીને શોભા પામેલો રાજકુમાર પોતાની તરૂણ વયમા સર્વ પ્રકારની વદ્યાનો કાર્ય કરીને ગુમાન બતાવી રહેલો હતો.

એક વખતે સૂરા અને યુધ્ધમા વૃક્ષની માફક અચળ રેહેનારા ચતુર ગાંધર્વ સ્વાર સુમારે દસ બારને લઈને મદનકુમાર મૃગયા રમવાને માટે પ્રાત:કાળમા વેહેલુ ભોજન કરીને નીકળી પડયો, પોતાના નગરના ઉત્તર દીશાના દરવાજા બહાર વિસ્તારવાળા મેદાનમા આવીને કયો રસ્તો આજે પકડવો જોઇએ! તેના માટે વિચાર કરવા લાગ્યા. છેવટે જે રસ્તે પોતાની આટલી ઉમ્મર થએલી છતાં ગયો નહોતો, તેમજ પોતાનો પીતા પણ તેવા રસ્તે કદી પણ ગયેલો નહી, તેવા કંટક અને અત્યંત ભયાનક જંગલમાં જવાને સઘળા મળીને વિચાર નિશ્ચય કર્યો અજાણ્યા રસ્તા માટે કેટલાકને શંકા આવેલી હતી, પણ પોતાની ધૈર્યતા ઉપર વધારે વિશ્વાસ રાખીને શ્રી પરમાત્માનું નામ દઈને તેઓએ પોતાના ઘોડાઓને તે રસ્તે જવાને અતિ સત્વરથી ગતી આપી; તે અરણ્યમાં જંગલી ઝાડી ખાનારાં જનાવરોનો

વધારે જર્યા હતો. રંગ બેરંગી મૃગનાં ટોળાં આમ તેમ ઘણા વેગથી કુદકારા મારતાં જોવામાં આવતા હતા—આકાશમા ગતી કરનારા ભયાનક શૃગવાળા પર્વતોની ખીણુમાં ઘણે દુરથી સિહનો નાદ સભળાયા કરતો હતો આવુ વિકટ જગલ છતા શિકાર કરનારા શોખી અને બાહુબળ માટે ગુમાન રાખનારા રાજપુત્ર પોતાના બળવાન સાથી સહીત આનંદ માનતા હતા, તેઓના અત કરણમા સ્વપ્નાવસ્થામા પણ ભય પ્રાપ્ત થયો નહતો, તેવા શુરમર્દ જુવાનો પોતાના ચપળ નેત્રથી ક્રુર પશુને વધ કરવાને માટે ચારે બાજુ દ્રષ્ટિ કરવા લાગ્યા, આ વખતે મધ્યાન્હ થવાનો વખત શરૂ થયો હતો, પણ વસતઋતુની શરૂવાત થઈ હતી તેથી સુગધી પુષ્પનો અને ચપાના વૃક્ષનો અવાસ મંદ મદ પવન સાથે આવ્યા કરતો હતો, ઉચા શિખરો ઉપરથી જળના ધોધ પડતા હતા તેથી સલિલ જમીન અત્યત શોભા આપતી હતી, અત્યત વૃક્ષનો જથો એવોતો હતો કે સુર્યના કિરણોનું દર્શન થઇ શકતું નહતુ આહાવા ગહન વનમા એક સુવર્ણ જેવા રંગવાળો મૃગ જોવામા આવ્યોતો,—આહાવો મૃગરાજકુમારે કદી પણ જોયો નહતો, તેથી તેણે પોતાના સાથીયોને એવી આજ્ઞા આપી ક આ મૃગને હુ મારા હાથના બાણથી ઘાયલ કરીશ, જેમા તમારી મદદની જરૂર નથી આટલુ કહીને પોતાના જમણા હાથના સ્કધ ઉપરથી ધનુષ લઇને તની પ્રત્યચા તુરત ચઢાવી દીધી અને બાણના ભાથામાથી તિક્ષણ શરીયો કાઢીને પ્રત્યચા સાથે સધાન કરવા લાગ્યો—આ વખતમા બીજો અકસ્માત એવો બનાવ બન્યો કે તે કનક વર્ણવાળા મૃગ પાછળ ઘણા જોસથી ક્રુર સિહ કુદકાર મારતો મારતો એજ જગોએ આવી પોહોચ્યો,—આહાવો બનાવ જોઇને રાજકુમારે પોતાના સાથી સ્વારોને પેલા સિહને વિદારવાને આજ્ઞા

આપી, આજ્ઞા થતાજ તે સિંહને મારવાને માટે ગાંધર્વ યોદ્ધાઓએ તેને ઘેરવાનો પ્રયત્ન કર્યો,-સિંહના ભયે કરીને તળપ મારતો કનક વર્ણનો મૃગ જે બાજુએ ચાલ્યો ગયો તે બાજુએ રાજકુમારે પોતાનો ઘોડો એવો તો પુર જોસથી દોડાવ્યો કે જોત જોતામા પોતાના સાથી યોદ્ધાઓને બીલકુલ ખબર પડી નહી, કારણકે તે યોદ્ધાઓ થયેલી આજ્ઞાને આધીન થયેલા હતા અને સિંહને ઘાયલ કરવામાં એકાગ્ર વૃત્તિવાળા બની ગયા હતા, જેમા તેઓએ પ્રયત્ન કરીને કેટલીકવાર પછી તે સિંહને ઘાયલ કર્યો અને જમીન ઉપર પાડયો, આટલુ કામ થયા પછી તે ગાંધર્વ યોદ્ધાઓ એકઠા થઇને તે રાજકુમારની રાહ જોવા લાગ્યા, અને તે જંગલમાજ કેટલીકવાર સુધી ઉભા રહ્યા, જેમ જેમ વાર થતી ગઇ તેમ તેમ ચિંતાતુર થયેલા ગાંધર્વ યોદ્ધાઓ વિકટ જંગલોમા ઘોડાઓની ખરીયોનો પડેલો ભાગ જોતા જોતા એ ત્રણ રસ્તે ત્રણ ત્રણ માણસનું ટોળુ કરીને શોધ કરવા માટે ત્યાંથી નીકળી પડયા આ પ્રકારે પેલા ગાંધર્વ સ્વાર લોકો રાજકુમાર ( મદનકુમાર ) ની શોધ માટે નીકળી પડયા-તે વાત આ વખતે પડતી મુકીને હવે આપણે રાજકુમારને તપાસવો જોઇએ

પેલો સુવર્ણ રંગવાળો મૃગ ઘણા વેગથી તલપ મારતો જેમ જેમ આગળ ચાલવા માંડયો તેમ તેમ તેની પાછળ પૂર જોશથી રાજ કુમાર પણ પોતાનો ઘોડો દેડાવતો હતો, જેમા તે કનકનો મૃગ પોતાની દૃષ્ટિ મર્યાદાની બાહેર ગયો નહોતો, છેવટે જંગલના વૃક્ષના જુથમા અને કંટકના જાળામા તે મૃગ ભરાઈ ગયો,-આહાવો લાગ તપાશીને મદન કુમારે પોતાના તિક્ષણ બાણે કરીને તે મૃગને જમીન ઉપર પાડયો,-આ વખતે બપોર પછી પાચ ઘટિકા વ્યતિત થઈ હતી, પરિશ્રમે કરીને ઘણીજ તરશ લાગી

હતી; આ વખતે જળનું કોઈપણ જગોએ ઠેકાણું હતું નહીં, શરીર પર પરશેવાના રેબે રેબ થયા હતા, ઘોડો પણ તરશને લીધે નરમ થયો હતો, તેથી વૃક્ષની છાયા નીચે મદન કુમારે થોડીક વખતને માટે વિસામો કર્યો; પરંતુ તે તૃષાને લીધે ઘણોજ વ્યાકુળ અને બહાવરો બની ગયો હતો, તે સાથે પોતાના સ્વાર લોકો કયા હશે ! તેની તેને ચીતા થવા લાગી, વળી ચોકસ માર્ગ વિનાના વિકટ વેરાનમાં અજાણ્યે સ્થળે આવી પડવાથી અત્રેથી કયા જવાશે ! અને શી રીતે થશે ! તેના માટે મોટા વિચાર-મા પડી ગયો, તેણે ચારે બાજુ નજર કરી ત્યારે તે ભયા-નક જગલમા પોતાના શીવાય બીજા કોઇને જોતોજ નહોતો, તેથી તેને ફ્રીકર થવા લાગીકે ભદ્રમડલ તરફ જવાને મારે કયો માર્ગ સિદ્ધ કરવો ઘટેછે ! તે વિચારની સંકલનામા તરશ શાત પાડવાને સાધન જોતો હતો, જ્યારે વિપત્તિ પડેછે ત્યારે તે વિપત્તિ દૂર થવાના સાધનો એકાએક સુઝી આવેછે જેમા તેણે વારવાર આકાશતરફ દ્રષ્ટિ કરવા માડી તે વખતે સારસ પક્ષી અને બગલાઓનું ટોળુ પશ્ચિમ દિ-શાએ ઉડતું જતુ હોય તેમ જણાયુ -તે ઉપરથી તેણે વિચાર કર્યોકે આ પક્ષી જળાશય ઉપર રહેનારા જ્યા જળ હોય ત્યાજ જતા હોવા જોઇએ,-એમ દ્રઢ નિશ્ચય ઉપર આવીને પશ્ચિમ દીશાનો એક માર્ગ તેની નજરે આવ્યો, તે માર્ગે અશ્વ ઉપર ચઢીને ઘણા વેગથી જવા લાગ્યો, જ્યારે તે ઘણે દૂર ગયો ત્યારે બીજો રસ્તો કાંઈક પોહોળો આવ્યો, તે રસ્તાની ધુળ ઉપર બળદની ખરીયોના ખાડા પડેલા નજરે આવ્યા, તે જોતાજ તેને આનંદ થયો, અને તે ખરીયોના ખાડાના આધારે એટલે જેવી રીતે ચોર લોકોનાં પગલા પગી જુવે છે તેવી રીતે તપાસતો આગળ વધ્યો; અશાશરી બાર ઉપર ત્રણ ઘંટાનો સુમાર થયો ત્યારે તેને

દુરથી એક નદી નજરે પડી, ઘોડો પણ ઘણોજ ઉતાવળો ચાલતો હતો, થોડીક વાર થઇ એટલે નદીના કીનારા ઉપર રાજકુમાર આવી પોહોચ્યો, આ વખતે તે નિર્જન સ્થાનમાં અને વિકટ વેરાનમા વેહેતી નદીના કીનારા ઉપર એક ધોબી કપડા ધોતો હતો, તે ધોબી એક બાજુએ ધોતો હતો, તે ધોબી તરફથી નદીનુ પાણી વેહેતુ વેહેતુ જે સ્થળે આવતુ હતું તે સ્થળ આગળ રાજકુમારે અશ્વ ઉપરથી ઉતરીને અશ્વને દોરીને જળ પીવા સારૂ અને ઘોડને પાવા સારૂ ઉભો રહ્યો હતો પણ તે ઠેકાણે વિલક્ષણ અને વિચિત્ર ચમત્કાર એ જોવામા આવ્યો કે તે વેહેતા પાણીમા એટલી બધી સુગધી પ્રસરાઈ રહી હતી કે તે સુગધીના મહેકાટથી રાજકુમારનો મગજ તર થઇ ગયો, તેણે વિચાર કર્યો કે નદીના જળમા ગુલાબ પુષ્પના અત્તરની ખુશબો શી રીતે આવી ! ભલે કદી એક ઘડો ભરેલો અત્તરનો વેહેતા પાણીમા ઠાલવે તોપણ જળમા ખુશબો સ્થિર રહેતી નથી, છતા આ નદીના જળમા એવો શો ચમત્કાર છે કે તેમાં હદથી જાદે ખુશબો કાયમ રહી છે !—પરતુ આ જગોએ એમજ છે કે બીજે કોઈ જગોએ સુગધી છે ! તેનો તપાસ કરૂ. કેમકે ખુશબોવાળા જળથી ઘોડાની અને માહારી તરશ કદી પણ છીપશે નહી. એમ વિચાર કરીને તે ઘોડાની લગામ પકડીને જે જગોએ ધોબી કપડા ધોતો હતો તે ધોબીથી જરા દુર જ્યા જળ વેહેતુ હતુ અને તે જળ ધોબી તરફ જતુ હતું તે તરફ જઇને ઉભો રહ્યો ત્યારે સુગંધ વિનાનુ કાચની માફક સ્વચ્છ અને શીતળ જળ તેના જોવામાં આવ્યું—તેથી તેણે અને ઘોડાએ જળ પ્રાશન કરીને આનદ મેળવ્યો. પછી મદનકુમાર ( રાજકુમાર ) ને વિચાર થયો કે ગમે તેમ હો પણ આ ધોબી જે કપડા ધુવે છે તે કપડાની સુગધીથીજ તે તરફના વેહેતા પાણીમા સુગધી ફેલાઈ રહેલી છે માટે હવે પુરેપુરી બાતમી તેનાથી

મેળવવી યોગ્ય છે એમ ધારીને તે અશ્વને નદીના ઉપ-રના એક વૃક્ષ સાથે દોરડથી બાંધીને શસ્ત્ર અસ્ત્ર સાથે પેલો ધોબી ધોતો હતો તેની પાસે જઇ પોહોચ્યો—એ વખતે ધોબી નીચુ માથુ રાખીને કપડા ધોયા કરતો હતો, યદ્યપિ રાજકુમારની દ્રષ્ટિ તે ધોબી તરફ તથા કપડા તરફ હતી જેમા જણાતુ હતુ કે માત્ર સ્ત્રીને પેહેરવાનાજ કપડા શિવાય બીજા કોઇ મર્દના કપડા નહોતા. આ ઉપરથી રાજ-કુમારને શકા આવી, અનેક વિચારના વમળમા અથડાવા લગ્યો કેટલીક વાર સ્તબ્ધ રહ્યો, પછી પેલા ધોબીને હાક પાડીને રાજકુમારે કહ્યુ કે અલ્યા ધોબી ! તુ આટલે બધે દુર ભયાનક અરણ્યમા ધોવા સરૂ કેમ આવે છે ! તુ કયા નગરનો રેહેનાર છે આ કપડા કોના છે' આ પ્રમાણે પશ્ન કરીને ધોબી તરફથી કેવો જવાબ મળે છે તે જાણવાની ઇન્તેજારીથી પોતે ઉભો રહ્યા—થોડીક વાર થઈ એટલે ધો-બીએ ઉત્તર આપ્યો કે "અલ્યા આહાંથી હેડચુજા, વળિ તારે એવી શી પચાત છે કે આટલા બધા મને સવાલ કરતુ આઇ આવીને ઉભુ રહ્યુંછે '—આ પ્રમાણે કહીને અને નેત્ર તરડાવતો તથા નાકના નસકોરા ફુલાવતો ધોવાનુ કામ કરવાને મચી પડયો—ધોબીનુ બરડક બોલવુ સાભળી ને શુરવીર મદન કુમારને એકદમ ક્રોધ પ્રગટયા, તેના હાથમા ઘાડાની ચાબક હતી તે ચાબકથી,ઉપરા ઉપરી ચાર પાચ ફટકા ધોબીના બરડામા એવા તો માર્યા કે તે ધોબી બૂમ પાડતા કળખાઇને નદી કીનારાની રેત ઉપર સુઇ ગયો—મારના ભયથી એકાએક ગરીબ બનિ ગયો, ઓ મારા બાપ, હાય હય હવે હુ આહંથી ક્યા જાઉ ! ઓ બાપરે ! આ પ્રમાણે બુમો પાડવા લાગ્યો અને હાથ જો-ડીને તે રાજકુમારના આગળ ઉભો રહ્યો પછી કહેવા લાગ્યો કે, "ઓ મા બાપ ! મને મારતાના, તમે તો કોઈક રાજાના દીકરા જેવા જણાઓ છો, અને હુ તો ગરીબ માણહ છું ગરીબ ?

મદનકુમાર—( ધોબી પ્રત્યે ) બોલ્ય ! સાચુ, કે તું ક્યા ગામનો રહેનાર અને કોહોનાં કપડા ધુવેછે !

ધોબી—ઓ અન્નદાતા ! આ લુગડા ધોવરાવનાર બાઇએ મને એવા તો સોગન ખવડાવ્યા સે કે મારૂ ભોડુ ઉથલી પડે તોપણ એ વાત કહેવાને મારૂ મન થતું નથી

મદનકુમાર—ઠીક ઠીક ત્યારે આ તલવારથીજ તારૂ ભોડુ (માથુ) આ વખતે જુદુ કરી નાખુ તો ત્હારે ખાવા કરવાના બધી બલા નીકળી જાય, કેમ બરૂ કે નહી ! હવે તુ ત્હારા રક્ષણ કરનારને યાદ કર, આ વખતે તારૂ માથું ધડથી દુર કરૂછુ.

ધોબી—( થ થરતા શરીરે ધ્રુજતો ધ્રુજતો ) ઓ ભાઇસાબ મને મારતા મા મારૂ શરીર આ જગલમા રઝળ-ઝશે, અને મારી બાયડી મારા વના ઝુરી ઝુરીને મરશે, માટે હુ ગરાબને મારતા મા, મને ઉગારો, હુ તમને સાચે સાચું કહી દઉછુ

મદનકુમાર—ચાલ્ય ત્યારે હુ તને નહી મારતો, પણ તુ ધીરજ રાખીને તમામ ખુલાસેથી મને વાત કર, અને વાત કરવાથી તને કાઇ પણ રીતની પીડા થવાની નથી. પણ આ સુગધી કપડાનો ભેદ જાણવા માગુછુ.

ધોબી— ઓ ગરીબપરવર ! હુ ભદર મડલ નગરનો રહેનાર ધોબીછુ, અને એ ભદર મડલમા દીપચદ્ર નામનો મોટો વેપારી છે. તેની દીકરી મોહની નામની એવી તો જબરી સે કે ઈનુ મોઢુ જાણે પુનમનો ચદર ઉજતો હોય એવું સે, અને હું ઇના લુગડા ધોઉસુ.

મદનકુમાર—તુ આટલે બધે દુર શામાટે આવે છે ! મારા ધારવા પ્રમાણે આ નદી પણ ભદ્રમડલ નગરની ભાગોળે થઇને આગળ જાય છે, જો કે નગર નજીક નદીનું

ઉત્તમ સાધન છતા દસ બાર કોસ આહાવા ગાઢા જગલમાં વાઘ વરૂ ઇત્યાદીક હિંશક પ્રાણી મારી નાખે એવી ભયકર જગોમા શા માટે તુ આવે છે !

ધોબી—( માથુ હલાવતો ) એતો વાત ખરી છે પણ એ મોહની બાઇએ મને એવુ કીધુ છે કે કોઈ પણ જાણે નહી એવા વેરાન જગલમાં નદી વેહેતી હોય એવી જગોમા મારા કપડા ધોવા, અને તને વાઘ વરૂ ઇજા ન કરે તેને માટે તારા ગળામા તાવીજ બાધી આપૂ છુ, એમ કહીને આ મારા ગળામા તાવીજ એવુ આપ્યુ છે કે મારા મોઢા આગળ થઇને વાઘ અને રીછ અને મોટા મોટા સીહ હેડ્યા જાય પણ મારૂ નામ દેતા નથી, તેથી હું આઇ ધોવા આવ્યો છુ, પણ મને આટલે છેટે શા કારણથી મોકલે છે તેનુ કારણ મારા હમજવામા આવતું નથી.

મદનકુંમાર—અલ્યા ! એતો વાત ખરી, પણ સરાસરી આ નદી ભદ્રમડલ નગરથી બાર કોસના સુમારે દુર થાય છે—તેટલે દુર આવીને અને કપડા ધોઇને પાછો ઘેર જ્યારે જાય ત્યારે આવતા જતા ચોવીસ કોસની દરરોજ તને મુસાફરી થતી હશે તારા બળદ તરફ જ્યારે નજર કરીયે ત્યારે કેવળ દુબળો દેખાય છે તેના શરીર ઉપર બગાઇયો ગણુગણાટ કરે છે તે બળદ દરરોજ ચોવીસ કોસની મુસાફરી શી રીતે કરે છે !

ધોબી—ઓ ભાઈ સાહેબ, તમે તો ઓડનું કોડ વેતરવા માડી દીધુ છે; અને ખુણા ખોચરાની વાતો એકઠી કરો છો પણ બધી વાતો પુછીને તમારે શ્યમ કરવું છે !

મદનકુમાર—અલ્યા ભલા આદમી ! તુ તો કેવળ મુર્ખ જણાય છે;—જે પ્રકારની મ્હે શકા કાઢી છે તે શકા ખરી છે કે ખોટી ! તે તુ તારા મનથી શા માટે વીચાર નથી કરતો !

ધોબી—હા ભાઈ હા, લ્યો ત્યારે ઇમ કહું છું કે, એ મોહનીએ ધારા બળદના કાનમા ધોળા રંગની ગોળી ખોશી દેવાની એવી તો આપી સે કે પછે મારો બળદ મને ઉચકીને જાણે વેમાન હેંડે એવી રીતે ચારે પગે એવો તો દોટ મુકે છે કે ચાર ઘડીમા ભદર મંડલ નગરને ગાંદરે આવીને ઉભો રહેશે.

મદનકુમાર—અલ્યા ધોબી ! તારી વાત ખરી છે કે કેમ ! અને તારો બળદ તે ગોળીના બળ વડે કરીને કેવી રીતે જલદી ચાલે છે તે જોવાની મને ઇચ્છા થઇ છે

ધોબી—માહારે તો ભદર મંડલ જવાનુ છે અને તમે તો કોણ જાણે ચીયાએ ગામના હશો અને ક્યાં જવાના હશો તેથી તમને એ ટેખળ શી રીતે બતાવુ તમે મારી હારે ભદર મંડલ આવવાના હો તો તમારા જોવામા આવે.

મદનકુમાર—અલ્યા એ ! હું ભદર મંડલના ગજાનો દીકરો છુ મારૂ નામ મદનકુમાર છે, હુ મૃગયા રમવા સારૂ અહી સુધી આવ્યો છુ. મારા સાથી સ્વાર લોકો પાછળ રહી ગયા છે. હુ ભૂલો પડયો છુ. માટે હવે નગર ભણી વળવાને તાહારો સંગાથ મને ઘણો મદદગાર થઈ પડશે.

ધોબી—( એકદમ જમીન ઉપર દંડવત પડીને પગે લાગતો ) ઓ મહારા અન્નદાતા ! તમે અમારા માલીક સો એતો મ્હે અત્યારે જાણ્યુ. ઓ પરભુ ! મારૂ એવું ક્યાથી ધન ભાયગ હોય કે આપના દરશણ મને મળે પણ પરભુની કરપાથી દરશણ થઇ જ્યાં છે. હવે સાંઝ પડવા આવી છે. વળી તમે પણ થાચી જ્યા છો. વળી ભુખ લાગી હશે પણ અમે ગરીબ ધોબી પાહે શુ હોય ! ઓ માબાપ ! મારી પાસે મકાઇનો રોટલો અને ડુંગરીનુ શાક છે તે હું ગરીબનુ માનીને તેમાંથી ખાશો તો મારો

મનખો પાવન થશે. તમે તો અમારા ધણી છો અને હુતો તમારો ચાકર છુ માટે જે કાંઇ બોલાઇ જવાયુ હોય તો કરપા કરીને ખેમા કરશો.

મદનકુમાર—(ધોબી ઉપર પ્રસન્ન થઇને) અલ્યા હું તારા ઉપર પ્રસન્ન થયો છુ પણ હુ તને એટલુ કહુ છુ કે મારો ઘોડો શીકાર ગાહથી અથડાઇને બહુ થકી ગયો છે-વળી સાઝ પડવા આવી છે, નગર પણ દુર છે તેથી મારો થાકી ગએલો ઘોડો આજ રાત્રે પોચી શકે તેમ નથી અને તુતો મોહની સ્ત્રી તરફથી બક્ષીસ થએલી ચમત્કારીક ગોળીના યોગે ચાર ઘડીમા ભદ્રમંડળ પોહોચીશ વળી તે ગોળીની અદભુત શકિત કેવી છે તે માહારે જોવાની છે પણ મારા નિર્મળ ઘોડાના કારણો માટે કેમ કરવુ. તેના માટે હુ વિચારમા પડયો છુ

ધોબી—ઓ મારા ધણી ! ઓ મારા અન્નદાતા ! મારો પરાણ જાય તોપણ હું તમને આંઈ મુચીને કદીએ જાઉ નહીં.—અને આપણે બન્યો જણ ભદરમંડળ પહોચીએ એવી જુગતી મારી પાહે છે એનુ કારણ એ છે કે કદાચને આ બળદના કાનમા ઘાલવાની ગોળી ખોવાઈ જાય તો કામ અટકી પડે એટલા હારૂ બીજી ગોળી મને આલી મુચીમે તે આ મારા થોપાડાના છેડે બાંધી મુચીમે, એટલે એ ગોળી તમારા ઘોડાના કાનમા ચગદી બેહારશો કે ભડાક દઇને મારો બળદ અને તમારો ઘોડો શણેણાટ કરતો એવો તો હેડવા માડહે કે ચાર ઘડીમા આપણુ ભદરમંડળ આવી જાય. ત્યમ અરૂ ક્રની ! પણ એટલુ કહુસુ કે ગામની ભાગોળ આવે એટલે ઘોડાના કાનમા ઘાલેલી ગોળી મને પાછી આલવી પડહે, કારણકે કદાચને મોહની જાણી જાય કે એ ગોળી તમને આલીસે એટલે મારા તો બાર વાગી જાય. વળી જીવ જતાએ છુટકો ન થાય

મદનકુમાર—અલબત-વાત ખરી છે એ ગોળી ભાગોળે તને પાછી આપીશું. આ પ્રમાણે ધોબીની સાથે વાતચીત કરી સાંઝ પડવાનો સુમાર નજીક હોવાથી ધોબીએ સુકવેલા કપડા ઘણી ત્વરાથી એકઠા કર્યા અને બળદ ઉપર કપડાનું કાલક બનાવીને તેમા ભરવા લાગ્યો–થોડીજ વારમા તે નવરળા કામથી અટાયો. પછી પોતાની પનેની ગોળીનો ઉપયોગ બળદને તથા ઘોડાને કરીને ઘોડા ઉપર રાજકુમાર બેઠો અને બળદ ઉપર ધોબી બેઠો–ડચકારો કરતામાજ ત્યાથી ચારે પગે ઉછાળા મારતો બળદ આગળ ચાલતા લાગ્યો–જે ખુશીથી બળદની પાછળ ઘોડો પણ ઘણા વેગથી ચાલવા લાગ્યો ગોળીનો આવો ચમત્કાર જોઇને મદનકુમારને ઘણુજ આશ્ચર્ય લાગ્યું આશ્ચર્ય લાગવામા જે જે પ્રકારની વિચારની શ્રેણી ( વિચારના પગથીયા ) ઉપર ચઢ ઉતર કરવાના તો ભદ્રમ ડળજ નગરની ભાગોળમા આવી પહોચ્યા, આ વખતે વિમાનનો વેગ પણ હીસાબ વિનાનો લાગ્યો, જેવી રીતે ધનુશમાથી ઘણા વેગ વડે કરીને બાણ છુટે છે તેવી રીતે તેઓ તેવા વેગથી આવી પહોચ્યા નગરની ભાગોળ આવી એટલે રાજકુમારે પોતાના ઘોડાના કાનમાથી શ્વેત ગુટિકા કાઢીને પેલા ધોબીના હાથમા આપી દીધી, પછી રાજકુમાર રાજમંદિર તરફ વળ્યો, અને ધોબી પોતાના ઘર ભણી ચાલ્યો ગયો.

## સાહસ અને વિંહળ વૃત્તિનું દર્શન.

પણ તે રાજકુમાર પોતાના માત પીતાને મળ્યા વીના પોતાના જુદા એકાંત સુંદીર અવાસમા પલગ ઉપર સુઇ રહ્યો,–આ વખતે રાજકુમારના હજુરી નોકરો પુષ્પના પંખાવડે કરીને પવન નાખવા લાગ્યા, બીજો હજુરી રાજકુમાર મૃગયા રમવા સારૂ ગયેલા પરિશ્રમથી થાકી ગયા હશે એમ સમજીને પગચંપી કરવા લાગ્યો,

ત્રીજો હજુરી કેસર મિશ્રિત કપુર અને સુગંધી દ્રવ ચંદન ઘસીને લેપ કરવા લાગ્યો ત્યારે ચોથો હજુરી બગુલા દાનીનો ફુવારો છોડી દઈને શીતળ ઉપચાર કરવા લાગ્યું ત્યારે પાચમા નોકર બનફસાનુ સરગત પાણીમા નાખીને અને તેમા લીબુનો રસ મીલાવીને પાત્ર ધરી ઉભો રહ્યો, આ પ્રમાણે રાજકુમારની જે તે વખતે જેવી રીતની સારવાર હતી તેવી સારવાર કરવાને આરભ કરવા લાગ્યા, યદ્યપિ તે સારવાર ઉપર રાજકુમારનું કંઈજ લક્ષ નહોતુ તે પોતાના નોકરોના શામે ટગર ટગર જોયા કરતો હતો તથાપી મોઢેથી એક શબ્દ પણ બોલતો નહોતો, તેના નેત્રની કીકીની દ્રષ્ટિ કાંઈ ભલી રીતે બીજેજ ગોઠવાતી હતી પણ નોકર સમુદાય ઉપર બીલકુલ નહોતી,–શરબતનો સુવર્ણ પ્યાલો લઈને કેટલીક વખતથી ઉભો રહેલો જાસુસ છતા તેના સામે પણ જોતો નથી, રાજકુમાર સાથે ગયેલા ગાંધર્વ સ્વાર યોદ્ધાઓ આમ તેમ તપાસ કરીને તે વખતે નાશીપાસ થએલા નગરમા પાછા આવીને રાજમહેલમા તપાસ કરવા આવેલા છતા રાજકુમારને જોઇને આનંદ પામ્યા હતા અને તેઓ રાજકુમારની ખબર પુછતા ઉભા રહેલા છતા તે પોતાના અગલુત જમે મર્દ સ્વારના સામુ પણ જોતો નથી તેમ જવાબ પણ આપતો નથી, આજનો વિચિત્ર બનાવ જોઈને સઘળા ખાનગી જાસુસો ઘણા ગભરાવા લાગ્યા, સઘળા જાસુસમા એક જાસુસ ઘણો માનીતો અને બોલવામા ચાલાક તથા વખતે વખત રાજકુમારને હાસ્યરસથી ખુશી કરનારો ઘણોજ બાહોશ હતો તેણે પોતાની યુક્તિ તે કુમારને બોલાવવાને માટે ઘણીએ કરી તો પણ તેની યુક્તિએ કાંઈ અસર કરી નહી, તે હાસ્યરસથી ભરેલા ટીખળખોરના ટીખળને જોઇને કુમાર હસ્યા શીવાય રહેજ નહી, છતા તેનું ટીખળ જડ વસ્તુ આગળ જેમ અર્થ વિનાનુ થાય છે તેમ આ વખતે બની

ગયું, માત્ર બન્ને નેત્રથી અનીયમિત દ્રષ્ટિથી ટગર ટગર તે રાજકુમાર જોયા કરતો હતો,—આમ એકાએક શા કારણથી બન્યુ હશે! એમ સમજીને ચતુર અને ચાલાક જાસુઓએ રાજકુમારનું શરીર તપાસ્યુ ત્યરે રોગ રહિત માલુમ પડયું. જેમા છેવટે સઘળા નોકરોએ એજ નિશ્ચય કર્યો કે કોઈ પણ પ્રકારથી વળગાટ યાને વિચિત્ર દેવતાઈ પ્રવેશ શરીરમા થવો જોઈએ અથવા તો મૃગયા રમવા એકલા પાછળ પડી ગએલા હોવાથી ભયકર અને વિચિત્ર આશ્ચર્ય પમાડે તેવો ભાવ હ્રદયમા વશી જવા જોઇએ,—ખરેખર મર્મસ્થાનમાજ અસર એવી થઈ છે કે તે અસરનોજ પરીણામ અત્યારે જોવામા આવે છે, આ પ્રમાણે તરેહવાર કલ્પનાઓ ઘઢીને તે સમગ્ર જાસુસ પૈકી એક જાસુસે રાજા ધનજયને અને રાણીને ખબર આપી, ખબર મળતાજ રાજા ધનજય અને રાણી એ બન્ને ચીતાથી વ્યાકુળ થએલા રાજકુમારના પલગ આગળ આવી પોહોચ્યો ખુદ રાજા પોતે આ સ્થળે આવ્યો તેથી તેમના આમાત્ય, પ્રધાન પ્રકૃતિ મડળ વિગેરે હાજર થઇ ગયા, એજ વખતે જાદુઇ ખેલ જાણનારાઓને બોલાવીને રાજકુમારને બોલાવવા માટે ઉપરચાર કરાવવા લાગ્યા, પરંતુ મત્ર યત્ર અને તાંત્રિક ક્રિયાની કાઇ અસર થઇજ નહી,–ચિકિત્સા અને નિદાનમા પ્રવિણ એવો રાજ્ય વૈદ્ય હતો તેણે રાજકુમારના હાથની નાડી પકડીને ઘણીવાર વિચાર કરવા લાગ્યો, પરતુ નાડી કેવળ તદુરસ્ત બતાવનારી ચાલતી હતી તેથી વૈદ્યને પણ ખરો ભેદ માલૂમ પડયો નહિ

રાજકુમાર કેવળ સ્તબ્ધ બની ગયેલો તથા મુઢ બનેલો કોઇ પણ ઉપચારથી બોલતો નથી, યાને કોઇ પણ પ્રયોગ તેને લાગુ થતો નથી તેવું જોઇને રાજા ધનજય અને રાણી એ બન્ને પોતાના નેત્રમાંથી અશ્રુને પ્રવાહ ચલાવવા

લાગ્યાં એકનો એક લાડકો રાજકુમાર હોવાથી તેના મનની સઘળી વાન્છનાઓ રૂપી વાહાણુ આ વખતે સમુદ્રમાં ડુબવા લાગ્યુ, વારંવાર નિશ્વાસ નાંખતો વિશ્વાસ ઉઠાવી નાંખતો, તથા રાજ ભોગ વિલાસને સ્મશાન જેવા કારાને જાણીને ધનન્જય રાજા કેવળ ચીંતાએ અને શોકે કરીને મૌન થવા લાગ્યો, હૃદય નરમ થવા લાગ્યુ ગદગદ કંઠ થવા લાગ્યો. તે સાથે પોતાના પુત્ર મદનકુમાર તરફ વારવાર જોવા લાગ્યો, વારવાર હે પૂત્ર! હે દીકરા! કેમ બોલતો નથી! એમ ઉચ્ચાર કરતો, તથા અધીરાઇના આર્ગમા ઠરતો તેમજ નેત્રમા આસુ ભરતો નિશ્વાસ નાખતો હતો, તો પણુ રાજકુમારે પોતાની સ્થીતી રાખી હતી તે સ્થિતિમા કાઇજ ફેરફાર કર્યો નહતો. એમ કરતા કરતા રાત્રીના બાર વાગી ગયા એટલે રાજા રાણીએ હજુરીયોથી ઉતમ જાપતો રાખીને પોતાના બીજા મેહેલમા પ્રવેશ કર્યો, પછી તે ધનજય રાજાએ એકાગ્ર વૃત્તિદ્વારાએ પદ્માશન લગાવીને પોતાના ગુરૂનુ સ્મર્ણ કર્યું, પછી એજ ચીતાની ઉપાધીમા એજ જગોએ બેઠા બેઠા એ રાજા નિદ્રાધિન થઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું

## ચમત્કારીક યોગી સાથે શુરવીર મુસાફરની ભેટ.

મધ્યાન્હ કાળનો સુર્ય પોતાની તિક્ષણ રશ્મિ વરસાવતો આકાશમા મધ્ય બિંદુમાં આવી ઠરેલો હતો, જોકે વસંત રૂતુ હતી ખરી તો પણુ સુર્યની તિક્ષણુ રશ્મિ તે વખતે અસર કરતી હતી, જો કે ચારે બાજુ મોટા મોટા શિખ્ખરોવાળા પર્વતો સ્યામરંગના તથા ધુમ્ર વર્ણના અનંત વૃક્ષોની જુથ્થવાળા દેખાતા હતા, અને તેના મૂળમાથી વેહેતા ઝરાથી વિસ્તારને પામેલી નદી તથા

સરોવરોથી તે અરણ્ય અત્યંત સોભા આપતું હતું, આ વખતે સર્વ પ્રાણી વૃક્ષોની છાયામાં વિસામો લેતા બેશી રહ્યાં હતા, વળી નાહાના નાહાનાં પક્ષીયોનો નાદ વૃક્ષ ઘટામાં આનંદ આપે તેવો થઈ રહયો હતો, તેમજ ક્રુર પ્રાણી જે કે સીહ વરૂ રીછ ઈત્યાદીક નદિના કિનારા ઉપરના સમીલ ભૂમીના ખોહમા બેશી રહેલા હતા, આહાવા શાંત રસને બતાવનાર નિર્જન વનમા એક મુસાફરી કરીને થાકી ગયેલો ચાલ્યો ચાલ્યો આવતો હતો, તેણે મસ્તક ઉપર લોખંડી ટોપ પેહેરેલો છતા તે ઉપર મલમલનો ગુલાબીરંગનો સાફો બાંધ્યો હતો; તેણે વીશાળ ભાલમાં ત્રિપુંડ ખેચ્યુ હતું તેથી જણાતુ હતુ કે શીવજીનો ઉપાસક હોવો જોઇએ, તેણે જમણા ખભા ઉપર બાણનો ભાથો ભગાવ્યો હતો, અને તે સાથે મજબુત કમાન ભગવી હતી; પીઠ ઉપર મજબુત ગેંડાની ઢાલ ઢલકી રહી હતી, વળી કમર ઉપર વાઘના ચામડાનો પોહોળા પટાવાળો કમરપટો બાંધ્યો હતો તે કમરપટામા લાંબી તલવાર ઢલકતી વીરરસને દીપાવનારી શોભી રહી હતી, તેના બન્યો લાંબા હાથ યુદ્ધ કુશળતા જણાવતા હતા, તે શરીરે ઘણો કદાવર અને મજબુત હતો, તેના શરીરની કાન્તી ગૌર વર્ણની હતી; તે સાથે દરેક અવયવો ઘણા મજબુત અને મુસાફરી કરવામા સાહસપણું બતાવનાર તેવા દ્રઢ જણાતા હતા, તેવો એક ક્ષત્રી બચ્ચો વિરરસને દીપાવનારો આહાવા વિકટ અરણ્યમા થઇને ચાલ્યો જતો હતો, તે પંડે એકલો હતો છતા ભય પદાર્થ શો છે તે વિશે તેના અંતઃકરણમા લેશ પણ વિચાર નહતો, તેના નેત્રમાં સાહસ કાર્યનું સ્વરૂપ દેખાતુ હતુ, તેવો બાહાદુર વીર પુરૂષ નિડર બનેલો ચાલ્યો જતો હતો; આગળ ચાલતા ચાલતા નદીના ઉંચા કીનારા ઉપર એક સુંદીર ઉંચો ટેકરો હતો ત્યા આવી પોહોચ્યો

તે ટેકરો એક નાનો સરખો એક માઈલ ચઢાવનો અનેક પ્રકારના ફુળદ્રુપ વૃક્ષથી શોભા પામેલો હતો, તે ઉપર તેણે ચઢવાનો પરીશ્રમ કર્યો, છેવટે તે વૃક્ષ ઘટાના મધ્ય ભાગમાં આવી પોહોચ્યો ત્યારે તેને એક જીર્ણ દેવાલય જોવામા આવ્યુ, તે સાથે સ્વચ્છ અને ઠંડા જળથી ભરેલુ એક સરોવર જોવામા આવ્યુ, આ અવર્ણનિય શોભાવાળી રમ્ય જગો જોઇને તેને ઘણોજ આનંદ થયો, તાપથી અને ચાલવાના પરિશ્રમથી થાકી ગયેલો મુસાફર પોતાના અંગ ઉપરથી વસ્ત્ર વીગેરે કાઢીને તથા શસ્ત્ર અસ્ત્રાદીક જમીન ઉપર ગોઠવીને તેણે સ્નાન કરી લીધુ, પછી કપડા પેહેરીને પેલા જીર્ણ દેવાલયના પેહેલા ઘુમટ નીચે આવીને બેઠો, તેને દર રોજ ઇશ્વર સ્તુતી કરવાનો નિયમ હતો તેથી તે મુસાફરે લોટામાં જળ લઇને શિવ લિંગને ધોઇને તે ઉપર બિલિપત્ર ચઢાવ્યા, નજીકમા પકવ થએલાં સ્વાદિષ્ટ ફળાદિક લઇને શિવજી આગળ રજુ કર્યા પછી શિવ માનસિક પુજાનું સ્તોત્ર બોલવા લાગ્યો, જે વખતે તેણે માનસિક સ્તોત્ર બોલવાની શરૂવાત કરી તે વખતે તે દેવાલયની દક્ષિણ બાજુની ભીતમા તોપના જેવો અવાજ થતો સાભળ્યો, અવાજ થતાજ તે એકદમ ચમકીને જોવા લાગ્યો યદ્યપિ તે જગોએ બીજુ કાંઈ જોઇ શકયો નહી. થોડીકજ વાર થાય છે એટલે તે ભીતમા ભારે ખડખડાટ થવા લાગ્યો,-ખડખડાટ થતાની સાથે તે ભીંત એકદમ ફાટી, અને ફાટતાની સાથે તે ભીતની ફાટમાથી મોટા દાઢાવાળો, તથા મસ્તક ઉપર બે હાથ ઉચી લાબી જટાવાળો તથા અંગ ઉપર ગેરૂ રંગનો અલકો પગની પાન્હી સુધી નીચો પેહેરેલો છે એવો, જમણા હાથમાં લોહદંડ પકડેલો તે મુસાફરના સામ્હે આવીને ઉભો રહયો, પછી તિવ્ર ગર્જના કરીને તથા જમણા હાથમાં લોહદંડ ઉગામીને પેલા મુસાફરને તે ચમત્કારીક યોગી કહેવા લાગ્યોકે, કેમરે ! કંગાલ ! શામાટે વગર આજ્ઞાએ

આ ટેકરી ઉપર તું ચઢયો ! કદાચ ચઢયો તો ત્હેં શા માટે શરોવરમાં સ્નાન કર્યું ! અને એમ કરીને પણ આ દેવાલયમા તું કોની આજ્ઞાથી પ્રવેશ કરી શકયો છે ! બોલ્ય જલદીથી નહિતો આ લોહ દંડવી તારા મસ્તકના શહસ્ત્ર ચુરા કરી નાખુકું

મુસાફરે આ પ્રમાણે ચમત્કારીક માણસના શબ્દો સાભળ્યા તે વખતે તે સ્તોત્ર પુરૂ કરી રહેવા આવ્યો હતો પછી એકદમ ઉભો થઇને અને હાથ જોડીને તે મુસાફર પેલા યોગીને કહેવા લાગ્યો કે મહારાજ ! જે જે પ્રકારના આપે પ્રશ્ન કર્યા છે તે તમામ તમ જેવા યોગીને બીલકુલ છાજતા નથી, જગતના પેદા કરનારે સર્વને સરખો હકક સોપ્યો છે, આ જગલમા અનેક પ્રકારના પ્રાણી પશુ, પક્ષી વીગેરે આ ટેકરા ઉપરથી ફળરૂપ વસ્તુઓ ખાઇને સતોષ પામે છે વળી સરોવરમાથી જળ પ્રાશન કરીને શાન્ત થાય છે, એ તમામ હક ઇશ્વરે તેઓને બક્ષી છે તેવીજ રીતે મનુષ્ય જાતને બક્ષી છે, એને પણ તેવોજ હક બક્ષ્યો છે છતા ઇશ્વરી કુદરત વસ્તુ ઉપર તમે પોતે એકલા હકક શી રીતે રાખી શકોછો તેની મને બીલકુલ સમજણ પડતી નથી, હે મહારાજ! નીતિ અને સદ્ વિવેકના વશમા આખું જગત રહે એ ખુલી વાત છે અતિ પવિત્ર અને બ્રહ્મી વિદ્યામા કુશળ એવા શ્રી વશિષ્ટ મુનિનુ માન શ્રી રામચદ્રજી ઘણું રાખતા હતા, વળિ તેમણે પોતાના ગુરૂ કરીને સ્થાપ્યા હતા, તેજ પ્રમાણે સાક્ષાત શ્રી કૃષ્ણ ભગવાને ભગવદ્ ગીતાનો બોધ આપ્યો તેથી રણને વિશે સિહ જેવો અર્જુન તે પરમાત્માના ચરણમાં મસ્તક નમાવતો હતો, કપિલ જેવા યોગ નિપુણ યોગીના દ્રઢ વિચાર સેકડો મુનિઓએ ગ્રાહ્ય કર્યા; વળી તત્વવેત્તા મહાજ્ઞાની અષ્ટાવક્ર રૂષિના દરેક વાકયોને જનકવિદેહીએ ઘણા માન્યથી સ્વિકાર્યા, પૂર્વ પ્રાધાન્ય મહ-

ર્ષિયોના ચરણકમળની શેવા ક્ષત્રીવીર પુરૂષો પ્રેમપૂર્વક કરતા હતા અને હજી પણ કરે છે, તે તમામ નિતિ અને વિવેકના રગ ઢગ આગળ તમામનો અભગ પ્રેમદ્રઢ રહે છે—હે માહારાજા અત્યારે જે તમે આજ્ઞા કરોછો તે તમામ નિતિ વિરૂદ્ધની થાય છે માટે તેવી આપનિ અનિતિ દર્શક આજ્ઞાને હુ કદી પણ માનતો નથી. આ પ્રમાણે બોલીને તે મુસાફર વીરપુરૂષ અડગ થઈને પેલા ચમત્કારીક યોગીના સામે ઉભો રહયો.

મુસાફરના એ પરવાઈના શબ્દો સાભળીને પેલા યોગીને અગ્નીમા ઘી હોમ્યાની માફક વધારે ક્રધ ચઢ્યો, તે યોગીના બન્યો નેત્ર અગારાની માફક ચળકવા લાગ્યાં કપાળમા ત્રીવલ્લી થવા લાગી બોલવાની સાથે નેત્ર ઉપરની ભ્રકુટિ ખેચાયલા ધનુષ્યની માફક વાકી થવા લાગી શરીર ઉપરના રોમ ઉભાં થવા લાગ્યા, ગળાની અદર સંદ્ર પથ્થરના મોટા લખોટા આક્રતીના મણકાની માળા ધાલેલી હતી તેનો ખડખડાટ થવા લાગ્યો, તે સાથે ધોહની ગદા ઉચી કરીને યોગીએ પેલા મુસાફર પ્રત્યે સવાલ કર્યો કે, અરે નાદાન! તારૂ પાડીત્વપણુ આ જગોએ કાઇક કામમા આવવાનુ નથી અલ્પ તૈયાર થઇ જા અને મારી સાથે યુદ્ધ કર

મુસાફરે દ્રઢતાથી જવાબ આપ્યો કે માહારાજ! આપ યોગી, અને તપસ્વીની સાથે યુદ્ધ કરવાનો મારો ક્ષત્રીનો ધર્મ નથી જોકે આપ યુદ્ધ કરીને જીત મેળવવાને ગુમાન રાખતા હોતો તમારા હૃદયમા ક્રોધરૂપી રાક્ષસની સાથે યુદ્ધ કરીને જયારે તમે જીત મેળવશો ત્યારે હુ નાદાન ક્ષત્રીને ઘણોજ સંતોષ થશે

યોગી—અરે મુર્ખ! તુ મને કોણ શિખામણ દેનાર! તુ કુવાની અદર રેહેનાર દેડકાની માફક બોલ્યા કરે છે પણ તને એટલી ખબર નથી કે કોઈક વખત કુવાની અં-

દરથી બાહેર નીકળ્યા બાદ કોઈ મસ્ત પાડાના પગતળે ચગદાઈને ચુરા થઈ જઈશ, સમઝયોકે !

મુસાફર—અલબત, કદાચ મને દેડકાની ઉપમા આપો છો તેથી પણ મને ગીસ નથી કેમકે દેડકો વરસાદના વિયોગનો દરદી છે, વળી અત્યત જળ ભરેલામા વિહાર કરનારો છે—તેવા પ્રેમ વિપાગી દેડકાને તમારા જેવો વિવેકહીન અને મતિમદ રૂષ્ટ પુષ્ટ મદમસ્ત પાડો પગ તળે કચરી નાખે તે માત્ર પાડાનીજ બેવકુફાઈ છે પણ દેડકાની નથી. માહારાજ ! જરાક તામસને દબાવો, નાહક તમે તમારા શરીરને તમારી સત્તામા નાખીને શા માટે તપાવો છો ! શાન્ત થાઓ, અને સત્વ ગુણરૂપી અમુલ્ય કલ્પવૃક્ષનું સેવન કરો, હુ તો આપનો બાળક છુ તેથી આપ જેવા સત પુરૂષ સાથે યુદ્ધ કરવાને હુ શોભુજ નહી

યોગી—અરે ગર્ધભ ! તુ અમારા જેવા તપસ્વીઓનો ગુરૂ થવા ઇચ્છે છે કે ! પણ તુ નકકી સમજ કે જેમ પતગીયો દીપકની જ્યોત આગળ થોડી વખતના જીવનનો મીજમાન છે તેમ તુ પણ થોડીજ વખતને માટે જીવવાનો છે સમજ્યો ક !

મુસાફર—હા, માહારાજ, એ પણ વાત ખરી છે; બીચારો ગરીબ પતંગીયો તેજથી લુબ્ધ થએલો પોતાના જીવન ઉપર પરવા નહી રાખતા તેજમાજ સમાય છે પણ પેલા ગમાર દીપકને બીલકુલ કદર નથી કે આ ગરીબ પ્રાણી મારા માટે પોતાનો પ્રાણ તજે છે તેમ તમારા આગળ મારા શબ્દોની બીલકુલ કદર નથી એમ જાણીને હવે હુ માડી વાળુ છુ.

યોગી—અલ્યા મર્કટ ? ચાલ યુદ્ધ કરવા તૈયાર થા, નહી તો આ લોહદંડના એકજ પ્રહારથી તારો પ્રાણ કાઢી નાખુ છુ.

મુસાફર—( શસ્ત્ર અસ્ત્ર સહિત ઉભો થઈને ) હે માહારાજ ! હવે મને સારી રીતે ખાત્રી થઇ કે તમે તપસ્વી સાધુ નથી પણ વેદ ધર્મથી વીરૂદ્ધ વર્તનારા, યજ્ઞનો ભંગ કરનારા, તથા શિવાલયનું ખંડન કરનારા કોઇ રાક્ષસ છો,–વળી તમારા નામ સ્વભાવથી ખાત્રી થાય છે કે તમારૂં સતનું હૃદય નથી માટે તમારી સાથે યુધ્ધ કરવાને હવે કઇજ દોશ નથી

તોપણ હું કહું છું કે તમે મારા ઉપર પ્રથમ હથી આર ચલાવો એમ કહીને મુસાફરે પોતાના કમ્મરમાથી લાબી તરવાર તિક્ષણ ધારવાળી જમણા હાથમા ખુલી કરીને લીધી અને ડાબા હાથમા ગેડાની ઢાલ પકડીને ઉભો રહ્યો,—

આ પ્રમાણે દેખાવ જોઈને યોગીએ પોતાના હાથ માંથી લોહદંડ જમીન ઉપર ફેકી દીધો, અને તુરતજ કૃપા નજરથી પેલા મુસાફર પાસે આવીને તેની પીઠ ઉપર જમણો હાથ ઠોકીને કહેવા લાગ્યો કે બચ્ચા ! હું તારી પરિક્ષા લેવાને માટેજ આવ્યો હતો, હું યોગીછુ. સત પુરૂષોનાં કેવા લક્ષણ હોય છે તે તો જ્ઞાની પુરૂષો જાણે છે યદ્યપિ અત્યારે તને જે દેખાવ માત્રનોજ ક્રોધ બનાવ્યો છે તેનું કારણ જુદુ છે તે જુદા કારણમા તારી પ્રકૃતિ કસોટી લેવાની મને જરૂર હતી હવે હું તાહારા ઉપર પ્રસન્ન થયો છુ તે સાથે હું તને કહું છુ કે જે કઇ તારી ઇચ્છા હોય તે તુ મારી પાસે માગ્ય એટલે હું તને આપુ.

મુસાફર—હે ગુરૂ ! હું હવે નશિબદાર થયો કે આપના દર્શન થયા આપ ત્રિકાળદાર્શિ યોગી છો તેથી મારી ઇચ્છા શી છે ! એ કઇ આપનુ અજાણ્યું નથી, હું વિરાટ નગરના રાજાના ભાઇયાતનો પ્રતાપરૂદ્ર નામનો પુત્ર છુ, મારા પિતા સાથે તકરાર થવાથી હું બાહેર નીકળી

પડયો છું; તેથી શેર અન્ન મળે એટલે બસ છે, તેમાં આપ જેવા યોગીરાજના આશિર્વાદથી મારૂં કલ્યાણ થાય એમા કંઈજ આશ્ચર્ય નથી, એમ કહીને તે પ્રતાપરૂદ્ર મુસાફરે યોગી મહારાજના ચરણકમળમા દંડવત પ્રણામ કર્યો.

તે જોઈને યોગીરાજે કહ્યું કે બેટા ! પ્રતાપરૂદ્ર ! તું બેઠો થા, હુ ત્હારૂ કલ્યાણ કરવાને તને અત્યારેજ ગાંધર્વ રાજાનું નગર ભદ્રમંડલમા લઈ જવા ધારૂછુ. એ પ્રદેશ દેવલોકોના જેવો છે. ત્યાં પોહોચવાને મનુષ્ય માત્ર આ જીંદગીમા વખત મેળવી શકે તેમ નથી છતાં હુ તને મારા યોગ બળમા કોઇ એવી ગુફા અને જમીન અંદરના રસ્તે હુ તને લઈ જાઉંછુ કે ચાર ઘટિકામા તે રાજ્યમંદિરમાં જઇ પોહોચીશુ. માટે તુ હવે વીલંબ નહિ કરતાં મારી સાથે ચાલ્યો આવ્ય.

યોગીરાજનુ વચન સાંભરી પ્રતાપરૂદ્ર હાથ જોડીને બોલ્યો કે માહારાજ ! આપને મ્હે ઓળખ્યા નહી. એજ માહારૂ અજ્ઞાન છે, જેમ બાળક પોતાના માતપિતાની છાતીમા લાતો મારે છે છતા તે અવગુણ ધ્યાનમા નહિ લાવતા તેની ઉલટમા તે બાળક પ્યાર કરે છે તેવી રીતે હું આપનું બાળક છુ. ખરેખર આપે એજ રીતે મારા ઉપર કૃપા કરી છે. મારા કટુક વાકયો રૂપી અગ્નીને આપે પોતાના સત્વગુણ રૂપી જળે કરીને બુઝાવી નાંખ્યો છે તે આપ સંત પુરૂષનોજ મહિમા છે, જેવી રીતે કપાસમાં અનેક પ્રકારના સાધુત્વના ગુણ રહેલા છે તેથી પણ વિશેષ આપનામા ગુણ રહ્યા છે. હુ તો કેવળ ભાન વિનાનો નાદાન અને મુર્ખ સમાન છુ. તેવાને જ્ઞાન બતાવનાર મહાન ગુરૂ આપ છો અને હુ બાળક માટે આપે જે પ્રકારનું હિત ઇચ્છેલુ છે તે ઉપકાર હું જન્મભરમા ભુલવાનો નથી; ગુરૂ કહિયે તો હવે આપજ છો. માતપિતા કહીયે તોપણ આપજ છો.

અને આ જીંદગીના સુખનું જીવન કહીયે તો તે પણ આપજ છે. આ શેવકને જ્યાં લઈ જવા ધારવો ત્યા આવવાને દાસ તૈયાર છે.—આ પ્રમાણે પ્રતાપરૂદ્રે ફરીથી મસ્તક નમાવીને યોગીરાજના ચરણમા આળોટી પડયો—કૃપાથી જેના નેત્ર શોભી રહ્યા છે તેવા યોગીરાજે પ્રતાપરૂદ્રનો હાથ પકડીને ઉઠય બેટા ! ચાલ્ય મારી સાથે ! એમ કહીને ઉભો કર્યો; પછી આગળ યોગીરાજ અને પાછળ પ્રતાપરૂદ્ર એ પ્રમાણે ત્યાથી ચાલવા લાગ્યા.—થોડેક નજીક જતા એક મોટો ગોળ આકૃતીનો ટેકરા ઉપર પથ્થર ગોઠવ્યો હતો તે પથ્થરને યોગીરાજે લોહદંડ વડે કરીને ફેરવ્યો એટલે તેમા ઉતરવાને માટે બારણુ માલુમ પડયુ તે બારણાના લગતા પથ્થરથી ચણેલા પગથીયા જોવામા આવ્યા તેમા બન્ને જણે પ્રવેશ કર્યો, પછી પેલા પથ્થરને જેમ હતો તેમ ગોઠવી દીધો, એટલે એટલુ તો અધારૂ જણાયુ કે કયા જવુ તેની કોઇ રીતની સમજ પડે નહી પણ યોગીરાજ આગળ હતા તેથી શ્રદ્ધાળુ શુર પ્રતાપરૂદ્ર પાછળ પાછળ ચાલ્યા કરતો હતો આગળ જતા જળથી ભરેલો મોટો કુડ આવ્યો એટલે યોગીરાજ તે જગોએ ઉભા રહ્યા, પછી પ્રતાપરૂદ્રને કહ્યુ કે બેટા ! તુ મ્હારા શસ્ત્ર અસ્ત્ર સહિત આ જળથી ભરેલા કુડમા આખ્યો મીચીને પડતુ મુકય, હુ પણ તમાજ પડુછું, આ પ્રમાણે વચન સાભળીને પરાક્રમિ પ્રતાપરૂદ્રે યોગીરાજની આજ્ઞા પ્રમાણે તે કુડમા પડતુ મુકયુ એટલે ને સાથે યોગીરાજે પણ તેમજ કર્યું, જળમા પડતુ મુકયા પછી પ્રતાપરૂદ્રની શુશપ્તિ સ્થિતિ થઈ ગઇ, તે જળમા તેને કંઈજ સમજ પડી નહી, કે હુ કયાછુ તેમજ મારી સાથે કોણ છે. જેવી રીતે ઘોર નિદ્રાને આધીન થએલો અજ્ઞાન ભાસને પામેલો કઇજ જાણી શકતો નથી તેવી રીતે તેવી સ્થિતિવાળો પ્રતાપરૂદ્ર અત્યત જળના માર્ગમા પડેલો થોડીજ વારમા એક મોહોટા મેહેલના દરવાજા આ-

ગળ આંખ્યો મીચાયલી છતાં ઉભો રહ્યો, તે વખતે પ્રાતઃકાળ હતો. મંદ મંદ વાયુનો સુગંધી વેગ ફડકાટ મારી રહ્યો હતો, શરીર ઉપર સુગંધી પવન સ્પર્શતાંજ તે પ્રતાપરૂદ્રે પોતાના બન્યો નેત્ર ખુલ્લા કર્યા અને જુવે છે ત્યારે પોતાની જમણી બાજુએ યોગીરાજ લોહદંડ લઇને ઉભા રહેલા જોવામાં આવ્યા, તેમને જોતાજ જો કે તે પ્રતાપરૂદ્ર આશ્ચર્ય પામ્યો હતો તે કરતાં હજાર દરજ્જે જે રચના મહેલ અને દરવાજાની તેણે જોઇ નથી તેને આશ્ચર્ય ઉત્પન્ન થયું જાણે સુવર્ણના ગારાથી ભીંતો ઉપર પ્લાષ્ટર કર્યું હોય તેજ પ્રમાણે ઉદય થતા સુર્યના કીરણોનો પ્રતિભાસ દરેક છાયાવાળી જગો ઉપર તેજ યુક્ત પ્રસંગા રચે હતો, જોતાંજ નેત્ર અંજાઇ જતા હતા, જ્યારે રાજમહેલના છેક આગળના દરવાજાની અવર્ણનિય અને આશ્ચર્યજનક શોભા છે ત્યારે મેહેલમા અને મેહેલ બાહાર કેવી શોભા હશે ! તેની કલ્પના કરવાને પ્રતાપરૂદ્રને માર્ગ જડયો નહી, પ્રતાપરૂદ્રે અચંબો પામીને યોગીરાજ પ્રત્યે કહ્યુ કે ગુરૂજી ! આપનું સામર્થ્ય મેં અત્યારેજ જાણ્યું આપની સેવા હું કરી શકયો નથી છતા હુ કિંકર ઉપર કરૂણા કરીને આ ગાંધર્વ રાજ્ય પ્રદેશ મને બતાવોછો તેનો ઉપકાર હુ કેટલો માનુ ! માહારાજ ! હુ માનવ જાતનો ગાંધર્વ દેશમાં આવ્યો એજ માહારૂ ધન્યભાગ્ય છે મેં મારા નેત્રથી આર્ય ભુમિમાતો સ્વપ્નાવસ્થામા પણ આંહાવુ જોયું નથી. વળી આવી રચના જોવાની મને કલ્પના પણ મળી નથી મોટા મોટા વાલ્મીક જેવા આદી કવીએ પણ જોયુ નહીજ હોયતો પછી બીજા કવિયોની ગુંજાશ શી છે યોગીરાજે તે પ્રતાપરૂદ્રની પીઠ ઉપર પોતાનો જમણો હાથ ગોઠવીને કહ્યુ કે બેટા ! આ અદભુત ભુમિ ઉપર અને રાજ્ય સ્થાનમા તને આગળ જતાં મોટા મોટા લાભ મળવાના છે એમ હું તને ખરા દિલથી આશિર્વાદ દઉછુ, માટે તુ કોઇ પણ પ્રકારની ચિંતા કરનો માં. આટલો આશિર્વાદ દેઠે એટલે આગળના

દરવાજાનો જે દ્વારપાળ હતો તે યોગીરાજના ચરણમાં મસ્તક નમાવીને અને હાથ જોડીને ઉભો રહયો પછી કહેવા લાગ્યો કે હે દયાનિધે ! આપની શી આજ્ઞા છે ! આપ કૃપા કરીને રાજમંદિરમા પધારો વળી એ દીવશથી ધનંજય માહારાજ ધીરજ બહુજ સંતાપમા રહે છે. અન્ન પણ ખાતા નથી, અને આપનુ પગલે પગલે અને ડગલે ડગલે સ્મરણ કરે છે. માટે કૃપા કરીને પધારો આટલું કહીને તે દ્વારપાલ ઉભો રહ્યો એટલામાતો ખુદ ધનંજયનો ખાનગી જાસુસ એજ જગોએ આવી પોહોચ્યો અને તેણે દંડવત પ્રણામ કરીને યોગીરાજનો હાથ પકડયો. પછી રાજમહેલમાં યોગી અને પ્રતાપરૂદ્ર એ બન્યોએ પ્રવેશ કર્યો.

આ વખતે ધનંજયરાજા અગરબત્તી ઇત્યાદીક સુગંધીદ્રવનો ધુપ દઇને ગુરૂનુ સ્મર્ણ કરવામાં એકાગ્ર વૃત્તિવાળો થયો હતો તે સમગ્ર સ્થિતિ યોગીરાજે જોઇ લીધી, વળી તેના નેત્રમાથી અશ્રુધારા ચાલી રહેલી હતી. તે રાજાની નાશીકામાથી ચિંતાએ કરીને વ્યાપ્ત થએલો ઉષ્ણ પવન બાહેર નીકળતો હતો, વ્યાઘ્રચર્મ ઉપર પદ્માશન લગાવીને બેઠો હતો એજ પ્રમાણે રાણીજી પણ બીજા ઓરડામા ચિંતાએ કરીને વ્યાકુળી બની ગએલી ગુરૂજીને હકીકત કહેવાના ઇરાદાથી ગુરૂજીના આગમન માટે ધ્યાન ગ્રસ્ત થઇ રહેલી હતી. યદ્યપિ અત્યાર સુધી એકાગ્ર વૃતિનો ભંગ થયો નહોતો તેથી યોગીરાજે એજ વખતે ૐકાર ધ્વનિ કરીને ડાકડમરૂનો નાદ તથા શંખનો નાદ કરવા માંડયો. તે માંગલ્યધ્વનિ સાંભળતાંજ ધનંજયનાં બન્યો નેત્ર ખુલ્લા થયા—નેત્ર ખુલ્લાં થતાંજ પોતાના સાહામે ગુરૂજી ઉભા છે એવુ જોતાજ તુરત ઉભો થઇને ગુરૂના ચરણ શરોજમાં મસ્તક નમાવીને તેમને બેશવાને આશન આપ્યું. તેમની સાથે આવેલા પ્રતાપરૂદ્રને પણ યોગ્ય આશન આપ્યું. પછી ધનંજયરાજાએ કુશળતા પુછીને પોતા ઉપર જે હકીકત ગુજરી છે તે તમામ હકીકત ગુરૂજીને કહી સંભળાવી,

એટલે પોતાનો પુત્ર મદન કુમાર એકાએક ગયા રાજથી અવાચક થઇ ગએલો બીલકુલ બોલતો નથી તેમ ખાતો પણ નથી એ વીગરે સમાચાર કહ્યા જે જે પ્રકારના મત્ર તાત્રિક તથા વૈદિક ઉપચાર કરેલા છતા તે પ્રકારમા કંઇજ કાવી શકયા નથી તે વીગેરે કહી જણાવ્યુ પછી ગળગળીત થઇ ગએલા કંઠવાળા ધનજય રાજાએ નેત્રમાથી આસુ કાઢવા માડયા—આ તમાસો જોઇને ત્રિકાળદર્શિ યોગીરાજે ધનંજય રાજાને કહ્યુ કે હે રાજન્! તુ ધૈર્ય રાખ્ય, જેવી રીતે હુ તન શીષ્ય માનુ છુ તેવી રીતે આ મ્હારી જોડે બેઠો છે તેને હુ શિષ્ય માનુંછુ માટે તુ તેને પોતનો ગુરૂભાઇ સમજીને તથા પોતાનો વિશ્વાસ પાત્ર ભાઇ છે એમ પૂર્ણ રીતે જાણીને તુ પોતાની પાસે રાખ્ય, આ મ્હારા શિષ્યનુ નામ પ્રતાપરૂદ્ર છે, તે પૂર્ણ પરાક્રમિ અને કેવળ નિમકહલાલ સૂર મર્દ છે. અને આ પ્રતાપરૂદ્રના હાથથી જે જે કામ થવાના છે તે તે કામ ત્હે તારી પણ જીદગીમા જોયા ન હોય તેવા થશે, માટે તુ તેને પૂર્ણ રીતે વિશ્વાસથી સઘળા પ્રકારની સ્વતત્રતા આપજે, અને જેમ કરવા ધારે તેમ કરવામા આડો આવે તેમ કદી પણ જણાવતો મા અને એજ પ્રતાપરૂદ્ર તારા રાજકુમાર મદનને બોલતો કરશે. વળી મદનકુમારના સાહસ કાર્યથી જે કંઇ થશે તે બાજી સુધારવામા આ પ્રતાપરૂદ્ર જે કાઇ કરશે તેવું કામ તારા ગાધર્વ પ્રદેશમા કોઇ પણ કરવાને શક્તીવાન નથી એમ હુ ખાત્રીથી કહુછુ હે રાજન્! હુ ફક્ત તારા ખરા કામ માટે આવ્યો હતો, હવેહુ શ્વેતગીરીના શિખર ઉપર સમાધી માટે જાઉછું.

યોગીરાજનુ વચન સાભળીને હર્ષથી ઘેહેલો બની ગયેલા ધનજયે ફરીથી દંડવત પ્રણામ કર્યા અને કહેવા લાગ્યો કે હે મહારજ! આપની થએલી આજ્ઞા હુ માથે ચઢાવુ છુ—વળિ મારા પ્રાણ કરતા પણ આ પ્રતાપરૂદ્રને હુ અધિક માનીશ. તેમજ આપે જે જે શબ્દો કહ્યા છે તે દરેક શબ્દો મ્હે મારા હૃદયમાં નોધી રાખ્યા છે, મારે ભાઇ

છે જ નહી પૂર્વનો ઉત્તમ સંસ્કાર હોય તોજ ભાઈ છતાં પોતાનો મમતા ભરેલો ધર્મ જણાવી શકે છે પુર્વના ઉત્તમ અને નિરંતર નિકટ ધર્મ એ અને દાસત્વ સંસ્કાર યોગે શ્રી રામચંદ્રજી પરમાત્માના લક્ષ્મણજી ભાઈ હતા, તેમણે જે ધર્મ પોતાનો બજાવ્યો છે તેજ પ્રમાણે મને મારી જીંદગીમા સુખ આપવાને માટે અને મારૂ હિત ઇચ્છવાને માટે મને ગુરૂભાઈનો લાભ આપો છો તે બાબત હુ મારા ભાગ્ય અને મારા ઉપર આપની થએલી કૃપાને ધન્યવાદ માનુછું આ પ્રમાણે કહીને તે ધનંજય રાજા ગુરૂજીના ચર્ણારવિંદમા પડયો અને તુરતજ પ્રતાપરૂદ્રને પોતાની છાતી સરસો ચાંપીને અપૂર્વ પ્યાર બતાવવા લાગ્યો ધનજયનું વાક્ય સાભળીને બન્નેજણને આશિર્વાદ દઇને યોગીરાજ ત્યાથી જેવા ચાલતા થયા કે થોડીકજ પળમા ગેબ થઇ ગયા.

યોગીરાજના ગયા પછી મદનકુમારનુ ભલું ઈચ્છનાર મોટી આશાવાળા ધનજયે પ્રેમ પૂર્વક પ્રતાપરૂદ્ર તરફ દ્રષ્ટિ કરી અને કહેવા લાગ્યો કે હે ભાઈ તમારા પ્રત્યે ગુરૂની આજ્ઞા પ્રમાણે કિંચિત્ પણ જુદાઇ હુ માનતો નથી વળી આ રાજ્યમા જેટલી સત્તા માહારી છે તેટલી સત્તા રાજહિતને માટે હું તમનેજ બક્ષુછુ વળી તમે મારા રક્ષક તરીકે ભાઈછો, એમ હુ ખાત્રીથી કહુંછું.

પ્રતાપરૂદ્રે હાથ જોડીને રાજા પ્રત્યે કહ્યુ કે હે રાજન ! જે કઇ મારો રાજધર્મ છે તે કદી પણ ત્યાગ કરનારો નથી, માટે આ શેવકના સરખુ જે કઈ કામ હોય તે કૃપા કરીને ફરમાવશો,–

આ પ્રમાણે પ્રતાપરૂદ્રની વિનતી સાભળીને ધનંજયે પોતાના પુત્રની સ્થિતિ અને તેન સુધરે–બોલે અને પૂર્વની માફક આનદ મગ્ન રહે તેમ કરવાને હુ ખરા ખાસ તમનેજ ભલામણ કરૂછુ અને તેની તબિયત સુધરે ત્યા સુધી તેની પાસે રહેવાને હુ તમનેજ સુચવુ છુ હે ભાઈ ? તમે મારૂ અંગ છો, વળી ભોજન વખતે તમારા વિના હું જમ-

નાર પણ નથી. માત્ર મદનકુમાર બોલતો નથી તેથી પણ નથી. માત્ર મદનકુમાર બોલતો નથી તેથી અન્નજળ લેવાની આખડી લઇને હું બેઠાછુ.—અન્ન ખાધે બે દીવસ થયા છે,—ગુરૂમાહાત્મા જ્યારે અન્ન ખવરાવશે ત્યારેજ હુ ખાઇશ. જ્યારે મદનકુમાર અન્ન ખાશે ત્યારેજ હુ અન્ન લેવાનોછુ આ પ્રમાણે કહીને ધનજ્ય રાજા અને રાણીઓ બન્યો નેત્રમાથી આસુ કાઢવા માંડયા—રાજા અને રાણીની દીનતા સ્થિતિ જોઇને પ્રતાપરૂદ્રે કહ્યુ કે આજે ઉત્તમ પ્રકારનુ ભોજન બનાવરાવવાની હુમણાને હુમણા શરૂવાત કરો, એજ મદનકુમાર મારા ગયા પછી કેટલીકવારે મારી સાથે બોલશે. અને હુજ તેને જમવાને માટે થાળ મગાવીશ. હુજ તેનો ખાનગી મિત્ર બનિશ હુજ સમય સુચકતાને જોઇશ માટે હે રાજન્ ! તમે તે બાબત કઇજ ચિતા કરતામા—પ્રતાપરૂદ્રનુ વચન સાભળી મોટી આશાવાળો આનંદ પામતો ધનજય ઉભો થઇને પ્રતાપરૂદ્રને ફરીથી પ્રેમથી ભેટયો, અને હર્ષના આસુએ કરીને ધનજયે પ્રતાપરૂદ્રનો છાતી ભીની કરી નાખી—પ્રતાપરૂદ્ર આજ્ઞા લઇને બીજા મેહેલ તરફ એક નોકર સાથે રાજકુમાર મદનકુમાર ભણી વળ્યો થોડીકજ વારમા પ્રતાપરૂદ્ર પેલા રાજકુમારના શૃગારેલા અવાસમા જઈ પોહોચ્યો, જ્યારે તેણે તે કુમાર તરફ દ્રષ્ટિ કરી ત્યારે જે સ્થિતિ તેના જોવામાં આવી તે સ્થિતિ માટે તે પ્રતાપરૂદ્રના મનમા કોઇ જુદી જુદા પ્રકારના વિચાર ઉત્પન્ન થવા લાગ્યા, આ વખતે કેટલાક જાસુસો પાસે બેસી રહ્યા હતા. તેમજ તે મુઢ થઈ ગએલા રાજકુમાર પાસે રાજ્યમત્રિ પણ બેઠા હતો, આહાવો મડલીમા ભવ્ય વેહેશવાળો તથા તે મુખ્ય ધનજયના ખાસ વિશ્વાસુ માણુસ સાથે આવેલો પ્રતાપરૂદ્રને મત્રિએ તથા સમગ્ર પ્રકૃતિ મડલે જોઇને માન્ય આપ્યું. એજ વખતે સાથે આવેલો વિશ્વાસુ માણુસ પ્રકૃતિ મડલને પ્રતાપરૂદ્ર ઉપર ધનજ્ય રાજાની અપૂર્વ કૃપા માટે તથા તેમને પોતાનો ગુરૂભાઈ માન્યો છે એ વીગેરે વાત

કહ્યા તેથી તે સમગ્ર જનોએ પ્રતાપરૂદ્ર રાજા ધનંજયની માફક માનીને અદબ બજાવીને એક બાજુએ ઉભા રહ્યા, રાજકુમારતો વિચિત્ર દ્રષ્ટિથી જેમ જોતો હતો તેમજ જોયા કરતો હતો જેના એમજ જણાતુ હતુ કે આ કુમાર કેવળ અજ્ઞ બન્યો હો, કે કેવળ વિચિત્ર વ્યાધિને આધિન થએલો વિવેકને ભુલિ ગયો હોય એમ સ્પષ્ટ જણાતુ હતુ યદ્યપિ પ્રતાપરૂદ્રની ગોઠવણુ કોઈ વિચિત્રજ હતી તેણે આ વખતે પોતાના મનમા એક વિચાર એવો ઘડી કાઢયો કે વતે વિચાર ઘડી કાઢવાની સાથે પ્રકૃતિ મડલ તથા સમગ્ર જાસુસ વર્ગ પ્રત્યે આજ્ઞા કરી કે તમે કોઈ પણ માણુસ આ જગોએ અત્યારે બેસતા નહી તમે તમામ અહીયાથી બાહેર નીકળી જાઓ તેમા પણ એટલા બધા દુર જઈને બેસો કે માહારી અને રાજકુમાર વચે થતી વાત કોઈ પણ સાભળે નહી.—આટલુ સાભળતાજ તમામ માણસોને આ-શ્ચર્ય સાથે આનદ થયો. અને તેવી આજ્ઞા થતાજ તમામ આ વિલબે કરીને બાહેર નીકળી ગયા અને છેક રાજદ્વારની દોહોડી બાહેર એક ઉચા ચણેલા ચોતરા ઉપર જાજમ પથરાવીને બેઠા આ વખતે ફક્ત રાજકુમાર અને પ્રતાપરૂદ્ર એ બેજ જણા રાજ મહેલના ગારેલા સ્થલમા હતા, કેવ-ળશાન્ત ભાવ નાની ચાદર પથરાઈ રહી હતી જેમા જે તરફ રાજકુમારની દ્રષ્ટી હતી તે તરફ પ્રતાપરૂદ્ર વળીને રાજ-કુમારના પલગ ઉપર બેઠો ધીરે રહીને તેણે રાજકુમારનો જમણો હાથ પકડીને નાડી તપાસી ત્યાર પછી મસ્તક પેટ વીગરે કેટલાક અવયવો જોઇ લીધા, અને એક નજરે જેવી રીતે યોગી લોકો ધારેલી વસ્તુને અતરમા સિદ્ધ કરવાને ત્રાટક મુદ્રા કરે છે તેવી રીતે કેટલીકવાર સુધી રાજકુમારના બન્યે નેત્ર ઉપર દ્રષ્ટિ કરીને પ્રતાપરૂદ્રે એકાગ્ર વૃતિનો પ્રયોગ કર્યો. અને એજ પ્રયોગમા ભાવી સસ્કાર બળવડે કરીને એક એવી યુક્તી નજરે આવી પડી કે તે યુક્તિ હવે રાજકુમાર સાથે વાતચીતમા વાપરવી—ખરેખર એજ યુક્તિ હોવી જોઇએ રાજકુમાર તરૂણ જુવાન છે કદાચ કોઇક

મોહક યાને મોહીનિ વસ્તુ ઉપર મોહ પામી ગયો હોય અને એજ મોહમાં તેના એવા તો સાહસ વિચાર ઘેટાળા ખાતે ભરાઈ ગયા હોય કે તે વિચાર બાહેર કાઢવાને શરમાતો હોય, માટે જે યુકતી એજ સંબંધને લગતી મને જડી આવી છે તે હવે આ વખતે ગોઠવુ તો ઠીક એમ પ્રતાપરૂદ્રે વિચાર કરીને પેલા રાજકુમારના મસ્તક ઉપર પ્યાર પુર્વક હાથ ફેરવીને કહેવા લાગ્યો કે–મિત્ર ! હું તમારૂ ભલુ ઈચ્છવાને માટે આવ્યોછુ, હે ભઇ ! આ દુનિયામા પોતાના હૃદયરૂપી પેટીની વાત કદી પણ વિશ્વાસવિના સોંપાતી નથી. જેમા હું એમ ધારૂછુ કે તમે તમારા પેટની વાત બાહેર મુકી શકતા નથી તેથી તમે બોલતા નથી, તમને કોઇ પણ જાતનો રોગ થયો નથી માત્ર જે વસ્તુ તમે મૃગયા રમવા ગયામા સાભળી છે અગર દીઠી છે તેવી વસ્તુ કોઇ જગોએ જોઇ નથી, અને તે વસ્તુ મેળવવાને માટે તમે મોહ પામી ગયા હો તથા આશ્ચર્ય પામ્યાહો, એમ જણાય છે–હે પ્રિયમિત્ર એ કાંઇ ચમત્કાર જુદોજ હોવો જોઇએ, મને તો તમારી નાડી જોતાં તબીયતે આરામિયતની દેખાય છે તથાપી માત્ર એટલુજ જણાય છે કે તમે કોઈ મોહનિના મોહમા ફસાયલા છો, બોલો તે વાત ખરીકે નહી ! જો ખરૂ ન બોલો તો તમારા અંતઃકરણનો વિચાર મારા સિવાય કોઈ બાહેર પાડનાર કિંવા પૂર્ણ કરનાર છેજ નહી માટે તમે બોલો અને મને ખુલાસેથી વાત કરો આ પ્રમાણે પ્રતાપરૂદ્રે ઉપર ટપકે કે જેના ઘણા અર્થ થાય તેવું ભાષણ કર્યુ–"કાંઇ મોહનિના મોહમાં ફસાયા છો" આટલો છેવટનો ભાવાર્થ તથા તમામ ભાવાર્થમા કોઈ એજ વિષયને લગતો અર્થ હોવાથી તે રાજકુમાર પ્રતાપરૂદ્રની વાણી સાભળીને એકદમ પલંગમાં બેઠો થયો. અને તરતજ બોલવા લાગ્યો કે તમે કોણ છો ! અને કયાંથી આવોછો ! માહારા હૃદયનો રોગ અત્યારસુધીમાં કોઈ ઓળખી શકયો નથી માત્ર તમે જાણી શકયા છો,-જ્યારે તમે વ્યાધી જાણી ત્યારેજ હું તમારી

સાથે આટલુ બોલ્યોછુ યદ્યપિ તમે આ નગરના નહિ છતાં નવીન અને તાજા જણાયો છો

પ્રતાપરૂદ્ર પ્રસન્ન થતો અને ધારેલી મુરાદ પુરી થઇ તેથી આનંદ પામતો રાજકુમારને કહેવા લાગ્યો કે માહરા મેહેરબાન ! હું આપના પિતાજીનો ગુરૂ ભાઇછુ તેમણે મારા ઉપર જેટલી કૃપા તથા જેટલી મમતા રાખી છે તથા જેટલો વિશ્વાસ રાખ્યો છે તેટલો બીજા કોઇ ઉપર તેમણે રાખ્યો નથી તે પોતાના મુછના વાળ જેવો મને જાણીને રાખ્યો છે; જોકે મારી ઉમ્મર આપના કરતાં કદાચ પાંચ વરસે નાની છે અને આપના પિતાતો વૃદ્ધ છે યદ્યપિ ગુરૂ ભાઇ જાણીને મને પોતાનો ગણ્યો છે–તોપણ મારી અને તમારી વયમા પાચ વરસનો અતર છે તોપણ સમાન વય ગણાય છે તેથી હુ તમને મારા અતઃકરણના મિત્ર સમઝું છુ. માટે માહારાથી કોઇ પણ વાતમા ભેદ રાખતાં મા.

પ્રતાપરૂદ્રનું ભાષણ સાંભળી ખાનપાન વિનાનો સુકાયો ડાંસ જેવો બનિ ગયેલો હતા પ્રફુલ્લ ચેહેરેથી રાજકુમાર કહેવા લાગ્યો કે અલબત હવે હુ તમને મારા વિશ્વાસુ મિત્ર સમજુ છું. માહારા પિતા એટલાતો ચાલાક અને બુદ્ધિવાન છે કે તેમના આગળ કોઇનુ કપટ પ્રપંચ ચાલી શકે તેમ નથી, તેમજ મારા પિતાનો મારા ઉપર એટલો તો સ્વાબ છે કે હુ આ સ્થિતિએ આવી ગયેલો છતાં મારા મનની મુરાદ પુરી પાડવા માટે આગ્રહીવાન કરી શકયો નથી.–એક તરફ દર્દ દત જાહેર કરવાને માટે શરમ અને એક તરફ અવર્ણનિય મોહ એવો છે કે તે બન્નેના અનુસંધાનમાં મને કઇજ સુઝ પડતી નથી પણ હું તમને એટલુ તો કહુછું કે " મોહનિના મોહમાં તમે ફસાયા છો " એમ જે તમે મને કહ્યું તથા તે લગતી હકીકત કહી તે શા ઉપરથી ! તમને શી રીતે ખબર પડી !

ખબર ગમે તે રીતે પડી તેના માટે ભવિષ્ય કથનની તાત્રિક વિદ્યા છે, અને તે વિદ્યાનો બોધ અત્યારે તાત્કાળીક થઇ શકતો નથી પણ હું કહુછુ કે તમારી જે કોઇ

પ્રકારની મુરાદ હોય તે તમે મને કહી દો, આ પ્રમાણે પ્રતાપરૂદ્ર બોલ્યો.

હા એ વાત કહેવાને હું તૈયાર છું પણ તે કામ પાર પાડવા માટે તમે મને વચન આપો તો હું તમને કહું; એમ રાજકુમારે કહ્યું

ઠીક હું કબુલ કરૂં છું. અને તેમ કરવા વચન આપું છું પણ ભોજન કરવા માટે અત્યારે હું થાળ મંગાવું તે તમારે ભોજન કરવું પડશે; અને હવે પછી તમારૂ કામ બે દીવસમાં હું પાર પાડીશ માટે તમે એવું વચન આપો કે જે પ્રકારે મારી આજ્ઞા થાય તે પ્રમાણેજ તમારે ચાલવું તેમાં તમારે કદી પણ આડા આવવુ નહી, પ્રતાપરૂદ્રે કહ્યું.

રાજકુમારે થાળ મંગાવવાને અને હમેશાં પ્રત પરૂદ્રના કહેવા પ્રમાણે વર્તવાને વચન આપ્યું તેમજ રાજકુમારની મુરાદ બે દીવસમાં પુરી પાડવાને પ્રતાપરૂદ્રે વચન આપ્યુ—જ્યારે રાજકુમારને ખાત્રી થઇ કે આ કોઇ વિલક્ષણ બુદ્ધિનો બળવાન અને ચમત્કારીક માણસ છે, પછી તેણે તમામ વાત પ્રતાપરૂદ્રને કહી સંભળાવી. નદી કીનારા ઉપર પેલા પોળીએ જે ખુલાસો આપ્યો હતો તથા મોહનીનું નામ બતાવ્યું હતું. તથા વસ્ત્રની અનિયવર્ણ્ય સુગંધી તથા ચમત્કારીક ગોળીથી તેટલે દુરથી આવવું આ વિગેરે તમામ હકીકત પ્રતાપરૂદ્રને જણાવી—

આહાવી વાત સાંભળ્યા પછી પ્રતાપરૂદ્રે કહ્યું કે. પ્રિયભાઇ ! તમે તે સ્ત્રીને બીલકુલ દીઠી પણ નથી, તે છતાં તેણી ઉપર આટલો બધો મોહ શા માટે રાખો છો ? કદાચ એક આંખે કાંણી હોય ! કિંવા લંગડી હોય, કિંવા કુષ્ટ રોગી હોય. અને જાદુઈ ક્રિયામાં કુશળ હોય તેથી શું થયું ! જ્યાં સુધી આંખેથી જોયુ નથી ત્યાં સુધી તમને તેના અવર્ણનિય રૂપની કેવી રીતે ખાત્રી થઇ ગઇ !

પ્રતાપરૂદ્રનું વચન સાંભળી રાજકુમારે કહ્યું કે હા એ સઘળુ તમારૂ કહેવું ઠેકાણે છે, પણ મ્હારા નમસ્નેહ

ધોઅી કદીપણ જુઠું બોલે તેવો નથી. તેમજ આ દેશમાં તેવું અત્તર બીલકુલ થતુંજ નથી છતાં તે અત્તર ક્યાંથી લાવે છે તેમજ આ ગાંધર્વ નગરમાં મોટા મોટા સમૃદ્ધિવાન પુરૂષો છે તો પણ તેવું અત્તર મેળવી શકયા નથી; વળી ચમત્કારીક શ્વેત ગુટિકા કોઇને પણ તેવી પ્રાપ્ત થઇ નથી; આ સિવાય તેણીમા કેટલી ચાતુર્યતા તથા બુદ્ધિબળ અને વિદ્યા હશે ! તેના માટે કેમ વિચાર ન કરવો જોઇએ ! મિત્ર ! મ્હેતો જ્યારથી તે વાત સાંભળી છે તથા ચમત્કાર જોયો છે ત્યારથી પણ લીધું છે કે તેણીની સાથે લગ્ન કર્યાં વિના કદી પણ અન્ન જળ લેવું નહી, અને ત્યારથી હું તે સ્ત્રીની કલ્પિત મુર્તિની સમાધીમાં પડી રહ્યો હતો તે સ્ત્રીની ચમત્કારિક વિદ્યા જોવાના લોભમાં અને તેની સાથે લગ્ન કરવાના મોહમા મારૂ હૃદય તે તરફજ દોરાયલું છે મને ત્યારથી રમત ગમત કે રાગરંગ તથા વન ઉપવનની મજાહ લેવાને બીલકુલ રૂચતું નથી. તેણીના મોહરૂદમા જીર્ણ થઇ જવુ અને તેણીની સાથે મોહયુક્ત પ્યારના પાશમાં રહીને અને અંતઃકરણના કેંદ્રમાં તેણીની છબી ધારીને ભલેને દેહમાથી પ્રાણ જાય તો બેહેતર છે એમજ ધારીને હું પડયો રહયો છુ, મિત્ર ! મારી આહાવો યોગવાઇ ઉપર તમે હસ્તા હો કે નિંદતા હોતો તેનો મને દરકાર નથી માત્ર દરકાર તેણી સાથે લગ્ન સાધવાનોજ દ્રઢ કર્યો છે. અને તે કામ પાર પાડવાને માટે જ્યારે તમે મને વચન આપ્યુ ત્યારેજ હુ તમારી સાથે બોલ્યો છું, અને હવે હમેશાં જમવાને માટે અત્યારથી કબુલ થયો છું.

રાજકુમારનો દ્રઢ વિચાર જોઇને પ્રતાપરૂદ્રે કહ્યું કે હવે હું બોલેલો ફરનાર નથી. આવતી કાલેજ તે સ્ત્રીની સાથે તમારાં લગ્ન થશે; પછી કાંઇ છે ! પ્રતાપરૂદ્રનું વચન સાભળી રાજકુમાર પ્રસન્ન થયો તેજ વખતે પ્રતાપરૂદ્રે એક જાસુસને બુમ પાડીને પોતાની પાસે બોલાવ્યો, અને થાળ પીરસીને લાવવાની તેને આજ્ઞા કરી આજ્ઞા થતાંજ તુરત

જાસુસ ત્યાં જઈ પોહોચ્યો, તેણે નજરે જોયેલી તમામ હ
કીકત અર્થાત હવે પ્રતાપરૂદ્ર સાથે રાજકુમાર હર્ષિ ખુશીથી
વાતો કરે છે અને ભોજન માટે થાળ મંગાવી છે વીગેરે
બાવ ધનંજય રાજાને અને રાણીજીને કહી સંભળાવી અંધ
જેમ નેત્રને પામે તેમ ધનજય રાજા આનંદ પામ્યો
મૃગચર્મ ઉપરથી એકદમ ઉભો થયો અને ભોજનની થાળ
તૈયાર કરાવીને રવાને કરી પ્રતાપરૂદ્રના પ્રતાપ માટે
ઘણુજ વખાણ કરવા લાગ્યો પોતે અને રાણીજી ત્રણ
દીવસથી ભુખ્યા તરસ્યા છે તોપણ પ્રતાપરૂદ્રના આવ્યા
વિના જમવા સારૂ કોઇ બેઠુ નહી. પ્રતાપરૂદ્ર જાણતો હતો
કે બે ત્રણ દિવસના અપવાસી રાજા અને રાણીજી છે તે
મારા ગયા વિના જમવા બેસવાના નથી એમ જાણીને
જેમ જલદી બને તેમ પોતે ઊતાવળ કરવામા કાળજી
હતો, તે કાળજી અત્યારે પુર્ણ થઇ રાજકુમારે ભોજન
લીધુ એટલે પ્રતાપરૂદ્રે ભોજન કરીને પછી પાછુ આવ-
વાની શરતથી રજા, માગી, અને પ્રતાપરૂદ્ર રાજા ધનજય
પાસે જઈ પોહોચ્યો.

---

## પ્રકરણ ૩ જુ.

### પ્રતાપરૂદ્ર અને ધનંજય.

જેમ પ્યાસથી વ્યાકુળ થયેલો ચાતક યાને ચકોર
એકજ રૂતુના બુંદને પામવાને ટળવળે છે તેજ પ્રમાણે રાજા
ધનજય પ્રતાપરૂદ્રની રાહ જોતો હતો; જેમાં થોડીજ વખ-
તમાં સઘળુ કામ અટપીને પ્રતાપરૂદ્રને આવતો જોયો; તેણે
કરેલી યોગવાઈ ઉપર તથા રાજકુવરે ભોજન કર્યું તે ત-
મામ પરિશ્રમ તેનો જાણીને આનંદ પામતો ધનંજય
રાજા ઉભો થઇને પ્રતાપરૂદ્રને ભેટી પડયો; પ્રતાપરૂદ્રે
પોતાના મુરબ્બી તરીકે જાણીને અને જેષ્ટ ગુરૂભાઈ પ્રત્યે
સપ્રેમપૂર્વક ધર્મ બજાવીને તે સાષ્ટાગ દંડવત થઇને
ધનંજયના ચરણકમળમાં નમી પડયો ! આ વખતે પ્રતા-

પરૂદ્રની સ્વચ્છ હૃદયની સરલતા જોઇને અને તેનું કાળજી પૂર્વક તથા તથા ચતુરાઇ ભરેલું કામ જોઇને ધનંજય ઘણુ સંતોષ પામ્યો આ વખતે ભોજન માટે સુવર્ણના મોટા થાળ પીરસાઇ ગયા હતા, તેથી પ્રતાપરૂદ્રનો હાથ પકડીને ધનજય રાજાએ પોતાની જોડે બેસવાને જમવાનો આરભ કરયો રાજ્યમહિરમા ખુબ રાજાને માટે રસોઇની તજવીજમા શાની મણા હોય ! જેટલુ વર્ણન કરીયે તેટલુ થોડુ છે, ભોજન કરતા કરતા તમામ હકીકત ધનજયે પ્રતાપરૂદ્રને પુછી એટલે તેનો ઉત્તર અથથી તે ઇતિ સુધી પ્રતાપરૂદ્રે યુક્તિ પૂર્વક આપ્યો

એજ વખતે ધનજયે પ્રશ્ન કરયો કે તે મોહીની નામની સ્ત્રી સાથે જ્યારે લગ્ન કરવાનુ ઇચ્છે છે તેના માટે મને કોઇ પ્રકારની મુશ્કેલી નથી પણ તે વણિકની જાત હોવાથી આપણા રાજ્યમા રાજ્ય રાણીની જગોએ ગણાય નહી, તેમજ તેની જે સતતી થાય તે રાજ્યગાદીને લાયક ગણાશે નહી તેમજ અમારા રાજ્ય કુલને મોટુ કલક લાગવા જેવુ થઇ પડશે, હે ભાઇ તમે તે મોહાન્ધ મદનકુમારને વચન આપી મુકયાછો અને તે વચનના યોગેજ તે બોલ્યો છે; અને થાળ પીરસાવીને તેણે ભોજન કર્યુ છે તેનો યથાસ્થિત કર્યું છે પણ સાબાશ છે તમને કે આ ઉડા દરદની કુચી જો કે કોઇના જાણવામા આવી શકી નહી તે તે કુંચી તમે શોધી કાઢી છે; અને તેના છેવટના પરિણામમા હુ પણ અન્ન ખવા મળી શકયોછું એ પ્રમાણે કહીને ધનજય રાજાએ રાજકુમારના દુરાગ્રહ ઉપર નિશ્વાસ મુકયો

તે જોઇને પ્રતાપરૂદ્રે કહ્યું કે કૃપાસિધુ ! ધૈર્યતાના ફળ ઘણાજ સારાં નીવડે છે; ભલે કદી તે મોહની સ્ત્રી સાથે લગ્ન કરે, તથાપી કાળે કરીને રાજ્યગાદીને દીપાવે તેવી દેવાગના જેવી આ રાજ્ય ભળી પણ ચઢીયાતા કુળવાળી શામાટે ન મળિ શકે ' મળિ શકેજ, ધનંજયે

પોતાની છાતી ઉપર હાથ મુકીને પ્રતાપરૂદ્રને કહ્યુ કે હે ભાઈ ! આ રાજકુમારની સાથે લગ્ન કરવા સારૂ જો કે તે જાણતો નથી તે પેહેલાં મ્હેં દેશ દેશની રાજ્યકન્યાઓની છબીઓ પાંચ પચાસ મગાવી મુકી છે અને તે તમામ છબીયોમ થી કઇ રાજ્યકન્યાની છબીને તે પસંદ કરે છે ! તે તેની ઇચ્છા સમજી લઇને તે ઠેકાણે લગ્ન કરવાને મારી મુરાદ હતી દરમિયાન હમણા એકાએક વિઘ્નકારક હરકત એવી આવી પડી છે કે પૂર્વ તમામ છબીયો જે ભેગી કરી મુકી છે તે પરિશ્રમ ઉપર અત્યારે પાણી રેડાય છે, માટે હવે હુ શુ કરૂ ! પણ જો કદાચ તમે તે મોહાન્ધ મદન-કુમારને તમામ છબીઓ બતાવશો તો મને લાગે છે કે અત્યારે વગર દીઠેલી સ્ત્રી ઉપર મોહ પામી ગયેલો નાદાન કોઈપણ રાજ્યકન્યાની છબી જોઇને કદાચ પસદ કરશે, અને જો કે એમ થાય તો રસ્તો પણ સુર્લભ થઈ જાય છે કેમ ! તમારા વિચારમા આ ગોઠવણ યોગ્ય લાગે છે કે નહી ! એમ ધનંજયે યુક્તિથી વાત કરી.

પ્રતાપરૂદ્ર બોલ્યો કે અન્નદાતા ! આપનો વિચર ઘણોજ ઉત્તમ છે કદાચ માની જાયતો તે યુક્તિમા કાંઈક આશા રહેલ છે માટે આપની આજ્ઞા પ્રમાણે હું હમણાજ તે સમગ્ર છબિયો લઇ જાઉછુ અને તેના પરિણામની હકી-કત આપને તુરત જણાવીશ.

આ પ્રમાણે વિચાર ભોજન કરતાં કરતાં નિર્ણય કરયો, જમ્યા પછી તુરતજ ધનજયે સુવર્ણ કબાટમાંથી તમામ છબીયો કાઢીને પ્રતાપરૂદ્ર તે ઉચકીને મદનકુમાર તરફ ચાલ્યો ગયો.

હવેતો આધળાને જેવી રીતે લાકડીનો ટેકો કીમતી ગણવામા આવે છે તે પ્રમાણે મદનકુમારનું કાર્ય શફળ થવા રૂપ અને ચક્ષુરૂપ પ્રતાપરૂ થઇ પડયો હતો મદનકુ-મારની પાસેથી થોડીવારને માટે અથોત ભોજન લઈને પાછા આવવાની શરતે પ્રતાપરૂદ્ર ખસ્યો હતો, તોપણ મદનકુમા-

રને તાલાવેલી લાગી રહી હતી, તેને બીલકુલ જંપ વળતો નહોતો પોતાના હજુરીયોને વારંવાર પુછયા કરતો કે પ્રતાપરૂદ્ર હજુ સુધી કેમ આવી શકયા નથી ! એમ કહીને પોતાનુ હ્રદય ચિંતાએ કરીને લિપ્ત થયુ હોય એમ જણાવતો હતો પણ જયારે પ્રતાપરૂદ્ર જે પોહોચ્યો અને તેને જ્યારે રાજકુમારે જોયો ત્યારે તે આનંદ થતો પલંગમાંથી ઉભો થઇને એકાએક ભેટી પડયો અને બોલ્યો કે પ્રિયમિત્ર ! તમારા વિનાતો મને એક ઘડી વ્યતિત કરવાને મુશ્કેલ થઇ પડી હતી ઘણુ સારૂ થયુ કે તમે આવી પોહોચ્યા, મારા મનની મુરાદ પુરી થવામા સાધનરૂપ તમેજ છો કહો જોઇએ તમે મારા પિતાજી પાસે જઇને શુ કહી આવ્યા ! તમે કેવી રીતે વાત છ છેડી હતી ! અને તે વાતમા મારા પિતાજીની વૃત્તિ કેવી જણાઇ ! આ પ્રમાણે રાજકુમાર પ્રતાપરૂદ્રને વાત કરીને એક દ્રષ્ટિથી જોવા લાગ્યો

પ્રતાપરૂદ્ર બોલ્યો કે મેહેરબાન ! જરાક સબુર રાખો. મ્હે જે વચન આપ્યુ છે તે વચન કદી ફરવાનુ નથી પણ કેટલીક હકીકત તમારા જાણવામા ન હોય તે વાત તમને જણાવવી એ માહારૂ કામ છે. કુવાની અંદર રેહેનારો દેડકો કુવાની અંદરની જેટલી મર્યાદાને ખરી માનીને તેમાજ તે સતોષ માને છે, કુગ્રામમા નિવાસ કરનારાઓએ જયાસુધી ઇંદ્રભુવન જેવા વિશાળ સ્થળોવાળુ વિસ્તાર યુક્ત અને ભવ્ય તથા કળા કૌશલ્યથી ભરપુર નગર જોયુ નથી ત્યાસુધી તે કુગ્રામવાસી માણસ તેવાજ ગામમા રહીને આનંદ પામે છે. જ્યાંસુધી આમ્રફળ ચાખ્યુ નથી ત્યાં સુધી કોઠ અને બીલા ખાનાર માણસ તે ફળનેજ ઉત્તમ માને છે ભાવાર્થ એ છે કે તે તમામ અજાણપણાથી થાય છે, તેજ પ્રમાણે અત્યારે જે સ્રી ઉપર તમને મોહ ઉત્પન્ન થયો છે તે સ્રી કરતાં બીજી રાજકુમારીયોનુ સ્વરૂપ દેવાંગના જેવુ હોય તથા પેલી મોહની જેવી સ્રી તે રાજકુમારીયોના સ્વરૂપ આગળ ઠીકરા જેવી દેખાતી હોય ત્યારે તે

બાબત ચોકસી કરીને તમારે જાતે જોવાનું છે મિત્ર ! હું તમારૂં ભલું ઇચ્છનારો મિત્ર છું. અને જે કંઇ ગોઠવણ કરૂછું વળી તેટલા માટે હું આ તમામ દેશ વિદેશની રાજકુમારીયોની છબિયો તમને બતાવવા સારૂ લાવ્યો છું તે તમે અનુક્રમે જુવો; કેમકે પછીથી તમને પસ્તાવો થાય એ ઠીક નહી. કહેવતમા કહ્યું છે કે बहु रत्नानि वसुंधरा, એટલે આ પૃથિવ ઉપર એવી કોઇ અજબ વસ્તુઓ છે કે તે વસ્તુ જોનાર માણુસ તે ઉત્તમ વસ્તુના ભેદને જાણી શકે. માટે તમારે પ્રથમથી ચોકસી કરવી હોય તો આ તમામ ચીત્રોને તમે જોઇ લ્યો. એમ કહીને તેણે દરેક છબિયો એક ભીતના ટેકાથી ગોઠવીને રાજકુમારને બતાવવાની શરૂવાત કરી.

રાજકુમારે એક પછી એક તમામ છબિયો જોઇને છેવટે પોતાનું મસ્તક હલાવ્યુ. તેમજ પોતાનું મોહું કટાણું કરી નાખ્યું. પછી પ્રતાપરૂદ્રને કહેવા લાગ્યો કે મિત્ર ! આહામાની એક પણ છબી મને પસંદ નથી. મિત્ર ! મ્હેં જે તમને કહ્યું છે તેજ હું શ્રેષ્ટ માનુછુ.

અરે માહારા મેહેરબાન ! તમે વિદ્વાન પુરોહિતની પાસે રહીને ઉતમ વિદ્યાનું જ્ઞાન મેળવ્યું છે—વળી રાજનીતીના મુળ તત્વને તમે જાણોછો, તેમજ શ્રીવેદવ્યાસ માહારાજ વિદુર જેવા નાયકને ઠરાવીને જે નિતિ પ્રદર્શિત કરી છે તેવી શ્રેષ્ટ વિદુરનીતીના રહસ્યને તમે સમજ્યા છો છતાં આ વખતે તમે એટલુ બધુ સાહસ કરવાનેં આગળ પગ મુકોછો કે તે તમામ જાણુવા પણ ઉપર પાણી ફરી વળે છે,—શાસ્ત્રમા કહ્યું છે કે કનક અને કન્યા તપાસીને લેવુ જોઇએ. સુવર્ણ નિષ્કલંક છે માટે તેની ખાત્રી કરવાને તેની કસોટી કરવામા તથા અગ્નીમાં તપાવવામા આવે છે. એટલે જો કે નિષ્કલંક અને શુદ્ધ સુવર્ણ હોય છે તે તેમ કરવાથી જણાઇ આવે છે તેજ પ્રમાણે જીંદગીના સુખને માટે જે સાધન મેળવવાનું છે તે સુવર્ણની માફક ખાત્રી

કરીને મેળવવું જોઇએ; કુળવાન, સ્વરૂપવાન ગુણવાન અને બુદ્ધવાન કન્યા હોય તોજ જીંદગી સુધી પ્રાપ્ત થાય છે.—તે પ્રમાણે તે મોહનિને તમે સ્વપ્નમાં પણ જોઇ નથી, તે રંગે કાળી છે કે ગૌરવર્ણની ! તેની પણ ખબર નથી, તેનામાં લક્ષણ કેવા છે ! તે પણ તમે જાણતા નથી છતાં આટલો બધો મોહ મા ૧ તેની સુગંધીવાળાં વસ્ત્ર ઉપર અને તેની પાસેની શ્વેત ગુટિકા ઉપરથી જે વધી ગયો છે તેના માટે મને તો ઘણુ આશ્ચર્ય લાગે છે ! જોકે હુ તમને વચન દઈ ચુકયો છુ તે તો કદી ફરવાનુંજ નથી અને આવતી કાલેજ તેણીની સાથે તમારૂ લગ્ન કરવામાં આવશે. પણ પાછળથી જ્યારે તમને ખેદ ઉત્પન્ન થાય એવાં લક્ષણ તે મોહની કન્યામાથી જણાશે ત્યારે તેના જવાબદાર અમે કોઇ નથી, કેમ એ વાત પસદ છેની ! આ પ્રમાણે પ્રતાપરૂદ્રે રાજકુમારને કહ્યું —

રાજકુમારે ઉતર આપ્યો કે મિત્ર ! જેનમાં આ નગરથી બાર કોસ દૂર નદી તરફ જ્યારે છુપી રીતે એક ધોબીને પોતાનાં કપડા ધોવા મોકલે છે ત્યારે તેમા કોઇ છુપો ભેદ હોવો જોઈએ અને તે છુપા ભેદમા કઇ પ્રકારનો અભ ગ ખજાનો અર્થાત રચના હશે તેતો લગ્ન સબંધ થયા પછીજ જણાય, મિત્ર કનકનીતો કસોટી કરવાથી અને તેને તપાવવાથી ખરા ખોટાની સમજ પડે છે પણ આતો એવું ઉતમ કનક છે કે તેણીના પરાક્રમની સુગધી શુભ રીતે આવવા લાગી છે તે સુગધીના ભેદને જાણીને તેણીના વિરહ યોગે હુ બેચેન બની ગયોછુ; મિત્ર ! તમારા મનમા કદાચ મારા વિચાર ઘેલછાઈ જેવા લાગતા હશે પણ જ્યારે તેણી સાથે માર લગ્ન થશે ત્યાર પછી તમને જે ખુબિ જણાશે તે જોઇને તમને સંતોષ મળ્યા વિના નહી રહે એમ હું ખાત્રીથી કહુ છુ. તેણીમાં કેટલી કરામતો હશે તે તમામ આપણા જાણવા બાહેર છે. માટે તમે તમારી ઉપર ઉપરની કલ્પનાઓને મુકી દઈને હવે જે પ્ર-

કારે આકારૂ લગ્ન તેણી સાથે જલદીથી થાય તેમ તમે કરોતો ઘણું સારૂ.

પ્રતાપચંદ્રે જાણ્યું કે હવે રાજકુમારના હૃદયમાં દુરાગ્રહી મોહ વ્યાપ્યો છે તે હવે કદી ફરનાર નથી, એમ સમજીને રાજકુમાર પાસેથી તે ઉઠયો અને તમામ છબી-ચોનુ ભુગણું બગલમા મારીને રાજકુમારને દીલાસો આપ્યો કે હવે તમે નિશ્ચિતથી રહો, અને તમારી મુરાદ પુરી થાય તેવી પહેલ હવે હું આજ બપોર પછી ભરાતી કચેરીમા કરવાને હું યત્ન કરૂં છુ. કદાચ તે યત્ન કરવામા વાર થાય તો તમે કોઈ પ્રકારની ચિંતા રાખતામા. એ પ્રકારે દિલાસો આપીને પ્રતાપરૂદ્ર રાજા ધનજય પાસે જઈ પોહોચ્યો અને તમામ હકીકત પ્રતા-રૂદ્રે નિવેદન કરી; તે પછી પોતાનો અભિપ્રાય જે યોગ્ય હતો તે ધનંજયને કહી સમજાવ્યો. જે ઉપરથી પ્રતાપ-રૂદ્રના કહેવા પ્રમાણે કરવાને દીપચંદ્ર નામના મોહોટા વેપારી તરફ પોતાનો ખાનગી હજુરી વિશ્વકેતુ નામના માણસને મોકલ્યો.

---

## પ્રકરણ ૪ થું.

### ધનંજય રાજાની કચેરીમાં દિપચદ્રનું આગમન.

આજ ધનજય રાજાએ ઘણા ભભકાથી દરબાર ભર્યો હતો; આ વખતે બપોર વીતી ગયા પછી બે ઘટાનો વખત થયો હતો, કચેરીનો ભવ્ય આડંબર જોઇને ધૈર્યવાન પુરૂ-ષોના પણ હાજા ગગડી ગયા શિવાય રહે નહીં; એવા ભવ્ય દિમાકવાળી રાજસભા કેવળ શાન્ત વૃત્તિથી ભરાયલી હતી, ધનજય રાજાની જમણી બાજુએ સેન્યાપતિ અને તે સેન્યમાં તમામ વીરપુરૂષોની અનુક્રમવાર બેઠક હતી; અને ડાબી બાજુએ તર્ક ન્યાય અને નીતિના શાસ્ત્રને જાણવાવાળા વિદ્વાન પુરોહિત આદિ અષ્ટ જનસમુહ રાજ-

પ્રકૃતિયોની બેઠક હતી તેમના પછી તમામ લેખક વર્ગ હતો; એ પ્રકારે બન્ને બાજુ શોભી રહેલી હતી. ધનન્જય રાજાનું સિંહાસન આઠ પગથીયાવાળું ત્રણ માથોડા ઉચું હતું તે સિંહાસન એટલું તો વિશાળ હતું કે બાજુ બાજુ ચમર ઢાળનારાઓ તથા જનાનખાનામાં ઉત્તમ સ્વરૂપવાળી દાશીઓ પંખા લઈને ઉભી રહી શકે; તેમજ રાજાજીની બન્ને બાજુએ શૃંગારેલી ગાદીઓ બેઠકની સુવર્ણના છત્ર સાથેની શોભતી હતી તેમા વિશાળ છત્ર નીચે રાજા ધનન્જયની બેઠક હતી, ધનંજયે પોતાના ગુરૂભાઈને પોતાના વિશાળ સિંહાસનના એક બીજા પગથીયા આગળ ઉત્તમ બેઠક ઉપર પ્રતાપરૂદ્રને બેસાર્યો હતો. આ ઉપરથી એમ જણાતું હતું કે ધનન્જય હૃદય કેન્દ્રમાં વસનાર પ્રતારૂદ્ર શિવાય બીજો કોઇ છેજ નહી; જેવી રીતે પુર્ણ ચન્દ્રના આગળ શુક્રનો તારો શોભે છે તેવી રીતે ધનન્જય રાજાના સિંહાસનના એક નીચા ભાગની બેઠક ઉપર પ્રતાપરૂદ્ર શોભતો હતો, જેવી રીતે સઘળા નક્ષત્રોમાં બ્રહસ્પતીનો તારો પ્રકાશ આપે છે તેવી રીતે ડાબી બાજુની ઓળમા રાજ્ય પુરોહિત શોભતો હતો, તે ભવ્ય સભાના મધ્ય ભાગમા સંગિતમા કુશળતા બતાવનારી તથા હાવભાવથી આનંદ પ્રાપ્ત કરાવનારી અને નેત્ર કટાક્ષથી શૃંગારનુ ઉદિત કરાવનારી વારાંગનાઓ મોહક શૃંગાર પેહેરીને ચપળ નેત્રથી રાજભુષણ તરફ નજર કરી રહેલીયો શાન્ત વૃતિથી બેઠેલીયો હતી, તેની પાછળ તબલચી અને સારંગી બજાવનારા વૃદ્ધ ઉસ્તાદો સૌમ્ય નેત્રથી શાન્ત રસને બતાવનારાઓ ગંભીર મુદ્રાએ કરીને બેઠેલા શોભતા હતા; રાજસભામા પ્રવેશ કરનારાઓને યોગ્ય જગોએ બેસવાને ઇસારો કરનારા ચોપદારો સુવર્ણની છડી હાથમા પકડીને બન્ને બાજુ છેક છેલ્લા ભાગમાં પ્રવેશ પંથ ઉપર ઉભા રહેલા હતા, રાવણની સભામાં જેવી રીતે ક્રૂર યોદ્ધાઓ યુદ્ધને વિષે ભય બતાવનારા અને સભામા ડીમાકનુ દર્શન કરાવનારા હતા તેવી રીતે

રાજા ધનંજયની જમણી બાજુની વિસ્તારવાળી ઓળમાં કોટા નેત્રવાળા શસ્ત્ર અસ્ત્ર ધારણ કરીને બેઠેલા હતા; જેમાં સઘળાઓની દ્રષ્ટિ રાજા ધનંજય તરફ અડગ થઇ રહેલી હતી;—આજ આટલા ઠિમાકથી શા માટે સભા કરી છે! એવી શંકા ધરાવનારા સઘળા જનો હોવાથી હવે રાજા ધનંજય શી આજ્ઞા કરે છે તે જાણવાને ઇંતેજાર થઇ રહેલા જણાતા હતા, આ વખતે રાજા પણ બોલ્યા ચાલ્યા વિના મૌન વૃતિ ધારણ કરીને બેઠો હતો, એટલામા પ્રતાપરૂદ્રે એક જાસુસને સાન કરીને જ્યા મોકલ્યો હતો તે જાસુસ રાજકુમાર (મદન કુમાર) ને લઇને સભામા આવી પોહો ચ્યો, એટલે સભામા ચોપદારોઓ રાજકુમારના આવાગમન માટે રાજ્ય રૂડી પ્રમાણે જે કંઇ બોલવુ ઘટે તે પ્રમાણે બોલીને તસલીમ આપી રાજકુમાર પોતાના પિતાજીની જમણી બાજુની બેઠક ઉપર બેઠો, આ વખતે ધનજય રાજાએ પોતાના પુત્ર તરફ કોઇ બીજીજ રીતની દ્રષ્ટિથી જોતો હતો, જે દ્રષ્ટિમા પોતાના પુત્રના દુરાગ્રહ માટે જાંણે નાખુશ હોય તેવો દેખાવ જણાવતો હતો, તે દેખાવથી રાજકુમાર જમીન તરફ નજર કરીને કાઇ પણ બોલ્યા ચાલ્યા વિના બેશી રહ્યો હતો, અહાહા, કેવી અજબ રચના છે કે જ્યારે મોહ વિકાર ફેલાય છે ત્યારે કુળધર્મની મર્યાદા ઉપર પણ બેદરકારી રાખવાને વિવેક પાછો પડી જાય છે, પુરાણ પોથાના ગપાટા ઉપરથી એક વખતે સદાશિવ માહાત્મા શામવર્ણ વાળી તરૂણ ભીલડીના નેત્ર કટાક્ષ ઉપર મોહ પામીને પોતે હસ્તિચર્મને પરીધાન કરેલુ મુકી દઇને તેને આલિંગન કરવા સારૂ ઉભા થયા હતા, બીજી વખતે એજ સદાશિવ મોહનિ સ્વરૂપ ઉપર મોહ પામીને તે મોહનીને વળગ્યા હતા, પણ જ્યારે વિષ્ણુ માહારાજને જોવામાં આવ્યા ત્યારે પોતે લજ્યાયમાન થઇને જમીન ઉપર દ્રષ્ટિ કરવા લાગ્યા એજ પ્રમાણે આ વખતે રાજકુમારના હૃદયમા જે મોહની વૃત્તિ ગઈ છે તે માત્ર વિહ્વળ વૃતિ જ-

નિત મોહનું કારણ હતું, એજ મોહે પોતાના પિતાજીના ઉચ્ચ શિક્ષણ ઉપર તે ધ્યાન આપી શકયો નહી.-જેથી તે લજ્જાયમાન થઇને પોતાનો સ્વાર્થ સુધારવાની શ્રેણી ઉપર ચઢી ગએલો હતો, વારૂ ત્યારે હવે આપણે તેવા રાજકુમારને એજ જગોએ તેવી સ્થિતિમાંજ બેસારી મુકયે છિયે અને હવે શુ થાય છે તે ઉપર આપણે ધ્યાન આપીયે.

થોડીવાર થઇ એટલે રાજા ધનજયનો માનિતો હજુરી વિશ્વકેતુ પોતાની સાથે એક તરૂણ મદથી મસ્ત થએલી ઉરવશીના સ્વરૂપનુ માન ખંડન કરી નાખે તેવી સોળ વરસના ઉમરવાળો અને તે સાથે વૃદ્ધ વયવાળો કે જેના તદન સફેત વાળ થઈ ગયા છે એવો એમ બે જણને લેઇને તે સભાના પ્રવેશ કરીને અને રાજા ધનંજયને નમન કરીને ઉભો રહ્યો-પછી હાથ જોડીને કહેવા લાગ્યો કે અન્નદાતા ' આપની આજ્ઞા પ્રમાણે આ વૃદ્ધ દીપચંદ્ર અને તેમની સાથે આ મોહની તેમની દીકરી થાય છે તેઓને લઇને હુ હાજર થયો છું. વિશ્વકેતુનુ વચન સાભળીને પ્રસંન્ન વદનથી રાજા ધનંજયે એક ઉત્તમ આસન ઉપર વૃદ્ધ દીપચદ્રને અને તેની જોડે મોહનીને આજ્ઞા કરી. ત્યારપછી દીપચદ્રે હાથ જોડીને રાજા ધનજય પ્રત્યે વીનતી કરી કે હે રાજેન્દ્ર ! આ શેવકને શા કામ સારૂ આપે બોલાવ્યો છે આ તાબેદાર આપની આજ્ઞા ઉઠાવવાને હમેશાને માટે આતુર છે. યદ્યપિ આ નિર્દોષ બાળાને આપની સમક્ષ લાવવાને શી જ્રૂર પડી છે ! એ જાણવાને આ શેવક ઇચ્છા રાખે છે.

ધનજય—હે દીપચદ્ર ! એ નિર્દોષ બાળા મ્હારી બેટાબેટી છે. પિતા પાસે કિવા માતા પાસે કિવા ગુરૂ પાસે અને સ્વસુર પાસે આવવાને અને તેમની નિતિયુક્ત આજ્ઞા પાળવાને તે બેટા બેટીયોનો ધર્મજ રહેલો છે માટે હે દીપચદ્ર ! તુ એ બાબત તારા મનમા કઈજ શંકા લાવતો માં.

દીપચંદ—અલબત ! આપ તો અમારા માતપીતા છો; અને અમારા જાનમાલનું રક્ષણ કરનારા જીવનરૂપ છો.

ધનંજય—હે દીપચંદ્ર ! આ તાહરી પુત્રી મોહની સાથે મારો રાજકુમાર લગ્ન કરવાને ઇચ્છે છે. તેના માટે તારો અભિપ્રાય કેહેવો છે ! તું તેમ થવામાં ખુશી છે કે નહી !

દીપચંદ—( એકદમ હર્ષના આવેશમાં આવતો ) હે રાજન્ ! માહારે એવુ કયાથી ધન્ય ભાગ્ય હોય કે આપની સાથે મારો તવો ગાઢો સંબધ જોડાય ' પણ અફસોસ છુ કે આ મારી હઠીલી પુત્રી બે વરસથી કોઇ એવોજ નીયમ લઇ બેઠી છે કે હવે મારે કોઇની પણ સાથે લગ્ન કરવાની ઇચ્છા નથી મ્હે મારી જાતીના ધનાઢય માણુસોના લાયક પુત્રોની સકડો છબીયો મગાવેલી હતી, અને તે તમામ છબીયો તેને બતાવી હતી તોપણ તેની ધ્યાનમાં આવતુ નથી નથી હુ કટાળી ગયોછું અને આ કમનસિબ છોકરીના દુરાગ્રહને લીધે હું પણ નારાજ થઇને મારો વખત ગમગીનમા કાહુછુ; તે સ્વતંત્ર વૃતિવાળી છોકરી મારા અવાસમાંનો બીજો ભાગ છે તેમાં પોતે એકલી રહે છે આ પ્રમાણે તે છોકરીની વૃત્તિ હોવાથી તેણીના લગ્ન કરવા માટે મારા હાથમા કોઈ ઈલાજ રહ્યો નથી

ધનજય—અરે ! દીપચદ્ર મારા નગરમા કોઇ એવું માણુસ નથી કે પોતાની પુત્રી ની ઉમર સોળ વરસ થયેલી હોય અને તેને કુંવારી રાખી મુકે—ઉમર લાયક છોકરી જ્યારે લગ્ન કર્યા વિનાની હોય ત્યારે ડગલે ડગલે બ્રહ્મ-હત્યાનુ પાપ તે છોકરીના પીતાને શીર લાગુ થાય છે. તે તું નથી જાણુતો ! જ્યારે પ્રજા તેવા પાતકવાળી હોય ત્યારે તે પાપનો બદલો રાજાને ભોગવવો પડે છે. જ્યારે તેમ થાય ત્યારે તમારા જેવા પાપાચરણવાળાઓને શિક્ષા શા માટે ન કરવી જોઇએ ! હવે હુ એમ ધારૂછું કે તે છોકરીના દુરાગ્રહનો બદલો તુ પોતાને ભોગવવાનો વખત

આવ્યો છે, હવે તનેજ જેલખાનામા નાખવો ઘટે છે. અને આ દુરાગ્રહવાળી છોકરીને પણ કેદમા રાખવી જોઇએ ! કેમ દીપચંદ ! આ સજા કરતા પણ તમારૂ પાપ ધોવાય તેમ નથી ! માટે તું શો વિચાર કરે છે !

દીપચંદ—( થરથરતા પગે હાથ જોડીને ) હે પ્રભુ ! હે રાજેંદ્ર, આપનો સખત હુકમ સાંભળતા મારૂ શરીર કંપવા લાગ્યું છે; આપની કૃપાકટાક્ષમા મારૂ જીવન આબાદ છે અને આપના ક્રોધમા મારો તમામ આધાર નિર્મુલ થઇ જાય છે, માટે આ નિરપરાધી સેવક ઉપર કૃપા કરો. અને જેમ આપ આજ્ઞા ફરમાવો તેમ કરવાને હુ હાજર છું; એમ બોલતો બોલતો દીપચંદ કંપાતા શરીરે રાજા ધનજય આગળ દીન બનીને ઉભો રહ્યો.

. તે જોઇને મોહનિયે વિચાર કરયો કે મારૂ પાલણપોષણ કરનાર મારી નેત્રની કીકી કરતા પણ વધારે પ્યારા પિતાજીને જ્યારે મારા માટેજ આવી દુખદાયક સજા ભોગવવાનો પ્રસગ આવ્યો છે ત્યારે લાવ્યને હુંજ આ રાજા આગળ કબુલાત મને મનસૂચતી આપુ એટલે નિરાંત થાય એમ વિચાર કરીને મોહનીએ બે હાથ જોડીને ધનંજય રાજાને કહ્યુ કે પિતાજી ! આપતો મારા માતપીતા છો, અને અમારૂ પાલન કરનાર છો, આપની આજ્ઞા જ્યારે એવી સખત થઈ છે તો હુ આપના વિચાર પ્રમાણે પરણવાને માટે તઇયાર થાઉછું પણ મારો જે ઠરાવ છે તે રાજકુમાર પાળે એવો દસ્તાવેજ કરી આપો અને તે ઉપર મોહોર છાપ થાય તોજ હુ વરવાને તઇયારછું, આ પ્રમાણે કહીને તેણે રાજાજી સામે હાથ જોડીને નમસ્કાર કર્યો.

ધનંજયે કહ્યુ કે બેટા ! જે કઇ તારા મનની મુરાદ હોય તે તુ જાહેર કર ! ઠરાવમા તુ કેવો મતલબ બતાવવા ધારે છે !

મોહનીયે કહ્યું કે દીવસે સૂર્ય અસ્ત થતા સુધી હું રાજકુમાર પાસે રાજમહેલમાં રહું અને સુર્ય અસ્ત થાય એટલે હું મારે ત્યાં ચાલી જાઉ.

અરે ! એતો દુનિયાના વ્યવહારથી પણ વિચિત્ર અને નિરાળો રંગ ઢંગ તું બતાવે છે; ચાલો ઠીક છે. એ તારા નિશ્ચયપણામાં હું હાથ ઘાલવા માગતો નથી. તારો ઠરાવ આ મદનકુમારને કબુલ હોય તો તે તેવા ઠરાવ ઉપર સહી કરે, અને લગ્નનો આરંભ કાલેજ થાય, એમ કહીને ધનંજયે મનમા એવો વિચાર કર્યો કે આ મોહનિના વિચિત્ર ઠરાવથી જો કે રાજકુમાર નાખુશ થાય તો તેણી સાથે લગ્ન કરવાનો વિચાર માડીવાળે અને એમ થાય તો આપણો ધારેલો મનસુબો પુરો થશે. માટે આવી બાબતમા વચ્ચે પડવાની જરૂર નથી એમ વિચાર કરીને તે વિચાર પોતાની પાસે બેઠેલા પ્રતાપરૂદ્રને ધનંજયે કહી જણાવ્યો, અને એમ થવા દેવામા આપણે આડા આવવાનુ કામ નથી એમ પોતાનો અભિપ્રાય આપ્યો, પછી ધનજયે પ્રતાપરૂદ્રને કહ્યું કે તમે રાજકુમારને આ મોહિનીના ઠરાવ માટે ખુલાસો પુછો અને તેને પસંદ હોય તો તે પોતાના હાથથી તેવો ઠરાવ લખીને આપે અને તે ઉપર મોહોર મુદ્રાછાપ થાય એટલે બસ છે—પ્રતાપરૂદ્રે રાજકુમારને સાન કરીને એક બીજા ઓરડામા જઇને પુછયુ ત્યારે તેણે મોહનીના ઠરાવ માટે કબુલત આપી, જેથી એજ વખતે મોહનીના કહેવા પ્રમાણે ઠરાવ લખીને અને રાજકુવરની સહી કરાવીને મોહનીના હાથમા પત્ર આપ્યો એજ વખતે મોહનીયે રાજા ધનંજયના ચરણમા મસ્તક નમાવ્યુ અને પોતાને ઘેર જવાની આજ્ઞા માગી અને દીપચંદે પણ આજ્ઞા માગતા સાથે આવતી કાલે લગ્ન કાર્યની શોભાઇ કરવાને પોતે તૈયારી માટે રજા લીધી આ કામમા જોઇતી મદદ આપવાને ધનંજયે દીપચંદને પોતાનો વિચાર જણાવ્યો વળિ ધનજય હસતાં હસતાં પ્રેમપુર્વક બોલ્યો કે હવે તો તમે અમારા વેહેવાઈ થયા છો, માટે અમારા તરફનુ કામ કાજ કહેવાને તમે કોઇ પણ રીતની શંકા લાવતામા—ધનંજય જેવા રાજેન્દ્રના મુખમાથી જ્યારે આવા શબ્દો નીકળ્યા તે વખતે દીપચંદ

બહુજ હર્ષના આવેશમાં ગાંડા ઘેલા જેવો બની ગયો. વળી પ્રબળ રાજ્યસત્તાનો ફાંકો અને તેની હુંફ સંપૂર્ણ રીતે પોતા તરફ આકર્ષાઈ જાણીને તેના નવલ ઉમંગનો પારજ રહયો નહી. આ વખતે તે હળહળા ભરેલી સભામાંથી દીપચંદ અને મોહની પોતાને ઘર તરફ જવાને નીકળ્યાં તે વખતે નવલ વેહેવાઈ બનવાની ઇચ્છા વાલા સાથે રાજદ્વારી જાસુસો સંરક્ષણ અર્થે ઠેઠ ઘેર મુકવાને અને ઉતમ પ્રકારની રાજ્ય ગાડીમાં બેસારવાને યોગવાઈ માટે હાજર થયાં, આ તરફ આવતી કાલે લગ્ન કાર્યમાં જોયતાં સાધનો તઈયાર કરવાને મતસદી વર્ગ તરફ અને રાજ્ય ગોર પુરોહિત તરફ આજ્ઞા આપવામા આવી; પછી સભામાથી ધનન્જય રાજા ઉભો થઇને અને પ્રતાપકુંવરની આંગળી પકડીને રાજ્યમંદીરમાં ચાલ્યા ગયા;—રાજેન્દ્ર જ્યારે ઉઠીને ચાલ્યા ગયા ત્યારે સભામાં આવેલા તમામ જનો પોતપોતાના કામે અને મકાન તરફ જવા લાગ્યા; રાજકુમાર પણ રાજ્યમેહેલની જોડે પોતાના ખાનગી બેઠક તરફ હજુરીયો સાથે જવા લાગ્યો, આ વખતે દીપચંદ્રના ભાગ્યોદય માટે અને મોહની જે કે વ્યાપારીની પુત્રી તે રાજ્યમા પૂર્વે રાણી બનશે તે બાબત વાતો કરવા લાગ્યા, થોડીકવારમા તમામ લોકો વેરાઈ ગયા.

બીજે દિવસે ઘણાજ ધામધુમથી મદનકુપારનું લગ્ન મોહીની સાથે કરવામા આવ્યુ તે કામ આટોપાઈ ગયા પછી બીજે દીવસથી સુર્ય ઉદય થાય તે વખતે મોહીની પોતાના ખાવિંદ પાસે રાજમહેલમા આવતી હતી. અને સુર્ય અસ્ત થાય તે વખતે પોતાની સાથે દાશીને લઈને પોતાને ઘેર જતી હતી. આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ક્રમ ઠરાવ પ્રમાણે જાથુ રહેવા લાગ્યો, જો કે આ પ્રમાણે થતું હતું તોપણ રાજકુમાર તેમ થવા દેતો હતો કેમકે મોહીનીના કોઇ અજબ રંગ છંગના ચેહેરાથી યાને તેણીના વાણીવીલાસથી અને તેણીના નેત્ર કટાક્ષથી એવો તો ભ્રમર જેવો કામલુબ્ધ તથા મોહલુબ્ધ બનિ ગયો હતો કે

તે કુમાર મોહીનીના હૃદયમાં કાંઇ પણ પ્રકારનો ક્ષોભ થાય એમ કરતો નહોતો.—મોહીની જ્યારે સાયંકાળ થાય તે વખતે ઠરાવ પ્રમાણે પોતાના ઘેર જતી હતી તે વખતે મદનકુમાર તેણીના વિયોગે કરીને આખી રાત્રની બેચેનીના દરદ માટે આજીજી પૂર્વક ઘણુ ઘણું કહેતો હતો પરંતુ તે વખતે જાદુ ભરેલા નેત્રવાળી પોતાના નેત્રના ભુવા ચઢાવીને અને છણકો કરીને મદનકુમારની આજ્ઞા ઉપર લાત મારીને ચાલી જતી હતી; છતા પણ મોહલુબ્ધ મદનકુમાર રાત્રીનો વિરહ સહન કર્યા કરતો હતો મારા વાચક મિત્રો! અહાહા! આ સ્રીનું હૃદય તેના પ્રત્યે પ્રેમાળ હતુ કે માત્ર તેના દુરાગ્રહને સાચવવા પુરતા સ્વાર્થવાળુ હતુ! તે માટે વિચાર કરવાને વાચકવર્ગને સત્તા આપુછુ

---

## પ્રકરણ ૫ મું.

### પ્રારબ્ધ અને પુરૂષાર્થ

વિરાગના નિરાપરાધી રાજ્યકન્યાનો અન્યાય.

વસંતઋતુ ઉતરીને ગ્રિષ્મ રૂતુએ પોતાનો અમલ સારીપેઠે જમાવ્યો હતો આ વખતે વરખ અને મિથુન રાશિનો સૂર્ય એવો તો તપતો હતો કે ગમે તેવા દ્રઢ અંગવાળાના શરીરમાંથી પરસ્વેદના ઝેબે ઝેબ છુટયા વિના રહેજ નહીં, આકાશમા વાદળાની ગતી પુર્વ દીશાથી પશ્ચિમ દીશા તરફ થવાની શરૂવાત થઇ રહી હતી, પરંતુ વાદળાંમાંથી સુર્યની તિક્ષ્ણ રશ્મિ ઘણીજ સખત લાગતી હતી. આ વખતે અશ્વ ઉપર બેઠેલો એક સ્વાર શસ્ત્ર અસ્રથી સજ્જીત થએલો ભયાનક જંગલોના ટેકરા ટેકરીનો રસ્તો કાપતો નિર્ભય થતો જતો હતો? તેણે મસ્તક ઉપર લોહનો ટોપ અને તે ઉપર ચંપેઈ રંગનો મલમલનો ફેંટો બાંધ્યો હતો. તે ફેંટાને ચારે બાજુ સોનેરી કોર હતી; તેના કંઠમાં અમુલ્ય મોતીની માળા મોટા દાણાવાળી દશ સેરોથી ભભકદાર જણાતી હતી તેની શ્યામ રંગની ગીરદ

હાહાડી છાતીના પ્રદેશ સુધી ગતી આપનારી જણાતી હતી; તેની છાતીનો પોહોળો ભાગ એટલો તો વિશાળ હતો કે તે ઉપરથી એમ જણાતુ હતું કે આ માણસ ધૈર્યથી યશ મેળવે તેવો હોગે. જોઈએ તેના બન્ને નેત્ર અરૂણ રંગના વીરરસનું ઉદીપન જણાવનારા છતા તે નેત્રના કેન્દ્રમાં દયાનો નિવાસ હોય એમ જણાતુ હતુ, તેના બન્ને આજાન ( લાબા ) બાહુ પરાક્રમ દર્શક અને ઉતમ કાર્ય કરવામા આગળ પડતા હોય એમ જણાતા હતા, એવો દઢ અગવાળો નિડર યોદ્ધો જગલની ઘટ્ટ ઝાડીમા ચારે તરફ નજર ફેરવતો ફેરવતો પોતાના ઘોડાને હકારતો હતો અને જાણે કાઈ ખોવાઈ ગયેલી વસ્તુ હોય અને શોધ કરતો હોય તેમ તે ચારે બાજુ જોયાં કરતો હતો. તે સાથે એમ પણ બડબડી જતો હતો કે અરે ! આહાવા ગાધર્વ રાજેન્દ્રની સત્તામા પણ હાથ ઘાલનાર એવો કોણ બળવાન હશે ! મ્હારો ઘોડો પણ થાકવા આવ્યો છે, તાપ એવો તો સખત પડેછે કે, તેથી શરીરમા પરશેવાના ઝેમ છુટયા છે. ચાહ્ય જીવ ! હવે આગળ જઈને કાંઈક પરિશ્રમ કરીયે, અહાહા ! મારા તરફ નિર્દોશ નજરથી હરવખતે દ્રષ્ટિ કરનારી ઉપર આટલી બધી આફ્રત ! અરે ! પણ જયા બહોળુ રાજય હોય ત્યા અધેર પણ ઘણુ જ હોય છે, યદ્યપિ મને પૂરી રીતે તે વીરબાળાને માટે ખાત્રી છે કે પોતાનુ શિયળ સાચવવામા સાવધ રહ્યા વિના રહેજ નહી. આમ બોલીને પોતાના ઘોડાને વૃક્ષની છાયા નીચે ઉભો રાખી મદમદ પવનનો લાભ લેતો હતો. એ પ્રકારે થોડો આરામ લઈને ઘોડાને ત્યાથી આગળ ચલાવવાને ગતી આપતો હતો; આગળ ચાલતાં અત્યંત વિકટ જગલ એહેવું તો આવ્યુ કે વૃક્ષની ઘટામા થઈને જવાને છેક સાકડો રસ્તો નીચાણમાં ઉતરવાનો આવ્યો અને તે રસ્તામા બન્ને બાજુએ વૃક્ષ જુથ્થમા ચપાના ઝાડ તથા ગુલાબ અને બોલસરીના વૃક્ષો હોવાથી તેને સ્પર્શીઈને સુગંધી પવન આવતો હતો; આવો રસ્તો જોઈને તેનું મગજ તર થઈ ગયું, પણ તે

બન્ને ડુંગરાઓની મધ્ય ભાગનો છેક ઉંડાણમાં ઉતરવાનો રસ્તો હતો, તેથી તે મુસાફરના મનમા અનેક પ્રકારના વિચાર આવવા લાગ્યા કે અહીથી ડુંગરાઓની ખીણમાં જવાશે કે કેમ । જોકે તેમ હશે અને છેવટે ઉંચો પાહાડ માલુમ પડશે તો રસ્તાનો નિકાલ નહિ હોવાને લીધે પાછા ફરવું પડશે એવો વિચાર પોતે કરે છે તે સાથે તેની કુદરતિ સાહસ કાર્ય વૃત્તિ હોવાથી તે પોતાના થતા વિચાર ઉપર બેદરકારી રાખતો આગળ ધસવા લાગ્યો ત્યારે તેને રસ્તામા માણસોના પગલા જણાયા,–આ જોઇને તેને કાંઇક આશા બંધાઇ કે આગળ જતા કાંઇક જવાના માર્ગનો નિ-કાલ હોવોજ જોઇએ—તેવા પગલા જોઇને તે ઘોડે સ્વાર મુસાફરે ત્યાથી આગળ પ્રયાણ કરવાની શરૂવાત કરી, થોડેક દુર ગયો એટલે રસ્તામા મર્ણ પામેલો કદાવર શરીરવાળો અને ગૌરવર્ણનો છના શસ્ત્ર અસ્ત્રથી સજ્જીત થએલો કોઇ યોદ્ધ પુરૂષ જણાયો, તે જોઇને આ મુસાફર ઘોડા ઉપરથી ઉતરીને તે ઘોડાને એક ઝાડના થડ સાથે દોરડું બાંધીને પેલા મર્ણ પામેલા માણસ નજીક જઇને ઉભો રહ્યો, અને તેના ઉપર બારીકાઇથી દ્રષ્ટિ કરીને જોવા લાગ્યો તે વખતે તેને જણાયુકે તેની જમણી બાજુના કુખમા કટારનો ઘાવ લાગવાથી તે જમીન ઉપર પડેલો છે, તે મર્ણ પામનારના બન્ને નેત્ર ખુલ્લા હતા, અને તેનો જમણો હાથ ડાબી બાજુના કમરપટા સાથે લાગુ થએલા તલવારની મુઠ ઉપર તલવારની મ્યાનમાથી તલવારનો અડધો ભાગ કાઢેલો અને અર્ધભાગ અંદર રહેલો એવી રીતે લાગુ થએલો હતો, તે પયદલ નહોતો પણ ઘોડેસ્વાર હોવો જોઇએ એવો અનુ-થાન તે મર્ણ પામેલા માણસની એક બાજુએ જમીન ઉપર ભાલો પડી ગયાથી જાણમા આવ્યુ, આ દેખાવ જોઇને મુસાફરને વારવાર વિચાર ઉત્પન્ન થવા લાગ્યા, પણ આ સ્વાર કયા રાજ્યનો છે તે જાણવાની તેની પુર્ણ ઇંતેજારી હતી. અને તેની શોધ કરવાને માટે મુસાફર વધારે તપાસ કરવા લાગ્યો જેમા જોતાં તે મર્ણ પામેલા જુવાનના કમ

રમાં કમરપટ્ટો હતો અને તે પટ્ટાના મધ્ય ભાગમાં સુવર્ણનો ઈંડાકૃતીનો પટો બાંધેલો જણાયો, અને તેમા એવુ લખ્યુ હતું કે "જિન પ્રદેશ રાજેન્દ્રનો કુહકાક સ્વાર" આવો લેખ વાચીને આ તાજો મુસાફર એકદમ ચમક્યો. અને તેના સાથે તેના હ્રદયમાં કાઇંક આશાના અંકુર ફુટવા લાગ્યાં જેમ જેમ આશાના અંકુર ફુટવા લાગ્યાં તેમ તેમ વધારે ચોકસી કરવા ઉપર પેલા મુસાફરનું લક્ષ ખેચાયુ જેથી તેણે તે તરફ કઇ વધારે ધ્યાન ખેચવા માડયું. જેમા બીજે તપાસ કરતા વિશેષ માલુમ પડયું નહી પણ આ સ્વારનો ઘોડો આટલામા હોવો જોઇએ તેવો અનુમાન કરીને તે નજીક વૃક્ષ ઘટામા આમતેમ ફરવા લાગ્યો ત્યારે શ્વેત વર્ણનો ઘોડો એક જાળા પાછળ નેત્રમાથી આંસુ કાઢતો અને વારવાર વિશ્વાસ નાખતો સ્થિર ઉભો રહેલો માલુમ પડયો તે ઘોડા પાસે થઇને આ મુસાફરે તેની પીઠ થાપડી, એથી કરીને તે ઘોડાને કાઇંક રાહત મળી તે અશ્વની લગામ પકડીને જ્યા પોતાનો ઘોડો હતો ત્યા આણીને તેને ઉભો રાખ્યો. આ વખતે મુસાફરે વિચાર કર્યો કે આ ઘોડાને આપડી જોડે રાખવાથી કાઇ પણ ભેદ જણાઇ આવશે, આ ઘોડો રસ્તાનો પણ માહીતગાર હોવો જોઇએ, એમ વિચાર કરીને પોતે પોતાના ઘોડા ઉપર બેસીને તે ઘોડાના ગળામા લાબી રસી બાંધેલી પોતાના હાથમા લઇને ત્યાથી આગળ પ્રયાણ કરવાની શરૂવાત કરી જેમ જેમ આગળ જવા લાગ્યો તેમ તેમ પેલા મર્ણ પામેલા સ્વારનો ઘોડો પણ; જલદીથી ચાલવા લાગ્યો, જ્યારે આગળ જતાં બે રસ્તા આવ્યા તે બે રસ્તા પૈકી એક રસ્તા ઉપર થઇને જવાને આ મુસાફરે પોતાના ઘોડાને ગતી આપી ત્યારે પેલો શ્વેત વર્ણનો ઘોડો ત્યાંથી અચક્યો—તે ઘોડાની રસી બળાત્કારે ઘણીએ ખેચવા માંડી પણ તે શ્વેત વર્ણનો ઘોડો ત્યાથી એક કદમ પણ ખસે નહી, પણ જમણી બાજુના રસ્તા ઉપર જવાનો કદમ ભરવા લાગ્યો, આ ઉપરથી મુસાફરને ખાત્રી થઇ કે જમ-

ણી બાજુએ જવાનો માર્ગ છે એમ આ ઘોડાને માહીતી છે એમ સમજીને જમણી બાજુનો રસ્તો પકડયો—અને જ્યારે ચાલવા માંડયો, ચાલતાં ચાલતા અને છેક આગળ જતાં એટલુ બધુ નીચાંણુ આવ્યુ કે ચારે બાજુના ભયકર વૃક્ષ જુથ્થાવાળા ડુગરાઓ આકાશને ભેદી નાખે તેવા જણાયા; જેમા છેક નીચાણુમા કે નજર પણુ પહોચે નહી તેવા ઠેકાણે પથ્થરને ભેદીને પુરજોસથી વહન થનારી નદી જળના વેગથી ભયકર થતી ધ્વનિવાળી જાણુવામા આવી; આવી ભયકર જગોમા હીમત રાખનાર માત્ર આ મુસાફર હતો, આ જગોએ શ્વેત વર્ણવાળો ઘોડો અટકયો અને ત્યાંથી ડાબી બાજુની ઝાડીમા એક કડીયા પગરવટ ઉપર થઇને જવાની ગતી કરવા લાગ્યો; આ વખતે ઘોડેસ્વાર મુસાફરને ઉપરા ઉપરી અનેક વિચાર ઉત્પન્ન થવા લાગ્યા—જ્યારે આટલા સુધી સાહસ કરીને આવ્યા છીએ ત્યારે સાહસ ભેગુ સાહસ કે જેમા હસાહસ ન થાય તો સારૃ એમ ધારીને શ્વેત વર્ણના ઘોડા સાથે તે ભયકર ઝાડીમા જવાની શરૃઆત કરી છેક આગળ જતા એક મોટો ડુંગરો આવ્યો અને તે ડુગરના મુળ આગળ મોટા પથ્થર ઉપર સિંદુરથી ત્રિશુળની આકૃતી ખેંચી હતી; તેવા પથ્થર આગળ તે ઘોડો ઉભો રહયો, અને ત્યાથી તે ઘોડાએ આગળ જવાનુ માડી વાળ્યુ,—ઘોડેસ્વાર ઘોડા ઉપરથી તુરત ઉતરી પડયો,—તે વખતે બપોર પછી સાંઝના છ વાગ્યાનો સુમાર થયો હતો, પશ્ચિમ દિશાએ સૂર્યનારાયણુ આકાશની નીચાણુ કક્ષામા લટી પડયા હતા તેના કીરણો વૃક્ષ ઘટા ઉપર નહી પડતા ઉંચા ડુગરાઓની શિખરો ઉપર પડેલા હતા તેથી તે જગોએ છેક સધ્યાકાળ જેવો ભાસ થઇ રહ્યો હતો, છેક નિચાણુમા પથ્થરને સ્પર્શ કરનારી નદી અસ્ખલિત ઘુઘવતી હતી આ ભયાનક જગો ક્રુર વ્યાઘ્ર, રીંછ, રીપડા, અને ગરખ તથા વરૃ વિગેરેના નિવાસવાળી હતી યદ્યપી એ જગોએ શ્વેતવર્ણવાળો ઘોડો છેક નિડર થઇને ત્યા સુધી કેવા પ્રકારે આવી શકે છે

તેના માટે વાચક મિત્રોને શંકા થયા શિવાય રહેશે નહી, એટલુજ નહી પણ પેલા મુસાફરને પણ તે અશ્વ માટે શંકા આવતી હતી અને તે શંકાના આરંભમાં જે આશાના અંકુર તેના હૃદય કેન્દ્રમા ફુટી નીકળ્યા હતાં તે અંકુરનો કાંઇક વધારો થવા માંડયો.

પેલા પથ્થર ઉપર સિંદુરથી ત્રિશુળ એચેલું હતુ ત્યાંજ જયારે ઘોડો અચકયો ત્યારે તે પથ્થર ઉપરના એલેપ કરેલા ત્રીશુળ માટે આ તરૂણ મુસાફરને શંકા આવવા લાગી, આ ભયાનક અને નિર્જન સ્થાન છતા પથ્થર ઉપર સાથિયો કરનારનો કાંઇ પણ છુપો હેતુ હોવો જોઇએ માટે તે બાબત બારીકાઇથી તપાસ કરવાની જરૂર છે. એમ ધારીને પોતાના ઘોડા ઉપરથી ઉતરીને જેવો ડાબી બાજુના એક ભાગ ભણી નજર કરે છે એટલે તે ડુંગરની અંદર દસ પંદર માણસો પોતાના ઘોડાઓને બાધીને અંદર રહી શકે તેવી જાણે વિશ્વકર્માએ ટાંકણેથી ટાંકીને ગુફા બનાવી હોય તેવી ગુફા નજરે પડી એજ ગુફાના મોટા દ્વાર આગળ પેલો શ્વેત રંગનો ઘોડો આગેવાન થઇને ઉભો રહ્યો, આ વખતે પેલા તરૂણ મુસાફરને ખાત્રી થઇ કે આ ઘોડો આગેવાન થઇને આગળ જતો હતો અને અટકતો હતો તેના ભેદ રૂપમા માત્ર આ રસ્તાની માહીતી છે એમ પક્કી રીતે જણાય છે,—પેલા તરૂણ મુસાફરે બન્ચો ઘોડાને લઇને તે ગુફામા પ્રવેશ કરીને બાધી દીધા, અને આજુ બાજુ લીલો પાલો વીગેરે જે કઇ હતુ તે ભેગુ કરીને ઘોડા આગળ મુકી દીધુ ઘોડાને રસ્તામાજ પાણી પાયુ હતું તેથી કાળજી રહી નહોતી, આટલુ કર્યા બાદ તેણે નજીકના વૃક્ષ ઘટામા પ્રવેશ કર્યો એટલે તરેહ તરેહવારના મિષ્ટ અને પકવ થએલા મધુર સ્વાદવાળા ફળ તેને માલુમ પડયા, તે તેણે જરૂર જેટલા લઇને ખાઇ લીધા પોતાની પાસે ઘોડાના તોબરામા જળ પીવાનો ચાંદીનો કુજો હતો તેમાંથી જળ પીઈ લીધું, આટલી વ્યવસ્થા

કરતામા સૂર્ય મહારાજ છેક નીચે લટી પડયા હતા; આ વખતે નદી ઉપર ફરનારાં સારસ અને બગલા વીગેરે અનેક પ્રાણી આકાશમા ઉડીને પોતાના માળા ભણી જવા લાગ્યા હતા, આ વખતે દક્ષીણ દિશાનો પવન એવો તો છુટતો હતો કે તેની પ્રબળતાએ કરીને અનેક વૃક્ષો હાલવા લાગ્યા હતા, વળી સાગના મોટા પાહડાનો ખડખડાટ કાનને બેહેર મારે તેવો થતો હતો પરસ્પર વાસડા ઘસાતા હતા; આ પ્રસગમા જોત જોતામા અધારૂ થઇ ગયું હતું, હવે કેમ કરવુ ! તેના માટે નવિન મુસાફર વિચાર કરવા લાગ્યો, એકતો સુર્ય અસ્ત થઈ ગયો અને બીજી રીતે નેત્રથી દેખી શકાય નહી તેથી કામ બરાબર નહી થઈ શકવાના કારણથી તથા કેવળ અજાણ્યુ સ્થળ હોવાથી તેના હૃદયમાં ગભરામણ બહુ થવા લાગી, અત્યારે કેમ કરવુ ! તેની તેને બીલકુલ સુઝ પડી નહી, એવા વિકટ પર્વત અને વૃક્ષ ઘટામા સર્પ ઇત્યાદિક ઝેરી પ્રાણી ગ્રીષ્મ રૂતુના પાપથી દીવસે લપાઈ રહેલા આ વખતે તેવા અનેક પ્રાણી બાહેર શિકાર માટે ફરવા નીકળી પડવાનો પકકો સભવ હતો, તેથી તેવા પ્રાણીયોના સપાટામાથી બચાવ કેવી રીતે કરવો તેના માટે તે મુસાફરને ઉચાટ થવા લાગ્યો, એકદમ સાહસ કામ કરવાથી શો પરીણામ થાય છે ! તેની તુલયના કરવાને આ વખતે તે મુસાફરને તક મળ્યો, અને બોલ્યા ચાલ્યા વિના ઉડા વિચારમા એક જગોએ સ્થિર થઇને ઉભો રહ્યો, બાદ વિચાર કરતા એમ સુઝી આવ્યુ કે આ જગોએ હુ અત્યારે કદાચ રહીશ તો વખતે જોખમ ભરેલુ છે વખત છે ને કદાચ આ સ્થાનના જાણીતા લોભીઆઓ ટોળા સાથે અહીં આવી પોહોચે તો તે પ્રસંગે માહારે ભારે જોખમમા ઉતરવુ પડશે માટે અત્રેથી ખશીને કઇક થોડે દુર જઇને અને અશ્વને એક જાળા આગળ બાધી રાખુ અને હુ કોઈ વૃક્ષ ઉપર ચઢીને જાગ્રત બેસું, આ પ્રમાણે નિશ્ચય કરીને તે મુસાફરે માત્ર પોતાનો ઘોડો પેલી ગુફામાથી છોડીને

ત્યાથી કેટલેક દુર જઇને પોતાના મનમાં ધાર્યા પ્રમાણે એક ઉંચા વૃક્ષ ઉપર ચઢીને બેઠો અને પોતાની નજર તે સ્થાન તરફ જાય એવી સગવડમા રહ્યો

બરાબર મધ્ય રાત્ર થઇ તે વખતે તે જંગલમાં વાઘવરૂનો સોહોર બકોર તથા પવનના સપાટાનો ધ્વનિ શિવાય બીજું કાંઈ જાણુવામાં આવ્યુ નહોતું પણ થોડીકવાર થઇ એટલે બે મશાલ સળગતી અને ચાર પાચ માણુસોનુ ટોળુ તે તરફ આવવું માલુમ પડયુ તેઓ ઘણા ઉતાવળા જોસબેર આવતા હતા; અને પરસ્પર રસ્તામા એક બીજા સાથે વાતો કરતા હતા, તે પૈકી એક બોલ્યો કે મિત્ર ! હવે આપણુ કામ પુર્ણ થયુ; પણ લાચાર કે આપણો ખરેખરો આગેવાન યોધ્ધો કુહકાક તે વીરબાળાના હાથના જમૈયાથી મર્ણ પામ્યો, એટલુ સાભળી બીજા માણુસે ઉત્તર આપ્યો કે મારા મેહેરબાન ! ધન્ય છે તે વીરબાળાને કે તે સ્રી છતા તેના પરાક્રમ અને ભુજ બળ માટે મને વારવાર ય૬ આવ્યા કરે છે, ત્રીજાએ કહ્યુ કે અરે ! આપણે આપણા કુહકાકના શબને બાળવામા આટલો વખત ગમાવ્યો પણ અફસોસ કે આપણે તમામ માણુસો તે કુહકાકના શબની વ્યવસ્થામા રોકાયા હતા, -ત્યારે ચોથે ઉત્તર આપ્યો કે અલબત ! એમ કરવાનુ ખાસ કારણ હતુ, કેમકે ચાર માણુસો તે શબની વ્યવસ્થા માટે રોકાયા અને બે માણુસો પેલા સફેત ઘોડાની શોધમા ભટકયા પણ અફસોસ કે ઘોડો હાથમાં આવ્યો નહી.— ત્યારે પાચમે ઉતર આપ્યો કે મિત્ર ! આપણે એટલું ઘણું સારૂ કર્યુ કે તે બાઈને પ્રથમથીજ આ ગુપ્ત સ્થાનમાં પુરીને તે કામ કરવા સારૂ ગયા, નહીતો તે વીરાંગના એજ વખતે બીજા બે ત્રણુ માણુસોનો ભોગ લીધા વિના રહેતજ નહી, એટલુ સાભળી પહેલા માણુસે ઉતર આપ્યો કે ખેર ! આપણા જીન રાજેન્દ્રના પુત્ર વરરૂચી માટે જે પ્રયત્ન કર્યો છે તે ફળીભુત થયો; અને તેના માટે તેની કૃપા રૂપી રત્ન આપણે મેળવ્યુ તે બસ છે—ત્યારે બીજાએ

કહ્યું કે મારા મિત્ર! એતો ખરૂં, પણ રાજકુંમાર વરરૂચીના મુછનો વાળ કુહકાક મરાયો તેના માટે તેનું હૃદય બહુજ લેહાઈ જશે. અને જ્યારે એમ સાભળશે કે જેને મનમાં ધારી હતી તે વીરાગના જો કે કબજે થઇ છે તે વીરાગનાના હાથથી મરાયો છે ત્યારે તે બીજે રસ્તે વીરાંગનાના પરાક્રમનું વર્ણન પણ કરશે વળી તે ઘણો ખુશી થશે, ત્યારે ત્રીજાએ કહ્યુ કે મારા પ્રિય મિત્ર! તે વીરાગનાના પેટથી પુત્ર થાય તો તે કેવો પરાક્રમી નીવડે! આ પ્રમાણે વાતો કરતા કરતા તેઓ છેક પેલા પથ્થર ઉપર ત્રિશુળ આળેખ્યું છે ત્યા આવીને ઉભા રહ્યા. આ વખતે એકંદર છ માણુમો હતા તેમા બે માણુસોના હાથમાં મશાલો હતી અને ચાર માણુસો હથીયારબધ તે પથ્થર આગળ ઉભા રહ્યા, અને પરસ્પર વિચાર કરવાને તેઓએ કેટલોક વખત લીધો, સેજ સાજ થોડીકવાર ઉભા રહ્યા, એટલામા પેલા શ્વેત રગના ઘોડા-એ તે નજીકમા ગુફા હતી તેમાથી હણહણાટ કરવા લાગ્યો તે સાંભળીને તમામ માણુસો ચમકયા, અને તે તરફ એ-કાએક વળ્યા ત્યારે ખરેખર તે મર્ણ પામેલા કુહાકાકનો અશ્વ જોવામા આવ્યો, અશ્વ પોતાની મેળે જાણીતા રસ્તા-એ થઇને આવ્યો છે એમ તેઓએ અનુમાન કર્યો, જે વખતે ઘોડાને જોવા સારૂ ગયા તે વખતે પેલા ત્રીશુળ ચિત્રવાળા પથ્થર આગળથી એક મશાલવાળો અને બે માણુસો તે ગુફા તરફ જોવા સારૂ ગયા હતા, અને એક મશાલવાળો અને બે માણુસો પેલા ત્રીશુળવાળા પથ્થર ઉપર જોડે જોડે બેઠા હતા, અને તેની જમણી બાજુએ સીધી રેશામાં છેક નજીક મશાલ પકડનાર ઉભો રહ્યો હતો. આ વખતે એક બાણુ એવું તો સુસવાટા કરતુ ઘણુા જોસવાળુ આવ્યુ કે તે બાણુ પેલા પથ્થર ઉપર બેઠેલા બે માણુસોના કુખને વેધીને અને મશાલવાળાની છાતીને વેધીને આરપાર નીકળી ગયું અને તે બાણુ એક ઝાડના થડમાં ચાર આંગળ પેશી ગયુ ને આવેલા બાણુના

ઝખમથી તુરતજ પેલા બે માણસો અને મશાલ પકડનાર એમ ત્રણે બેભાન થઈને તરફડતા પગે પાંચ મીનીટમાં પ્રાણને ત્યાગ કરીને જમીન ઉપર ગરગડી પડયા પણ તે કેમ થયુ તે બાબત કોઈને ખબર પડી નહી મશાલ હોલાઈ ગઈ અને ત્યા છેક અધારૂ થઈ ગયું. થોડીકવાર થઈ એટલે પેલા શ્વેતરગના ઘોડાને જોવા સારૂ ગયેલા તે જગોએ મશાલ સાથે ત્રણ માણસો આવી પોહોચ્યા અને જ્યારે જુવે છે ત્યારે તે જગોએ છેક અધારૂ માલુમ પડે છે તેઓએ તુરતજ અનુમાન કર્યો કે આમ કેમ બન્યુ હશે ! એમ શકા યુક્ત થનારા બાહાવરા બની ગએલા અને ઉતાવળા ચાલતા ચાલતા એજ જગોએ આવીને જ્યારે જુએ છે ત્યારે મશાલવાળા સુધી ત્રણે માણસો ઘવાયલા લોથ થયને જમીન ઉપર પડેલા જણાયા આ તમાસો જોઈને તેઓ ઘણાજ ચકિત બની ગયા, તે સાથે તેઓને મોટી ચિ'તા ઉત્પન્ન થઈ કે આ કૃત્ય કોણે કર્યુ હશે ! આમ વિચાર કરીને બે શસ્ત્રધારી માણસો પેલા મરણ પામેલા શબ પાસે એક સિસ્તમા બેસીને જુવે છે. અને તપાસે છે એટલામા બીજુ બાણુ એવુ તો સુસવાટા કરતુ આવ્યુ કે તે બાણે કરીને પેલા બે શસ્ત્રધારી માણસો જમીન ઉપર લાબા થઇને તરફડવા લાગ્યા આ વખતે પેલો મશાલ પકડનારો ફક્ત એકલોજ હતો. તે અત્યત ગભરાઈ ગયો. આમ તેમ જોવા લાગ્યો પણ કોઈ રીતનો પત્તો લાગ્યો નહી, એટલામા દોટ મુકતો એક માણસ જે કે પેલો મુસાફર હતો તે હાથમા ઢાલ તલવાર લઈને પેલા મશાલ પકડનારના હાથ ઉપર એવો ઘાવ કર્યો કે તે કેવળ નિરપયોગી થઇ ગયો—તલવારના ઘ વથી તે પણ જમીન ઉપર પડયો તેની શળગતી મશાલ જમીન ઉપર પડી અને તેલનો ભરેલો કુપ્પો બગલમાથી નીકળીને બાજુએ ગરગડી પડયો —આ વખતે પેલા ચતુર મુસાફરે તેલનો કુપ્પો હાથમા પકડીને મશાલને સારી પ્રગટાવીને એક બાજુએ ગોઠવી એકદર પાંચ માણસો રામ શરણ પોહો-

મ્યા હતા, મશાલ પકડનારનો હાથ ઝખમ થયાથી તે જમીન ઉપર અશકત થઇને પડેલો મરણ પામ્યો નહુતો તેથી તેની પાસે પેલો મુસાફર ઉભો રહ્યો અને કહ્યુ કે જો તુ સાચે સાચો ભેદ બતાવીશ તો હું તને જીવતો મુકીશ. જો કે અરધો ભેદ મારા જાણુવામા છે, તમે પરસ્પર જે પ્રકારની વાતો કરતા હતા. તે તમામ મ્હે સાભળી છે. તોપણ તેમા ઘણી શકાઓ રહી છે માટે પુછુછુ કે તે વીરાગના સ્ત્રી કોણ છે અને તેને શા માટે --હીયા લ ગીને ગુપ્ત અવાસમા પુરી છે, તે ગુપ્ત અવાસ કયો છે ! આ-ટલુ સાભળીને તે ઘાયલ થએલો મશાલચી મ્લાન મુખ કરીને કહેવા લાગ્યો કે હે માહારાજ ! તમે કોઇ સમર્થ પુરૂષ છો વળી તમારા બે બાણુથી પાચ માણુસો મરણ પામ્યા છે ફક્ત હુ રહ્યોછુ તે પણ કેટલીક મુદત સુધી પીડા પામીને સાજો થાઉ તેવી સ્થીતીવાળો અત્યારે અશ-કત બની ગયો છુ માટે હવે કૃપા કરીને મને જીવનદાન આપો, અને તેના બદલામા હુ હકીકત એજ જણાવુ છું કે જીન લોકનો રાજા મહાસમર્થ ચદ્રવર્મરાજા છે તેનો પુત્ર વરરૂચી કામદેવ જેવો અને બાહુબળમા પ્રખ્યાત છે તે ગાધર્વ દેશના રાજા ધનજ્યની પ્રથમની રાણીની પુત્રી વિશ્વમોહનિ નામની કે જેને માટે સ્વર્ગમા નિવાસ કરનારા દેવતાઓ વરવાની ઇચ્છા રાખતા હતા તેવી મહા રૂપગુણ લાવણ્યવતિ ઉપર મોહ પામેલો હતો, તેથી તેને કોઇ પ્રકારે ઉઠાવી લાવવાને ગોઠવણી ઘણી મુદતથી વરરૂચી કરતો હતો પણ કોઇ પ્રકારે લાગ મળ્યો નહોતો પણ તે **વિશ્વમોહિની** રાજપુત્રિ પોતાની સખિયો સાથે જળક્રીડા કરવા સારૂ નિર્જન સ્થાન ઉપર નદીના કીનારામા રહીને પ્રવૃત થઈ હતી તે વખતે ઉત્તમ લાગ જોઇને તેને ઉઠા-વીને અને અશ્વ ઉપર બેસારીને આ તરફ આ ત્રીશુળ ચિન્હ કરેલા પથ્થરના નીચાણમાં ગુપ્ત સ્થળમાં પુરી છે તેમાં તે બાઇ એકલી છે. યદ્યપિ તે ગુપ્ત અવાસ રાજા ઇદ્રના વૈભવ કરતા પણ વિશેષ સગવડવાળો અને

વૈભવથી ભરપુર છે, તેમાં સર્વ પ્રકારની સોઈ છે. તેમાં અઢળક ધન છે વળી તેના જેવો અવાસ કોઈ પણ પ્રદેશમાં છેજ નહી મારા સાંભળવા પ્રમાણે દંતકથા એવી છે કે જ્યારે મહીશાસુર અને શુંભ આદિ રક્તબીજ રાક્ષસો ઉત્પન થયા ત્યારે તમામ દેવતાઓ તેના ભયથી ત્રાસ પામીને વિશ્વકર્મા પાસે અવાસ બનાવીને જે રહ્યા હતા તેજ આ અવાસ છે તે વખતનો અખુટ દ્રવ્ય ત્યાંજ કાયમ રહેલો છે અને આખરે શોધ કરતા ઉજીન પ્રદેશના રાજા ચદ્રવર્માના રાજપુત્ર વરરૂચીના જાણવામા આવ્યાથી તેણે પોતાના પીતાને ખબર પડે નહી તેવી રીતે આ સ્થાન કબજે કર્યું છે. અને તેમા અઠવાડીયામા બે વાર અત્રે આવે છે. આ પ્રમાણે કહીને તે મસાલચી દરદના કારણથી હરે હરે એવા શબ્દો બોલવા લાગ્યો—પછી મુસાફરે તે ઘાયલ મશાલચીના નેત્ર તરફ દ્રષ્ટી કરીને પ્રશ્ન કર્યો કે હે ભાઈ ! એતો ઠીક પણ બીજો પ્રશ્ન એ કરૂ છુ કે, આ ગુપ્ત અવાસની ખબર તમારા ઉજીન પ્રદેશના રાજ્યમા રાજકુમારના અંગભુત કેટલા માણસો જાણે છે !

ઘાયલ માણસે ઉતર આપ્યો કે અત્રે આવેલા મારા સુધા છ માણસો આ અવાસની ખબર જાણે છે અને ખાસ વરરૂચી રાજ કુમાર જાણે છે એ શિવાય બીજા કોઇને બીલકુલ ખબર નથી

મુસાફરે પ્રશ્ન કર્યો કે—તે વરરૂચી આ તરફ કયારે આવનાર છે ! ઘાયલ મશાલચીએ ઉતર આપ્યો કે તે વરરૂચી કાલે પ્રાત કાળમાં પોતે એકલો આ સ્થળ ઉપર આવશે અને અમે છ માણસોએ શુ કામ કર્યું તેના માટે તપાસ કરશે જેમા અમે કામમાં ફતેહ પામ્યા છીએ એમ જાણીને તેને ઘણોજ સતોષ થશે.

મુસાફરે તે ઘાયલ થયેલા મશાચીના બરાડમાં સાબાશી શબ્દ વાપરતા સાથે બે ત્રણ થપડો મારી પછી કહેવા લાગ્યો કે અરે મશાલચી ! હવે તને જીવતો રાખવો એ યોગ્ય નથી કારણ કે તું જેટલુ તારા રાજ્યનુ

અને રાજકુમારનું ભલું ઇચ્છે તેટલું અમારૂ ભલુ ભાગ્યેજ ઇચ્છે, આ વખતે તું મરણના ભયથી બધી વાતની મને કબુલત આપે તે કેવળ વાદળના વેગ જેવી, અને મિથ્યા સ્વપ્ન જેવી હુ ખાત્રીથી માનુ છુ. માટે હવે તને જીવતો રાખવો એ બીલકુલ યોગ્ય નથી એમ કહીને તે મુસાફરે તરવારના ઘાવથી પેલા મસાલીનુ મસ્તક જુદુ કરી નાખ્યુ. આ વખતે બીજુ કોઇ હતુજ નહી તેથી તેને જે આનંદ ઉત્પન્ન થયો તે આનંદની પરીશીમાનું વરણુન તે મુસાફર કરી શકે તેમ હતુ કારણ કે તેને શી બાબતનો આનંદ થયો ! તથા તેના અંતકરણમા આશાના અંકુર પેલા કુહુકાકના શબને જોઇને જે પ્રગટ થયા હતા. તે અંકુરનાં અત્યારે ફળ પ્રાપ્ત કરે તેવા ઝાડ પ્રગટ થયા તેનો હેતુ શો છે તે હજી વાચકવર્ગ સમજી શકે તેમ નથી, પણ તે મુસાફરને તો એટલો આનંદ થયો હતો કે તે પોતાના પૂરૂષાર્થને ધન્યવાદ આપવા લાગ્યો,–તુરતજ પેલી મશાલ અને તેલની ભરેલી નાનકડી કુપી હાથમા પકડી અને મશાલમાં તેલ પુરીને પોતાના ઘોડાને જે આગળ બાંધેલો હતો ત્યાથી લાવીને પેલા શ્વેત અશ્વ પાસે બાધી દીધો અને ત્યાથી પાછો ફરીને પેલા ત્રિશુળ ચિન્હવાળા પથ્થરને પરીશ્રમ કરીને જ્યારે ફેરવ્યો ત્યારે તેના અંદર ઉતરવાને સફેત આરસપહાણુથી ચણેલા સ્વચ્છ ઉતરવાના પગથીયા માલુમ પડયા તે જોતાંજ તે મુસાફર ભય રહિત તેમા ઉતર્યો; અને આગળ ચાલવા લાગ્યો ચાલતા ચાલતા કેટલેક દુર ગયો ત્યા સુધી નાળીયું આવ્યા કર્યું, તે માર્ગ વટાવ્યા બાદ કમાનદાર ખુલ્લો દરવાજો જોવામાં આવ્યો તે દરવાજામા થઇને કેટલાક પગથીયાં ઉતરીને જ્યારે આગળ ગયો ત્યારે સરવ પદાર્થથી ભરપૂર અને સુભોભિત ઓરડો માલુમ પડયો તે ઓરડામાં કેવળ સુવર્ણ જડીત માણેક અને મોતીથી તમામ ભીતોમાં મીનાકારી કામ કરેલુ હતું તેમાં દરેક વિશાળ તાકામાં સુવર્ણ અને ચાંદીના વાસણો; લોટા, પાત્ર

ઈત્યાદિક ગોઠવેલા હતા, તેમા ચારે બાજુ સુવર્ણથી જડીત મોટા પલંગ હતા અને તે ઉપર મલમલના ગોદડાં બીછાવેલા હતા, છેક જમીન ઉપર ભરગચ્છીની ચારે બાજુ પોહોચે તેવી જાજમ પાથરી હતી, તે દીપકના પ્રકાશથી જેમ આકાશમા તારાનો પ્રકાશ હોય તેમ જણાતુ હતુ; આ સઘળું જોઈને આતરૂણ મુસાફર કેવળ છક થઈ ગયો અને ત્યાજ બોલી ગયો કે હે પ્રભુ! આવી શોભા મે રાજમંદીરમા પણ જોઈ નથી એમ કહીને આગળ ગયો જેમ જેમ આગળ ગયો તેમ તેમ એક એકની વધુ રચના જોવામા આવી આ પ્રમાણે તેણે દશ ઓરડા વટાવ્યા તોપણ અનેક પ્રકારની શોભા શિવાય બીજુ કાઈ જોવામા આવ્યુ નહી, તે વખતે આ તરૂણ મુસાફર નિરાશ થયો અને જેમ એક બાળકો બની ગયેલો હોય તેમ હાથમા મશાલ પકડીને ચારે બાજુ ફરવા લાગ્યો, પછી એક ભીત ભણી તાકુ હતુ તે તાકા આગળ કાઈ ગણગણાટ સાભ-ળવામા આવ્યો તે સાભળીને તેને વિચાર થયો કે આ ભીતની પેલી તરફ કોઈ પણ માણસ હોવુ જોઈયે પણ આ તરફ બારણુ જણાતુ નથી. યદ્યાપી આ ભીત પોલી છે કે નકુર છે તેની પરિક્ષા કરી લેવી જોઈએ એમ ધારીને તે ઓરડામા મજબુત લાકડીયો તથા લોખડના જાડા ગજ પૈકીમાથી એક મજબુત ગજ લઈને ઘણા જોરથી ભીત ઉપર પ્રહાર કરવા માડયો તે વખતે પાછળથી અવાજ થયો કે ખબરદાર જો કોઈ અહીયા પ્રવેશ કરશે તો તરવારથી ટુકડા કરી નાખવામા આવશે,-તરૂણ મુસાફરે આ શબ્દ તે ભીતની અંદર આરપાર છીદ્રના યોગે સાભળ્યા હતા અને તે છીદ્ર બારીક હતુ પણ તેના જાણવામા હતું નહી. તો પણ તે જ્યા ઉભો હતો ત્યાં તેની સામેજ છીદ્ર હતું તેણે પાછળના ભાગથી જ્યારે નિકળતા શબ્દો સાભળ્યા ત્યારે તરૂણ મુસાફરે પણ તેવોજ અનુમાન કરીને ઉત્તર આપ્યો કે ઓ મહેરબાન! જેના આવવાથી તમે હરકત માનોછો તે હુ નથી પણ હુ તમારૂં

નિરંતર ભલુ ચાહનાર મુસાફર છું જેને તમે હરદમ યાદ કરો છો તેજ હું આવી પહોચ્યો છું હુ તમારૂં રક્ષણ કરવા સારૂ અહી સુધી આવ્યો છુ માટે મને એવો કોઈ માર્ગ બતાવો કે હું તમારા પવિત્ર દેદારનું દરશન કરી શકુ; એટલું સાંભળતાજ અંદરથી પ્રત્યુત્તર મળ્યો કે તમારા સામે ઝીણું છીદ્ર છે તેમા લોખંડી સળીયો ઘણા જોરથી દાબશો એટલે ગેબી દરવાજો ખુલ્લો થશે—એટલુ સાભળતાજ તે મુસાફરે તેમ કર્યું એટલે ક્ષણવારમા ખરખર કરીને આરસપહાણની ભીંત જમીનમા ઉતરી પડી અને વિશાલ દરવાજો જોવામાં આવ્યો,—તેજ દરવાજાના મોટા ઓરડામાં શસ્ત્ર અસ્ત્રથી સજ્જ થએલો તરૂણ પુરૂષ જોવામા આવ્યો, તેને જોતાજ આ તરૂણ મુસાફર એકદમ ચમકયો અને તે સાથે પોતે સાવધ રહેવા લાગ્યો, તથાપી તે તરૂણ પુરૂષે આ નવીન આવનાર મુસાફરને જોઇને તુરતજ તેને છાતી સરસો ચાપીને તેના પવિત્ર પગ ઉપર હાથ ફેરવીને ચુબન કરવા લાગ્યો. તેણે લાબા પડીને ડંડવત પ્રણામ કર્યો આ પકારે નવલ રચના જોઇને તરૂણ મુસાફરને ઘણુ જ આશ્ચર્ય લાગ્યુ; પછી મશાલના અજવાળાથી તેણે વિશેષ ખાત્રી કરી ત્યારે તે મુસાફરને આનંદનો પાર રહયો નહી, પછી તે તરૂણ મુસા-ફરે તે જુવાનને કહ્યું કે શાબાશ છે તમને કે તમે તમારો ધર્મ ઉત્તમ રીતે સાચવ્યો છે

હાથ જોડીને અને હર્ષના આસુ કાઢીને પેલા જુવાનને ઉત્તર આપ્યો કે તમે મારે માટે જે તસ્દી લીધી છે તેનો ઉપકાર હુ જન્મ પર્યંત કદી પણ ભુલનાર નથી, મારા પ્યારા રસિલા ! જ્યારથી હુ તમને જોતી હતી ત્યારથીજ તમારા તરફ મારૂ મન આકર્ષાયુ હતું, યદ્યપિ મારા પિતા મહા સમર્થ રાજેંદ્ર હોવાથી શરમને લીધે હુ તમને શું કહી શકુ ? પણ અત્યારથી હું પ્રતિજ્ઞા લઉ છુ કે તન અને મનથી હુ તમનેજ વરી ચુકીછું એજ વખતે હુ તમનેજ વરી ચુકી હતી, છતા વધારે સાબીતી એજ થઈ છે કે મારા

ઉપર જે વીપત્તિ ગુજરી છે તેમાંથી બચાવ કરવાને તમેજ શક્તિવાન થયાછો.

તરૂણ મુસાફરે કહ્યું કે અરે ! તમારી ગેરહાજરી હોવાથી તમારા પિતાજીએ ઘણીજ ધાખલ ઉઠાવી છે તેમણે તમારી શોધને માટે ચારે બાજુ સેકડો સ્વાર મોકલ્યા છે, જેમા હુ પણ તમારા પીતાજીની આજ્ઞા લઈને અને પ્રતિજ્ઞા લઇને નિકળ્યોછું કે કાર્ય સફલ કર્યા શિવાય હું કદી પણ પાછો આવનાર નથી, યદ્યપિ પ્રશ્ન કરૂ છુ કે તમે અહીયા શી રીતે સપડાઇ ગયાં !

તે વારાંગનાએ જવાબ આપ્યો કે મારા બહાદુર પ્યારા સરધાર ! હું મારી સરખી સાહેલીયો સાથે નદીમા જળક્રિડા કરવા માટે નીકળી હતી પછી સ્નાન કરી રહ્યા બાદ વસ્ત્ર પેહેરીને ગુલાબ અને મોગરાના પુષ્પ વૃક્ષમા જે વખતે સખીયો સાથે અમે પ્રવેશ કર્યો તે વખતે મારી સાહેલીયો હતી તે હાર બનાવવાને માટે પુષ્પ વીણવા સારૂ કામે લાગી હતી. તે પ્રસંગમા હું એક ચપાના વૃક્ષ નીચે મંદમંદ પવન લેતી આનંદમા બેઠી હતી, તે વખતે લાગ જોઇને જીન પ્રદેશના છ માણસોએ મને એવી રીતે જકડબધ કરી કે હુ બુમ પણ પાડી શકી નહી, તેઓએ મારા હાથ અવળા બાધીને એક અશ્વ ઉપર બેસારી અને તે આગળ એક બહાદુર સ્વાર બેઠો હતો તેઓ જોતજોતામા એવા તો સત્વરથી ચાલતા થયા કે મારી સાહેલીયો બુમ પાડીને થાકી પણ પછીથી તે સાહેલીયોની દ્રષ્ટી બાહેર હુ થઈ ગઈ, મારા હાથ બાંધ્યા હતા તેથી હું પરાધીન થઇ ગઇ હતી, તેથી સમયસુચકતા ઉપર ધ્યાન આપીને ભેદ બિધા રચના ઉપર મેં લક્ષ આપ્યો, દુષ્ટ સ્વભાવના માણસોથી કપટ જાળ રચવામાં આવે તોજ ફાવી શકાય છે. એમ જાણીને કેટલેક દુર આવ્યા બાદ જે ઘોડા ઉપર મારી આગળ સ્વાર બેઠો હતો તેને મે ખુબ આજીજી સાથે વિનતી કરી કે હે ભાઇ ! હું આબળા સ્ત્રી શુ કરી

શકવાની હતી' જે કે મારા હાથ બાધ્યા છે તેથી હુ આ ઘોડા ઉપરથી પડીશ એવો મને સભવ રહે છે, તેથી કરીને મારૂ સઘળુ અગ જકડાઈ જાય છે, માટે કૃપા કરીને મને બંધનમાથી છુટી કરો હુ અહીથી હવે કયાએ જવાની ઇચ્છા રાખતી નથી,—ને સ્વારે જાણ્યુ જે આપણે હસબાર કોસથી પણ આગગ આવી ગયા છીએ માટે હવે આ અબળા સ્ત્રી કયા જવાની છે ? એમ સમજીને તેણે મારા હાથ છુટા કર્યો,—જ્યારે તેમ કર્યું ત્યારે મે મારી કમ્મરમાથી જમઈયો કાઢીને તે સ્વારની કુખમા એવા જોરથી ઘાવ કરયો કે તે ઘોડાપરથી તુરતજ ઉથલી પડયો, જ્યારે તેમ થયુ તે વખતે ઘોડાને મે એવી ગતી આપી કે તેને ખુબ દોડાવ્યો અને ત્યાથી નાસવાને મેં પ્રયત્ન કરયો પણ તે ઘોડો મર્ણ પામેલા સ્વારને આધીન હોવાથી પાછલા પગથી એવો તો બેઢગો કુદયો કે હુ તે ઘોડા ઉપરથી જમીન ઉપર પડી ગઈ, અને ઘોડો ત્યાથી ભલતી કોઇ જગોએ વૃક્ષ ઘટામા નાશી ગયો એટલામા ઘોડાને ગતી આપનારા બીજા સ્વાર લોકો મારા તરફ સત્વરથી આવી પહોચ્યા અને તેઓ તુરત ઉતરીને રશીથી મને જકડબધ બાધીને અને ઘોડાઓને દોરીને ચાલવા લાગ્યા જેવી રીતે ગુન્હેગાર કેદીને પકડીને સીપાઈયો ચાલે છે તેમ ખુલી તલવારથી મારી આગળ પાછળ રહીને ભયકર ડુગરાઓની ખીણુમાં પ્રવેશ કરવા લાગ્ય, જો કે મે એક સ્વારને તદન મારી નાખ્યો હતો છતા તેનો બદલો વાળવાને તે બાકીના સ્વાર લોકોએ મારા ઉપર તલવાર ચલાવી નહી તેનુ કારણ શુ હતુ તે મારા જાણુવા બહાર નહોતું, કારણ કે જીન પ્રદેશનો હાલ જે રાજા છે તેના પીતા મારી ફોઈને ઉઠાવીને લઈ ગયો હતો; અને એ બાબત મારા દાદાએ દારૂણ યુદ્ધ કર્યુ હતું જેમા મારા દાદા તેઓની સાથે ટકકર ઝીલી શકયા નહોતા, અરથાત પરાજ્ય થયા હતા તેની દત કથા મારા પીતાજીને મોઢે મેં સાભળી હતી તેજ પ્રમાણે તેઓ મારા પીતાના રાજ્યમાથી તેઓ

ખુબ સુરત કન્યાને વખતો વખત ઉઠાવી જાય છે એ વાત તો સત્ય છે, વારૂ ત્યારે તે પ્રમાણે જીન પ્રદેશના હાલના રાજાના રાજપુત્રનો મોહ મારા ઉપર છે એમ મેં કેટલાક દીવસથી સાભળ્યુ હતું; પણ હાલ તેઓ આ તરફ આવી પોચવાને અશક્ત છે એવી કેટલાક કારણથી ખાત્રી હોવાથી હું બેફીકર રહી હતી,--હવે જ્યારે તે સ્વાર લોકોએ મને ખીણમાં લઇ જવાની તઇયારી કરી ત્યારે તે વખતે હુ દોરડાના બધનથી છેક દીન બની ગયેલી હતી, છેવટે થોડીવારમા આ ગુફા આગળ આવીને ત્રિશુળ ચિન્હ-વાળા પથ્થરને ફેરવીને તેમા મને લઇને પ્રવેશ કરીને અને તેમાના કેટલાક સુગારેલા ઓરડા વટાવીને છેક છેવટના ભાગમા મને ઉભી રાખીને બધ છોડી દઇને તુરતજ સચવાણ દ્વાર બંધ કરીને તેઓ ત્યાથી એકદમ ચાલતા થયા તેઓ શા સારૂ ગયા તથા ક્યાં ગયા તેના ભેદની મને ખબર પડી નહી પણ તેઓના ગયા પછી મે કેટલોક એવો પરીશ્રમ કરયો કે તે પરિશ્રમના પરીણામમા એક પેટી મારા જોવામા આવી—તે પેટી ખુલ્લી કરીને જ્યારે જોઉ છું ત્યારે તેમા મરદના કપડા હતા અને તે સાથે તલવાર, કટાર, જમઇયો, અને ધનુષ તથા બાણનો ભાથો વીગેરે તઇયાર હતુ—તે તેમાથી કાઢીને મે મરદના વસ્ત્ર પરીધાન કર્યા અને શસ્ત્ર અસ્ત્ર સજીત થઇને આ ગુપ્ત સ્થળમાથી કોઇ બીજે રસ્તે છુટકારો થવા જેવુ છે કે કેમ તેની શોધ કરવાને માટે હુ ફરયા કરતી હતી, જેમા તમે એકાએક આ તરફ આવી પહોચ્યા છો કે જેથી મને તમારા લીધે હજાર ઘણી હીમત પેદા થઇ છે, મારા નેત્રની કીકી કરતા તથા મારા પ્રાણ કરતા પણ તમે ઘણા પ્યારા છો, જ્યારે જ્યારે તમે અશ્વ ઉપર બેસીને લાબા ભાલાવડે કરીને રાજદ્વારના રમણિય ચોગાનમા ઉભા રહેતા હતા ત્યારે માત્ર હુજ તમને પુર્ણ ભાવવડે કરીને નિરખતી હતી, હે પ્રભુ ! તમારા પ્રત્યે મારા મન ક્રમવડે કરીનેજ પ્રેમ સધાઇ ગયો છે, અને મનના નિશ્ચયથીજ હુ તમારા

પ્રત્યે વરી ચુકેલી છું,—તેનો દાખલો અત્યારે તમારા હાથથી હુ દાશીનો બચાવ થવાનો યોગ આવ્યો છે, પ્યારા ! હવે હું વધારે લબાણુથી વાત કરવા ઇચ્છતી નથી કારણ કે આ જોખમ ભરેલી ગુફામા વધારે વખત ટકવુ એ યોગ્ય લાગતુ નથી કારણ કે મને આ સ્થળમા મુકીને જનારા માણુસો રખેને કદાચ આ તરફ આવી પોચશે, અને કદી તેમજ બને તો આ છુપા અવાસમાં ઝપાઝપી કરવામા કોણુ જાણે કેવો પરિણામ થાય તેના માટે ભાવી બળ ઉપર આધાર રહેલો છે, તમે કેવળ શૂર મર્દ છો જેમ સિહથી વગડાના બીજા પ્રાણી નાસે છે તેમ તમારા પ્રાક્રમથી અને ભુજ બળથી તેમ થવા જેવું છે પણુ ઘણુભાગે જે પ્રકારે કળથી કામ થઈ શકતુ હોય તો બળ વાપરવાની બીલકુલ જરૂર નથી, માટે આપણે અત્રેથી સત્વરે કરીને બહાર નીકળી જવુ યોગ્ય છે

તરૂણુ મુસાફરે ઉત્તર આપ્યો કે, તમે ધૈર્ય રાખો. મે તે તમામ છએ માણુસોનો પ્રાણુ લીધો છે માટે નિશ્ચિત રહો

આટલા વચન સાભળીને પ્રેમ આવેશમા હૃદયદ્વારને ઉછાળા મારતી વિરાગનાએ એજ વખત વિહ્વળ આવેશમા આલિગન દેવાને આતુર થએલી તરૂણુ મુસાફરને ભેટવાની શરૂવાત કરી—તેજ વખતે તરૂણુ મુસાફરે વચમા તલવાર રાખીને સબુરી આપવા લાગ્યો કે પ્યારી ! શાત થાઓ; જ્યાં સુધી મારા તમારા ધર્મ શાસ્ત્ર પ્રમાણે લગ્ન થયાં નથી ત્યા સુધી નિર્વિકાર દ્રષ્ટિથી મર્યાદાનો કદી પણુ ભગ કરવો નહી, એજ આપણો સનાતન ધર્મ છે. માટે તે ઉપર લક્ષ રાખો પેલી મર્દ વેશવાળી મસ્ત યૌવનથી અને નિખાલસ પ્રેમથી છેક બાહાવરી બનિ ગએલી તરૂણુ મુસાફરના વચન સાભળીને લજ્યાયમાન થઇ ગઇ અને કહેવા લાગી કે હે પ્રભુ ! તે દુષ્ટ માણુસોનો ભેટો તમારી સાથે શી રીતે થયો ! તે હું જાણુવા માગું છું.

એજ વખતે તરૂણ મુસાફરે ઉત્તર આપ્યો કે જે વખતે તમે ઉપરના નિર્જન તટ આગળ હાથિયો સાથે જળ ક્રીડા કરવા ગયા હતા તેજ વખતે તમને કોઇ હરામખોર લોકો હરી ગયા એવી બુમ શ્વાસ પણ માય નહી તેવી સ્થિતિવાળી દીન બની ગએલી હાથીયોએ રાજ-દ્વારમા આવીને હકીકત જાહેર કરી, તે જાહેર કરતાની સાથે ચિંતાથી વ્યગ્ર થઇ ગએલા નૃપને ચારે બાજુ યુદ્ધમાં કુશળ એવા યોદ્ધાઓને મોકલી દીધા, તે એટલા બધા માણસોને મોકલ્યા છે કે ડુગરાઓની દરેક ખીણુમા તેઓ પોહોચી શકે તેવી તજવીજ કરેલી છે તેવી તજવીજ કરી હતી ખરી. પણ અત કરણમા લાગણીના યોગે કરીને જે કામ થાય છે તે માત્ર પેટના પોષણ પુરતી ગરજવાળા અને કદાચ નિમકહલાલ હોય તો પણ તેમનાથી કાર્ય થતુ નથી, કેમકે પોતાની શારીરીક સંપત્તિને સભાળવાને સઘળાઓ ધ્યાન આપે છે—હે વિરાગના ! તમારૂ પરાક્રમ એક વખતે મેં જાણ્યુ હતું અને તે યોગે મે મારા હૃદયમા તમારી નિર્વિકારી છબી પ્રેમ પુર્વક ચોઢી દીધી હતી; મનની પ્રબળતા જ્યારે નિખાલસ માર્ગ ઉપર હોય છે ત્યારે તેના આકર્ષણની બલિહારી જુદીજ હોય છે તેજ પ્રેમના આકર્ષણે તમારા નેત્રની દૃષ્ટિ વારવાર મારા ઉપર જતી હતી, અને છેવટે તમારો પુષ્પના ગુચ્છની અદર લખાયલો કાગળ મને મળ્યો હતો. તે ઉપરથી આ મારૂ શરીર તમારા પ્રેમને અર્પ્યું હતુ, જ્યારે આવો યોગ બન્યો ત્યારે હુ પણ ભુપાલની આજ્ઞા લઇને તમારી શોધ માટે નિકળી પડયો મે જગલમા ઘણીજ મુસાફરી કરી, તેમાં ગ્રિષ્મ ૠતુના તાપથી હું ઘણો કાયર થઇ ગયો હતો; રસ્તો અજાણ્યો અને અત્યંત વિકટ હતો. ભુપાલે સેકડો માણસો છોડયા હતા યદ્યપિ જે રસ્તે હું ચઢયો હતો તે અત્યત ભયાનક અને બીલકુલ સમજ પડે નહી તેવા જંગલમા કોઇ પણ આવી શકયુ નહોતું યદ્યપિ મે આગળ જવાને સાહસ કયુ. છેવટે ઘણે દુર આવી પહોચ્યો જેમાં

કોઈ જખ્મી મર્દ માણુસ ઘાયલ થઈને જમીન ઉપર પડયો હતો; તે જોઈને હું તેના શબ આગળ ઉભો રહ્યો, જેમા જણાવ્યું કે તેની જમણી કુખમાં જમૈયાનો ઘાવ થએલો હતો; તે જોયા બાદ આજુ બાજુ તપાસ કરતાં સફેત રંગનો ઘોડો એ સ્વારનો જોવામા આવ્યો. અને એજ ઘોડાના આધારે હુ આ ગુપ્ત સ્થળ આગળ આવી પહોચ્યો આવી પોહોચતામ સુર્ય છેક નમી ગયો હતો, તે સફેત ઘોડો આ સ્થળનો જાણીતો હોવાથી ઘોડા બાધવાની ગુફા આગળ ઉભો રહ્યો, જયારે તેમ થયુ ત્યારે મે પણ ત્યા ઘોડો બાધ્યો, પછી મને એકાએક વિચાર સુઝો આવ્યો કે કદાચ આ છુપી જગોના માહીતગાર માણુસો આ તરફ આવી પોહોચે તો વધારે ઈજા ભોગવાનો પ્રસગ આવશે એમ જાણીને ફક્ત મે મારા ઘોડાને લીધો અને તે ગુફાની નજીક મોટા વૃક્ષની થડ સાથે તેને બાધીને હુ તે વૃક્ષ ઉપર ચડીને બેઠો આ વખતે રાત્રી પડી હતી. છેક અધારૂ થઈ ગયુ હતુ તેથી તે વૃક્ષ ઉપર હુ ઘણીજ સાવધગીરીથી બેઠો હતો; કેમકે ક્રૂર હિંસક પ્રાણીનો પૂર્ણ ભય હતો તેમજ જે પથ્થર ઉપર ત્રિશુળ એચેલુ હતું તે પથ્થરના નીચે કોઈ પ્રકારનો ભેદ હોવો જોઈએ એમ મ્હે માન્યુ હતુ અને તે સઘળુ જોવાની મારી ઈચ્છા હતી પરતુ અંધારી રાત્રીને લીધે તે બની શકે તેમ ન હોવાથી પ્રાતઃકાળ થાય એટલે તે સબંધી ઉદ્યોગ કરવો એમ મ્હે નિર્ણય કર્યો હતો, આ પ્રમાણે નક્કી કરીને તે વૃક્ષ ઉપર હું બેઠો. સરાસરી બારેક વાગ્યા તે વખત જરાક દુરથી બે મશાલો પ્રગટેલી મને માલુમ પડી, એટલે તે સમય જોવાને હું આતુર થયો, પણ જોતજોતામા તેઓ ઘણીજ ઝડપથી પેલા ત્રીશુળ એચેલા મોટા પથ્થર આગળ આવીને ઉભા રહ્યા; તેઓ પરસ્પર એક બીજાની સાથે વાતો કરતા હતા તે હુ પુરી રીતે સાંભળી શકયો હતો. જેમાં એજ સાર જણાયો કે કોઈ

વિરાગના સ્ત્રીને હરી લાવતાં તેણીએ એક સ્વારને ઝખમ કર્યો છે અને તેને તુરતને માટે ત્રીશુળવાળા પથ્થરના નીચે ગુફામા પુરીને તેઓ પેલા મર્ણ પામેલા સ્વારની વ્યવસ્થા (તેને બાળવાની) કરીને પાછા આવતા હતા. અને સફેત રંગનો ઘોડો તે જગોએ ન જણાયાથી તેઓ પોતાની અફસોસી જણાવતા હતા પણ જ્યારે તે ઘોડાને ગુફામા જોવા એક મશાલવાળો અને બીજા બે માણસો ગયા ત્યારે એક મશાલવાળો અને બે માણસો ત્રીશુળ પથ્થર આગળ એક સિસ્તમા બેઠેલા હતા, આ વખતે મે કમાન ખેચીને એવુ તો બાણ માર્યુ કે તે બાણથી પેલા બે માણસોને અને મશાલચીને વેધી નાખીને સુસવાટા કરતુ આગળ ચાલ્યુ ગયુ આરપાર બાણ જવાથી તેઓ જેવી રીતે આબાના વૃક્ષ ઉપરથી કેરીઓ તુટી પડે છે તે પ્રમાણે જમીન ઉપર પડી ગયા, એટલામા ધોળા ઘોડાને જોવા જનાર એક મસાલચી અને બે માણસો ત્રીશુળવાળા પથ્થર આગળ આવીને જુવે છે ત્યારે ત્રણ મડદા જોવામા આવે છે તેઓ જોડે જોડે ઘસુમણુ વળીને મડદાને જોતા હતા, તે લાગ જોઈને મ્હે બીજુ બાણ પ્રથમની માફક એવું માર્યું કે મચાલચી શિવાય બે માણસોને વેધી નાખ્યા આટલુ થયુ એટલે મશાલચી ગભરાયો, અને હાફ્લો હાફ્લો થઈ ગયેલો આમ તેમ ફાફા મારતો હતો તે વખતે હું તલવાર પકડીને તેની પાસે જઈ ચોટાડ્યો અને તલવારના ઘાવથી તેને નરમ કરી નાંખ્યો તે જમીન ઉપર પડયો, તે વખતે તેને જીવતદાન આપવાની લાલચ બતાવીને કેટલીક આ ગુપ્ત અવાસની મ્હેં માહીતી મેળવી લીધી જેમાં ટુકુ રહસ્ય એજ જણાયુ છે કે તમારા ઉપર મોહ રાખનાર અને તમને ઉઠાવીને મગાવનાર તથા તમારી જોડે પ્રેમ સાધનાર જીન પ્રદેશના રાજાનો રાજપુત્ર, વરરૂચી જણાયો. અને એજ વરરૂચિ પોતેજ આ ગુપ્ત અવાસનો જાણીતો છે. અને તેના અંગભુત સાત માણસો તેના લોધે

જાણતા હતા, તે સાત માણુસો પૈકી એક માણુસ તમારા હાથથી મરાયો છે; અને બાકીના છ માણુસોનો અંત મારા હાથથી આવ્યો છે. ત્યારે એ પ્રમાણે મ્હેં જ્યારે પેલા ઘાયલ થએલા મશાલચીથી ખબર મેળવી એટલે મને આનંદ થયો. પણ તેને જીવતો મુકવાથી આ ગુપ્ત સ્થાનનો ભેદ બીજાઓ જાણી લેશે. વળી તે ઘાયલ થએલાથી ચોકસ એજ જણાઈ આવ્યુ છે કે તે વરરૂચી રાજકુમાર પ્રાત કાળમા અત્રેની ગુફામા આવનાર છે કારણકે તેણે પોતાના નિયમિત વિશ્વાસુ માણુસોને જે મોકલ્યા છે તેઓ નિરાશા થયેલ તે વરરૂચિ પાસે પાછા ગયા નથી તેથી તે પોતે પોતાની મુરાદ પુરી થયાનુ માની બેઠેલો અત્રે ચોકસી કરવા આવનાર છે આ પ્રમાણે ચોકસ બાતમી જાણીને તે માણુસને હવે જીવતો રાખવો યોગ્ય નથી એમ જાણીને કતલ કરી નાખ્યો. આટલુ કર્યા પછી હુ નિર્ભય થયો. અને ત્રીશુળનો પથ્થર પ્રયત્ને કરીને ફેરવ્યો પછી હુ તમારી પાસે આવ્યોછું. તે લોકોની પરસ્પરમા થએલી વાતથીજ મને ખાત્રી થઇ હતી કે તમનેજ આ ગુફામા પુરેલાં છે જેથી તે વખતથીજ મારી આશા સફળ થઇ હતી, આ પ્રમાણે કહીને તે તરૂણ મુસાફર કાંઇ બિજી ગોઠવણના વિચારમા પડેલો હોય એમ વાત કરતા ચમકયો

એટલે મર્દ પોશાક ધારણ કરનાર વિરાગના (રાજકુમારી) એ પ્રશ્ન કર્યો કે, આ તમારી દાશીને માટે જે વિપત્તિ તમે ભોગવી છે તે કદી હું ભુલનાર નથી વળી સાક્ષાત સદાશિવે મને આપજ વીર પુરૂષથી અત્યારે તો માનસિક સબધ આપી દીધો છે તે સંબધ કદીપણ તુટવાનો નથી. મારા શુરવીર પ્યારા સરદાર ! તમારૂ સાહસ મારા જીવનને સુખ આપનારૂં થઇ પડયું છે. પણ હવે તમે શા વિચારમાં સ્તબ્ધ થયા છો ! પેલો મુર્ખ વરરૂચી મોહમાં અંધ

થએલો જ્યારે આ તરફ પ્રાતઃકાળમાં આવશે ત્યારે તેના માટે તમે શો વિચાર ધાર્યો છે !

તરૂણ મુસાફરે ઉત્તર આપ્યો કે—હા, હું એજ વિચારમા છું કે હવે જે કામ કરવાને હુ ધારૂ છું તે કામની ગોઠવણી હું મારા હૃદયમાં ગોઠવ્યા કરૂ છું—હવે જે લાગ આવ્યો છે તેવો લાગ હજારો યોદ્ધાઓનાં ધડ લડાઇમા જમીન ઉપર પડે અને લોહીની નદી ચાલ્યા કરે તો પણ મળી શકે નહી, છતાં આ વખતે જે તક મળ્યો છે તે સહેલાઇથી સાધી લઇએ તેવો છે

મર્દસ્વાંગ પેહેરી બેસનારી (રાજકુમારી) ઘણા હર્ષ સાથે અને સંકેતને જાણી લેવાની ઇચ્છા સાથે બોલવા લાગી કે મારા પૂર્ણ પરાક્રમી સરદાર આપનો વિચાર આ નિરંતરની દાશી નહી જાણે તો બીજુ કોણ જાણશે !

નવીન મુસાફરે કહ્યું કે કેટલીક વાતની બાતમી તમારા અજાણમાં નથી એક વખતે જ્યારે સાધારણ પ્રસંગોપાતે વાત નીકળી હતી ત્યારે એટલુ તો જાણવામા આવ્યુ હતુ કે આપણા પરમપુજ્ય રાજેન્દ્રના પ્રદેશ ઉપર રાજ્ય ઉપર તે જીન પ્રદેશના રાજાએ હુમલા કર્યા છે; વળી ઘણીજ ખુબ સુરત રાજ્યકન્યા પ્રાપ્ત કરવાની ઇચ્છાઓ જણાવીને તેઓ લઢયા છે છતા તે નહી ફાવી શકવાથી આપણા રાજાની ખુબ સુરત બાળાઓનુ તેઓ હરણ કરી ગયા છે અને છેવટે તેમની તેવી વર્તણુક કાયમ રહેતા તે જીન પ્રદેશના રાજાના રાજપુત્રે તમને મેળવવાને હરણ કરાવ્યુ છે. માટે તેના જેવો કોઈ પાકો શત્રુ બીજો નથી એમ માનવુ જોઇએ,—જ્યારે આ વખતે આ ગુફામા પ્રાત-કાળમા તે ખુદ રાજકુમાર આવવાનો છે ત્યારે તેનાથી યુદ્ધ કરીને તેને તાણી બાધીને આપણા રાજ્યમા લઇ જઇને કેદ કરીયે તો આપણી મુછ ઉચી રહેશે; આવો યોગ કદી પણ બન્યો નથી, છતા જ્યારે બને ત્યારે આશ્ચર્ય થયા વિના રહેશે નહી; કેમ ખરૂ કે નહી !

વારાંગનાએ ઉત્તર આપ્યો કે પ્યારા સરદાર ! જ્યારે આમ બને ! અને તેને કેદી કરીને લઇ જાઓ ત્યારે તથા મારો બચાવ આ પ્રમાણે તમે એકલા છતા અદભુત પરાક્રમ કરીને કરયો એ સઘળુ જ્યારે મારા પીતાજી નજરે જોઇને અનુભવ મેળવશે તે વખતે તેમને આનંદનો પાર પણ નહી રહે વાહ વાહ સાબાશ, વિર શિરોમણિ ! તમારો વિચાર શ્રેષ્ટ માનુંછું; હુ પણ ધનુષ બાણુથી સજ્જ થઇને મદદમા ઉભી રહીશ, મારા પ્યારા સરદાર ! આ સઘળી વ્યવસ્થા ઉપર આવી જવાને હવે લગભગ થોડોજ વખત રહ્યો હશે કેમકે જે વખતે તમે પ્રવેશ કરીને મારી પાસે આવ્યા તે વખતે તમારા કહેવા પ્રમાણે મધ્ય રાત્રી ઉપર એક ઘટિકા વ્યતિત થએલી હતી, પછી આપણા બન્નેના અવર્ણિય આનંદમાં ઘણો વખત ગયોછે તેથી પ્રાત કાળ થયાની આપણને અહીયાં ખબર રહેશે નહિ, માટે થોડીકવાર આ પ્રગટાવેલી મશાલ લઇને આ અવાસને તમામ જગોએ જોઇવળીએ, જેથી કાઈ જુદો ભેદ હશે તે પણ માલુમ પડશે—આ પ્રમાણે વિરાંગનાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો—તે અભિપ્રાય તરૂણ મુસાફરને યોગ્ય લાગ્યો, પછી તુરતજ બન્ને ત્યાથી તમામ જગોએ ફરી ફરીને જોવાની શરૂવાત કરી; જેમ જેમ તે સ્થળ જોતા જાય તેમ તેમ તેમના અંતકરણમાં આશ્ચર્ય શિવાય બીજી વસ્તુ પ્રવેશ થતી નહોતી આખી સૃષ્ટીનો વૈભવ જાણે આ ગુપ્ત અવાસમાંજ સચી રાખ્યો હોય તેમજ જણાયું, પછી એક છેવટનો ઓરડો ખુલો કરીને જ્યારે જોયો ત્યારે તેમાં તમામ પ્રકારના હથિયારો ગોઠવી મુકેલા માલુમ પડયા તે સાથે એક લોખંડની મજબુત પેટી હતી તેમા વખતસર કવચ, ટાટર ટોપ ઈત્યાદિક ભરી મુકેલા હતાં આ તમામ હથિયારો ચકચકીત અને બીલકુલ કાટ વિનાનાં જોવામા આવ્યા તેથી તરૂણ મુસાફરે એવો અનુમાન કરયો કે આ હથિયારો અને કવચ વિગેરે દુરસ્ત રહેવાને માટે રાજકુમાર વરરૂચીની પુરેપુરી દેખરેખ હોવી જોઇયે, જો કે તેમ ન હોય તો કાટ ચડયા વિના રહેજ નહી.

વીરાંગનાએ ઉત્તર આપ્યો કે હજુર ! આ ગુપ્ત અવા-અમાં હજારો માણસોને ચાહી સુવર્ણના ટાટ વાડકીયો અને લોટા પોહોચી શકે તેટલા સુમારનો જથો તૈયાર છે તે શિવાય બેસુમાર દોલતનો પ્રકાશ છે; એટલુજ નહી પણ રાજદ્વારી મર્દના પોશાકની પેલી પેટીમાથીજ મે પોશાક ધારણ કર્યો છે,—હવે પ્રાત કાળ થશે માટે કવચ અને ટોપ ધારણ કરીને હુ જોઇતા હથિયાર આમાથીજ લઇ લઉંછું. એમ કહીને વિરાગનાએ કવચ ટોપ ધારણ કરીને થોડીકજ વારમા સજ્જ થઈ, અને મર્દનો પોશાક તે કવચ ઉપર ધારણ કર્યો, ત્યાર પછી તમામ ઓરડાને વાશીને અનુક્રમે ચાલવા માડયુ પછી તે ગુપ્ત ગુફાને નમસ્કાર કરીને ત્યાથી બન્યો જણ સાવધ થઇને આગળ ચાલવા લાગ્યા; જે જે પ્રકારના સચ હતા તે તે સચની માહીતી ખુલ્લુ કરનારા જે છ માણસો મર્ણ પામ્યા હતા તેઓથી વિરાગનાને મળી હતી તેથી તે સચ મુજબ બંધ કરીને બાહેર નીક-ળવાના નાળીયામા પ્રવેશ કર્યો. તે રસ્તો વટાવીને પેલા ત્રીશુળવાળા પથ્થરને ખશેડીને જે વખતે બાહેર નીકળ્યા તે વખતે પૂર્વ દીશાનો આકાશ ધવલ વર્ણનો થયો હતો. પૃથ્વીની કક્ષામાથી ઉપર આવવાને બે ઘટિકાની વાર હતી તો પણ ભાનુ દેવતાના પ્રખર કિર્ણોથી સઘળી જગોએ પ્રકાશ થવા લાગ્યો હતો; કાગડાઓનુ ઝોલુ કા કા કરતુ પુર્વ દિશના અજવાળા તરફ ઝડપથી જતુ હતું; ત્યારે રાત્રીને વિશે ફરનારા પ્રાણી છુપાઇ જવાને માટે નાશા નાશ કરી રહેલા હતા, હવે પ્રાત કાળ થયો એમ જાણીને તરૂણ મુસાફરને તથા વિરાગનાને આનદનો પાર રહ્યો નહીં. પેલા ત્રીશુળવાળા પથ્થરને ગુફાના દ્વાર ઉપર ગોઠવી દીધો. પછી બાજુ ઉપરની ઘોડા બાધવાની ગુફામા જઇને તરૂણ મુસાફરે પોતાનો ઘોડો અને પોતાના સાથીને માટે પેલો શ્વેત વર્ણનો ઘોડો ત્યાથી છોડીને તે ગુફાથી થોડેક દુર જઇને વૃક્ષઘટામા એવી રીતે ચુપકીથી બેઠા કે પેલો જીન પ્રદેશનો રાજકુમાર વરરૂચિ આવતો હોય તો પુરી રીતે જોવામા આવી શકે

ચાર ઘડિ દિવસ ચઢયો એટલે એટલા ભાગમા એક બાજુની આડીમા ઘોડાના પગની ખરીયોની ધ્વનિ સાભળવામાં આવી. તે સાભળતાજ સજ્જીત થએલા બન્યો જણ આમતેમ જોવા લાગ્યા. પણ થોડીવાર થઈ એટલે વરરૂચિ રાજકુમાર એજ ગુફા આગળ આવી પોહોચ્યો, અને જુવેછે તો છએ માણુસો એ જગોએ લોથ થઇને પડેલા માલુમ પડયા આ બનાવ જોતાજ તેના ખોળીયામા ચિતા અને વિશાદ એ બન્યોએ પ્રવેશ કર્યો. પોતાના રાજદ્વારથી નીકળતા જે તેણે આશા રાખી હતી તે આશાના ભાવાર્થથી વિપરીત ભાવના જોવામા આવી; જોતાજ તે ખિન્ન બની ગએલો અને અનેક વિચારથી ભ્રમિત થએલો ઘેડા ઉપરથી ઉતરી પડયો પછી દરેક જણને જરાક દુરી રહીને તપાસવા લાગ્યો; ત્યારે તેને ખાત્રી થઇ કે કોઇ પણ હરીફ યોદ્ધા એોએ મારા માણુસોનો પ્રાણ લીધોછે યદ્યપિ મારા હૃદયમા રાત્ર દિવસ નિવાસ કરનાર મિષ્ટ ભાષણથી આનદ આપનાર અને શુર મર્દ ડહેકાક કેમ જણાતો નથી ! ઘણુ ભાગે તે મરાયો નથી. માટે મારે તેની રાહ જોવી જોઈએ એમ વીચાર કરીને તે આમતેમ આટા મારવા લાગ્યો પછી તેણે પોતાના તમામ હથિયારો ઉતારીને અને ફક્ત ખલકો પેહરીને પોતે મુસાફરીથી પરિશ્રમ પામેલો હોવાથી એજ જગોએ પ્રાતઃકાળની ઠડી હવા લેવાને એક વૃક્ષ નીચેના ધવલ પથ્થર ઉપર બેશીને હવા લેતો હતો. આ વખતે હથિયાર વીનાનો છે એમ જાણીને અને તક સમય વિચારીને પેલો તરૂણ મુસાફર તથા તેનો સાથી એ બન્યો હથિયારથી સજ્જ થએલા અને લાબી રસી પકડીને એજ જગોએ હાજર થઇ ગયા, આ બન્યોને શસ્ત્ર અસ્ત્રથી સજ્જીત થએલા જોઈને વરરૂચી ઘણા વિચારમા પડી ગયો, વળી પોતે શસ્ત્ર વિનાનો ખાલી હતો તેથી તે દીન બાન ગયો; આ વખતે મ્યાનમાથી ખુલી તરવાર કાઢીને વીરાગના ઉભી રહી. એજ પ્રમાણે તરૂણ યોદ્ધ પણ ખુલી તલવારથી ઉભો રહ્યો જેથી તે વરરૂચિ જ્યા બેઠો હતો ત્યાંથી આગળ

ખસી શકે નહી તેમ કરવામાં આવ્યું.—આ વખતે વરરૂચી તે બન્ને યોદ્ધ પ્રત્યે નમ્રતાથી કહેવા લાગ્યો કે, તમે કોણ છો ! અને મારા ઉપર શા માટે ધસીને આવ્યા છો ! તે સાંભળીને તરૂણ મુસાફરે કહ્યું કે તું અમારો ગુન્હેગાર છે. તું કોણ છે ! તે જોકે હુ જાણતો નથી પણ આ ગુપ્ત અવાસ અમારા તાબાનું છતાં તમે ઘણા દીવસથી અમારી પરવાનગી વિના પ્રવેશ કરીને રહોછો તેથી તમને શામાટે શાશન ન કરીયે !

વરરૂચી—તો શુ ! અમારા માણુસોનો તમે નાશ કર્યો છે !

તરૂણ મુસાફર—હા તેઓએ અમારા કબજાના સ્થાનમા પ્રવેશ કરેલો હોવાથી ચોર જાણીને નાશ કર્યો છે.

વરરૂચિ—અમને ખબર નહોતી કે આ ગુપ્ત અવાસ તમારો છે

તરૂણ મુસાફર—(લાલ નેત્ર કરીને) તો શું ! તારા બાપે આ જગો બનાવી હતી ! કે માલીક થઈને અંદર રહેવા લાગ્યા !

વરરૂચિ—ના મારા બાપ પણ આ અવાસને જાણતા નથી મ ત્ર એક વખતે શીકાર કરવા નીકળી પડેલો હતો જેમાં કોઇ યોગી મહાત્માની કૃપાથી આ અવાસ હુ જાણી શકયો છું.

તરૂણ સ્વાર—તેથી શુ તારો માલ થઇ ગયો ?

વરરૂચિ—ના તેમ તો કહેવાય નહી, પણ તમારી માલીકીની જગો હોય તો ભલે તમો ભોગવો અમારે કાંઈ કામ નથી

તરૂણ સ્વાર—એતો ખરૂ પણ અમારી છુપી જગોનો તું માહીતગાર થયો તેથી તારા લીધે બીજાઓ જાણી શકે અને અમારી અસંખ્ય લક્ષ્મી અમારી ગેરહાજરીમા કોઇ

લઇ જાય એજ અમને નુકશાન છે માટે તને ઠેર મારી નાખવો કે જેથી બીજી કોઈ જણાએ વાત જાય નહી

વરરૂચિ—મને પકી રીતે ખબર છે કે કદાચ હું શસ્ત્ર અસ્ત્ર ધારણ કરીને તમારી સાથે શાસ્ત્ર પ્રમાણે યુદ્ધ કરવા સારૂ સામો થાઉ તો તમે મને ના કહેવાના નથી પણ કહેવતમા કહ્યું છે કે "એકનું અઉધધ બે" તે પ્રમાણે કદાચ તમે બેમાંથી એક ઘાયલ થાઓ તો તેમાં મારૂ છેક મરણ થવાનો સભવ છે. યદ્યપી તેમ કરવામા કાંઇ પણ સાર નથી કેમકે મારા ઉપર સપૂર્ણ પ્રેમ રાખનારી પતી-વ્રતા મારી સ્ત્રી છે તે જ્યારે મારો નાશ જાણશે તે વખતે તે સ્ત્રી પોતાનો દેહ ત્યાગ કરશે,– તેમજ હુ ઘણી લાંબી આશાવાળોછું તરૂણછુ હજુ મારે ઘણુ કામ કરવુ છે માટે તમે કૃપા કરી મને જીવતદાન આપો એટલી માગણી કરૂ છું

તરૂણસ્વાર—હા, કદાચ તમારી માગણી અમે સ્વી-કાર કરી શકીશું પણ તમે અમારા કેદી થઇને અમારા અન્નદાતા પાસે આવીને માફી માગી જાઓ તો તે પ્રસન્ન થઇને તમને છોડી દેશે, અને તમે જ્યા રહેતા હશો ત્યા પોતાના માણસો સાથે મોકલી દેશે

વરરૂચિ—તમારા અન્નદાતા કયા પ્રદેશના રાજા છે!

તરૂણસ્વાર—તે હુ કહેવા માગતો નથી પણ હું તમારી સાથે જે વાત કરૂ છુ તેમા પરિણામે તમારા દેહનો નાશ ન થાય એમ કરવાને હુ બધાઉ છુ

વરરૂચિ—તેની મને કેમ ખાત્રી થાય !

તરરૂચિ—જે પ્રકારે તમને ખાત્રી થાય તેવી કોઈ માગણી કરો.

વરરૂચિ—હજાર બ્રહ્મહત્યાદીક પાપ માટે તમે વચન આપો છો !

તરૂણસ્વાર—તમે અમારી સાથે કેદી થઇને અને બંધનમા બંધાઇને આવવાને ખુશી છો !

વરરૂચિ—હા ખુશી છુ.

તરૂણસ્વાર—ત્યારે લ્યો આ મારૂં વચન!

તરૂણસ્વારે વરરૂચિને વચન આપ્યુ એટલે તેને લાંબી રસીથી મજબુત બાધવા માડયો અને તેને ઉચકીને તેનાજ ઘોડા ઉપર બેસારી દીધો પછી તે ઘોડા ઉપર બધન કરવામાં આવ્યા કે તે ઉપરથી કોઈ પણ પ્રકારે ખશી શકે નહી—આ પ્રમાણે કરીને છેક આગળ ખુલ્લી તરવારથી મર્દવેશ ધારણ કરનાર વિરાગના અને વચ્ચમા વરરૂચિ કેદીને રાખીને તથા છેવટે તરૂણસ્વાર એ પ્રકારે વ્યવસ્થા કરીને ત્યાથી રસ્તો કાપવા માંડયો.

મારા વાચક મિત્ર આ વારતામા કાઈક જગોએ થોડા ઇસારાથી સમજી તો શકયા હશો કે બહુ પરિશ્રમ કરીને તથા કેટલાક માણસોનો નાશ કરીને ગુફામાં પ્રવેશ કરનાર કોણ હતો! તથા કયા રાજાની રાજપુત્રી પરાધીન થએલી ગુફામા ફસાઈ હતી! તોપણ હુ જણાવુ છુ કે શોધ કરનાર વીરપુરૂષ પ્રતાપરૂદ્ર હતો, અને તે પ્રતાપરૂદ્રના પરાક્રમ ઉપર મોહ પામેલી ગાધર્વ પ્રદેશના રાજા ધન-જયની રાજકન્યા વસતકોકિલા હતી

---

## પ્રકરણ ૬ ઠું
## આનંદનો ઉભરો
## અને
## વિર પુરૂષના કાર્યની કદર

---

જ્યારથી વસતકોકીલા રાજકુમારી ગુમ થઇ અને તેની શોધ માટે સેંકડો સ્વાર લોકોને દોડાવેલા જ્યા ત્યાંથી ભટકી અથડાઇ નિરાશ થયેલા પાછા આવ્યા જાણીને ત્યારથી ગાંધર્વાધિપતિ ધનંજય રાજા ઘણોજ ઉદાશ રહેતો હતો, પોતાની પુત્રી રૂપગુણમા અને ધનુર્વિદ્યામાં તથા

અશ્વ ઉપર ચઢીને શસ્ત્રનો ઉપયોગ કરવામા વિગેરે કુશળ હતી. તે તેની કુશળતા તથા તેની ઉત્તમ વર્તણુકને નિરન્તર યાદ કરતો નિશ્વાસ મુકયા કરતો હતો; તેની શોધ માટે તમામ સ્વાર ગયેલા પછા આવ્યા પણ પ્રતાપરૂદ્ર હજુ પાછો આવ્યો નથી માટે જેવી રીતે કૃષિકાર માણસો વરસાદની રાહ જોઇ રહે તેમ તે ધનજય રાજા પ્રતાપરૂદ્રને આવવાની રાહ જોયાં કરતો હતો છતા વિશેષ વિલબ થયાથી તેના મનને બીલકુલ જપ વળતો નહોતો એટલુજ નહી પણ મદનકુમાર હરવખતે પ્રતાપરૂદ્રની ગેરહાજરી માટે બેચેન રહેતો હતો.

ધનંજયે આજે મોટી સભા ભરી હતી જેમા વિદ્વાન માણસોને સભામા બોલાવ્યા હતા. જેથી જ્યોતિષશાસ્ત્રને જાણનારા ભવિષ્ય સુચક વિદ્વાનોને મુખ્યત્વે કરી આમંત્રણ આપ્યુ હતુ ધનજય રાજાની આજ્ઞા પ્રમાણે રીતસર બેઠકથી સભા ખીચોખીચ ભરાઇ હતી આ વખતે બપોર પછી ચાર ઘટિકાનો સમય થયો હતો ધનજય રાજા દીલગીરીને લીધે કનક સિહાસન ઉપર નીસ્તેજ જણાતો હતો; તેથી સઘળી સભા બોલ્યા ચાલ્યા વીનાની રાજેન્દ્ર તરફ દ્રષ્ટી કરી રહેલી હતી, અને હવે પોતે શી આજ્ઞા કરે છે તે સાભળવાને માટે આતુર થઇ રહેલા હતા કેવળ શાન્તસુખ સ્વરૂપ દેખાઇ રહેલુ હતુ કોઇના હાથ માથી એક પૈસો જમીન ઉપર પડે તો તેનો રણકારો સઘળા સાભળી શકે તેવી શાન્તતા હતી,–એવી સભામા વીરાજમાન થયેલા ધનજય રાજાએ જ્યોતીષમા નીપુણ એવા ભાસ્કરાચાર્યને પ્રશ્ન કરયો કે હે મહારાજ ! આપણી રાજ્યપુત્રી વસતકોકીલા આરોગ્ય છે કે કેમ ! અને તે સહીસલામતથી અત્રે કયારે આવી શકશે.

ભાસ્કરાચાર્યે તે વખતની લગ્ન ઘટીકાનો નીશ્ચય કરીને પ્રશ્નાર્થ કુંડલી બનાવી દીધી અને તે ઉપરથી ભવાર્થ કહેવા લાગ્યા કે હે રાજેન્દ્ર ! રાજકુમારી આરોગ્ય છે અને તે બે ત્રણ દીવસમા અત્રે આવવાજ જોઇએ, આ

પ્રમાણે એજ વીષયની વાટાઘાટ ચાલી રહી હતી વીપત્તી પડે છે ત્યારે અવીશ્વાસવાળી વસ્તુ ઉપર વીશ્વાસ લાવવો પડે છે જ્યારે અનેક પ્રકારની ચીંતા જાગ્રત થાય છે ત્યા ભ્રમ અને ગ્લાની વૃદ્ધી થાય છે, તે વખતે કેવળ અજાણ પણાનુંજ સ્વરૂપ પ્રવેશ કરે છે. ઘડીકમા વિશ્વાસની ઘટમાળ ચાલ્યા કરે છે. તે પ્રકારે ધનજય રાજાના હૃદયમાં યોગ બન્યો હતો; જોશીયે કેટલીક પ્રકારની સમાધાની કરી પણ તે શમાધાનીથી ધનજય રાજાને સંતોષ થયો નહી— થોડીકવાર થઇ એટલે એક દરબારી માણસે તે સભામાં પ્રવેશ કરીને ખબર આપી કે અન્નદાતા ! આપણા નામદાર વિર શીરોમણી પ્રતાપરૂદ્ર કોઇ કેદીને પકડીને અને તેને રસીથી જકડ બાધેલો ઘોડા ઉપર બેસારીને અને રાજ કુમારી બાઇ સાહેબ શ્રી વસતકોકીલા એમને પુરૂષનો સ્વાગ પેહેરાવેલ સહુવર્તમાન અત્રે પધારે છે

આટલુ સાભળતાજ ધનજય રાજા પોતે કનકાસન ઉપરથી ઉભો થયો અને તુરતજ પોતે ચાલીને સામો મળવા સારૂ ગયો એટલામાતો રાજ દ્વારની દોહોડી (દરવાજા) આગળ પ્રતાપરૂદ્ર આવી પોહોચ્યો હતો તે પ્રતાપરૂદ્ર અશ્વ ઉપરથી ઉતરીને રાજેન્દ્ર ધનજય (પોતાના ગુરૂ ભાઇને) પગે લાગ્યો, એજ પ્રમાણે મર્દ સ્વાગવાળી વિરાંગના વસતકોકીલા પણ પોતાના પીતાના પગમા મસ્તક નમાવી બાજુએ ઉભી રહી—અને એજ વખતે પેલા અશ્વ ઉપરના કેદી ઉપરથી દોરડાના બધન તોડી નાખીને અને તેનો હાથ પકડીને રાજસભામા પ્રવેશ કરયો રાજા ધનજય કનકાસન ઉપર બેઠો, સઘળી સભા જે મિસલથી બેઠી હતી તે મીસલ પ્રમાણે બેઠી અને પ્રતાપરૂદ્ર પોતાના નિયમિત આસન ઉપર રાજા ધનજય નજીક બેઠો, આ વખતે મર્દ પોશાકવાળી શસ્ત્ર અસ્ત્રથી સજ્જીત થએલી વસતકોકીલા પોતાના પિતાની જમણી બાજુના નીચાણના આસન ઉપર બેઠી અને જેને કેદી-ઠરાવીને લાવ્યા હતા તેને તે સભામા સેનાપતીની જોડે બેઠક ઉપર બેસાર્યો.

આ વખતે રાજા ધનજયના હૃદયમા હર્ષનો પાર નહોતો. એટલુજ નહી પણ એકાએક તે ધનંજયના મનમાં એમજ આવી ગયુ કે મારી નેત્રની કીકી તુલ્ય વસત કોકિલાને પ્રતાપરૂદ્રની સાથેજ લગ્ન કરાવીશ, એવો તેજ વખતે નિશ્ચય કરીને વસંતકોકિલા અને પ્રતાપરૂદ્ર ઉપર હર્ષ યુક્ત જોવા લાગ્યો પછી પ્રતાપરૂદ્ર પ્રત્યે પ્રશ્ન કર્યો કે પ્રિયભાઈ ! તમે ઘણાજ પરિશ્રમને પામેલા જણાઓ છો. તમે જે કામ કર્યું છે તેના માટે મને ઘણોજ સતોષ થયો છે પણ આ અકસ્માત બનાવ શી રીતે બન્યો ! એ જાણુવાની મારી ઇચ્છા છે. વળી સેનાપતી જોડે બેસાડેલ કેદીની માફક બાંધીને આણેલો છતા તેને આ સભામા યોગ્ય આસને બેસારેલો છે તે કોણ છે. ! આ પ્રમાણે સાભળીને વસંતકોકિલાએ પોતાના પિતા પ્રત્યે હાથ જોડીને જળક્રીડા કરવા ગએલી ત્યાથી કેવી રીતે હરણ થયુ ( કોણ લઇ ગયુ ! રસ્તામા કયા સ્વારનો વધ કર્યો ' ત્યાથી ગુપ્ત અવાસમાં કેવી રીતે તેને મુકી ' તેને મુકયા પછી મર્ણ પામેલા એક સ્વારની બરદાસ માટે બાકીના છ માણુસો કેવી રીતે ગયા ! એટલી હકીકત સવિસ્તરથી કહી સભળાવી —ત્યાર પછી પ્રતાપરૂદ્રે, જે વખતે ભદ્રમડલ મુકીને વસત કોકીલાનો તપાસ કરવાને પ્રયાણ કર્યું તે વખતથી તે પેલા છએ માણુસોને જે યુક્તીની મર્ણ પોહોચાડયા તથા ગુફામા પ્રવેશ કરીને વસંત કોકિલાની ભેટ લીધી તે તમામ હકીકત પ્રતાપરૂદ્રે રાજા ધનજયને કહી સભળાવી અને જે કેદી આણ્યો છે એજ કેદીએ વસંતકોકિલાનુ હરણ કરાવ્યુ છે અને તે કેદી જીન પ્રદેશના રાજેન્દ્રનો રાજપુત્ર વરરૂચિ નામનો છે તે વિગેરે સમસ્ત હકિકત કહી જણાવી

જીન પ્રદેશ ઉપર ધનંજયે ચઢાઇ કરી હતી છતા તેને પરાજય કરી શકયા નહોતા, તેમ જીન પ્રદેશવાળો ગાંધર્વ નગર ઉપર ચઢાઇ કરતો હતો તેથી પરસ્પર વૈર યોગ જાગ્યુ હતો અને તે વૈર વાળવાને તથા પોતાનો ઉંચો હાથ કરવાને કટલીક પેઢી વીતી ગઈ છતા તક નહ્યો

નહોતો. જો કે તેવુ કઠિણ કાર્ય હતું છતા પ્રતાપરૂદ્રે જીન દેશના રાજ પુત્રને સહેલાઇથી બંધીવાન કરીને આણ્યો તથા તેણે જે હીમ્મત ચલાવીને તથા જે જે કામમા તેણે સાહસ કાર્ય વાપર્યું હતું તે જાણીને એકદમ કનકાસન ઉપરથી હર્ષ ભેર ધનજય રાજા ઉભો થઇને પ્રતાપરૂદ્રને પ્રેમ પૂર્વક પોતાના હૃદય સાથે ચાંપ્યો; આ વખતે સભામા જે શૌર્ય રંગ પ્રસરાઈ રહ્યો હતો તેવો શૌર્ય રંગ કદી પણ પ્રસરાયો નહોતો

જીન પ્રદેશના રાજકુમાર વરરૂચીને રાજનીતી પ્રમાણે તેને રહેવાને માટે એજ રાજધડીમાં ઉત્તમ અવાસ આપ્યો અને તે કોઇપણ પ્રકારથી સટકી જાય નહી તેવી ગોઠવણ શુરા આધર્વ પેરેગીરોને મુકીને કરવામા આવી. પછી એજ વખતે એક પેગામ તૈયાર કરીને અને પત્ર લખીને અર્થાત તે પત્રમા જીન રાજેન્દ્રને એવી ખબર આપી કે તમારા રાજપુત્ર વરરૂચીએ નિયમ વિરૂદ્ધ ગુન્હો કર્યો છે માટે અમે તેને સારા જાબતા સાથે નજર કેદ કરયો છે એવો પત્ર લખીને જીન પ્રદેશ તરફ પેગામ મોકલ્યો.

આ પ્રમાણે થયા બાદ સભા વિસર્જન થઇ; પછી ધનજય રાજા પોતાના પ્રાણથી પણ પ્યારા ગણેલા પ્રતાપરૂદ્રનો હાથ પકડીને અને બીજા હાથે વસત કોકિલાનુ કાડુ પકડીને પોતાના ખાનગી અવાસમા પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૭ મું

## મિથ્યા મોહનો પરિણામ

## અને

## પશ્ચાતાપ.

આજે શ્રાવણ માસની પૂર્ણિમાનો દિવસ હતો, જેમાં વર્ષાઋતુના યોગે કરીને તમામ જગોએ વરિયાળી ખીલી રહેલી હતી, જેથી ભદ્રમડલ નામ પ્રમાણે કલ્યાણ વાચક સમુહનોજ દેખાવ ચારે બાજુ ડુંગરાઓમાં લીલા વૃક્ષ

ઘટાથી આનંદ જનક થઇ રહ્યો હતો, આ વખતે ત્રિલોકને મોહ પમાડે તેવી ખજરની માફક વિકારી અને વિરહિને નેત્રકટાક્ષ મારનારી મેહનિનો હાથ પકડીને ઉચા મહેલની ધવલ અગાશીમા મદનકુમાર વારૂણીનુ પાન કરી મસ્ત બની ગએલો ફરતો હતો. આ વખતે સાયંકાળ પડવાનો વખત હતો, સૂર્ય નારાયણ પશ્ચિમ દિશાએ નમી ગયા હતા. એમ આકાશમા પુર્વ અને પશ્ચિમ દિશાના વાદળા એક બીજાને અથડાઇને ગતી આપનારામા નિચાણુમાં દેખાતા ધવલ પ્રકાશથી જણાઇ આવતુ હતુ; પશ્ચિમનો અને પુર્વનો અથડાતો ઠંડો વાયુ વારૂણી પાન કરનાર બાન્યો જોડને હીતકારક થઇ પડયો હતો, અને એજ કુદરતિ લીલા રંગ બહારના યોગે કરીન મદનકુમાર પોતાના નિખાલસ અંતકરણથી વિકારી પ્યારના વાકયો મોહીની પ્રત્યે કહી સંભળાવતો હતો, અને તેમા આજે પોતાની મતલબ કોઇપણ પ્રકારની પાર પાડવાને માટે યુક્તિથી વાત આડકતરી રીતે ચલાવવા લાગ્યો, અને પ્રેમ પુર્વક મોહનીના ગળા ઉપર હાથ નાખીને કહેવા લાગ્યો કે પ્યારી ! આજે શ્રાવણ માસની વર્ષારૂતુને શોભા આપનારી પુર્ણિમ શ્રેષ્ટ છે. વળી વર્ષાઋતુમા જો કે જડ પદાર્થ છે તોપણ મેઘજળના યોગે કરીને પ્રેમથી ઘેલી થઇ ગએલી વેલિકાઓ વૃક્ષની સાથે જુવોને કેવી વીંટાઇ વળી છે ! પ્યારી ! બલિહારી છે તે વેલિકાને કે પોતાના પ્યારનું દારદ બીજાઓને બતાવે છે, વળી ઠેર ઠેર જળથી ભરાઈ ગએલા સરોવર ઉપર હંસ કારંડ, અને સારસ પક્ષીની જોડ સાથે સાથે ફરીને કેવો આનંદ અનુભવે છે; આહાહા એ જોઇને મને તો કાંક કાંક થઇ જાય છે. અને એમ આશા રાખુંછુ કે મારી વ્હાલી પ્રાણ પ્યારી મોહની સાથે રાત્રીનો વખત કયારે ગુજારીશ; પ્યારી ! તમારા મનમાં તે વિવેક કેમ આવતો નથી ! શુ તમે તમારો આખો જન્મારો રાત્રીને માટે મને વિયોગીમા રાખવા ધારો છો ! હુ તમારા વિયોગે કરી રાત્રીમા મીનની માફક તરફડીયા મારૂછુ. દર-

રોજની રાત્ર કેવળ રાક્ષસી જેવી લાગે છે. મારો પુષ્પ સુગંધીથી સુગારેલો પલંગ સ્મશાન ભુમિ ઉપરની મુડદાની રાખ જેવો જણાય છે. જ્યારે મને આ પ્રમાણે તમારો વિયોગ સતાવે છે ત્યારે તેના ઉલટમા રાત્રીનો વખત તમે પોતે કેવા સુખમાં ભોગવોછો તેના માટે મને કોઇ રીતની કલ્પના પોહોચી શક્તી નથી, પ્યારી ! આજેતો હુ ખાસ આગ્રહ કરીને કહુછું કે આજે પુર્ણિમાની રાત્ર અત્રે ગુજારો, અને મારૂ હૃદય તાપથી તપ્ત થએલાને શાન્ત કરો; કેમ બોલતા નથી ' શા વિચારમા પડી ગયા છો ' શુ મારા વિચાર તમને યોગ્ય લાગતા નથી ' ન લાગતા હોય તો પણ મારા શબ્દનો અગીકાર કરવો એ તમારો ધર્મ છે ! કેમ ! આજે કૃપા કરશો કે નહી !

મદનકુમારનો હાથ તરછોડીને એક હાથ દુર ઉભી રહીને મોહીનીયે ઉતર આપ્યો કે, તમે લખી આપેલા દસ્તાવેજ ઉપર ધ્યાન આપો; અને આટલી મુદત સુધી તમે દસ્તાવેજમા લખ્યા પ્રમાણે વર્ત્યા છો છતા આજે પુર્ણીમાનો દિવશ શુ કરવાનો હતો ! હુ કદી પણ એ વાતનો અગીકાર કરવાની નથી એ શિવાયની બીજી હજાર વાતો તમે કરશો તો તે વાતમા હુ મદદગાર થઇને તમને આનંદ આપ્યા કરીશ પણ રાત્રીએ વાસો કરવાની વાત તમારે કદીપણ કાઢવી નહી.

મદનકુમારે ઉતર આપ્યો કે—બીજી વાતોમા મિથ્યા મદદગારી શા ઉપયોગની—જ્યારે તમારા હૃદયમા મારા ઉપર પતિ પ્રેમનો મમત નથી ત્યારે તેવા ખાર બોલ જમીન જેવા તમારા હૃદયમા નિખાલસ પ્રેમનુ શી રીતે ટકી શકે ! અરે ! અત્યારેજ તે પ્રેમનું બીજ નથી તો તેવી જમીનમા હોયજ કયાથી !

મોહીની—હા. એ વાત ખરી છે તમારા પ્રત્યે નીખાલસ પ્રેમ માત્ર દીવશ પુરતોજ છે—પણ રાત્રી માટે નહી !

મદનકુમાર—એશું, પ્રેમની પ્રતીતી છે ' પણ એતો કેવળ અનીતિ છે; કદી એવુ કોઇ જગોએ સાભળ્યું છે

કે ! પરંતુ આ દીવસે પોતાના પતિ પાસે રહે અને રાત્રીએ પોતાના પિયરમા પડી રહે '

મોહની—જયારે એવી રીત તમે જાણુતા હતા ત્યારે શામાટે દસ્તાવેજ લખીને કબુલત આપી ' મારી સાથે લગ્ન કરવુજ નહોતું તેમ હુ લગ્નથી સધાવા ઈચ્છા પણુ રાખતી નહોતી પણુ રાજ્યસત્તા આગળ મારા પીતાજીનુ કઈજ ચાલ્યુ નહીં; વળી મારા માટે તેમને વિપત્તિ સોસવાનો વખત આવ્યો ત્યારે, આ પ્રમાણે ઠરાવથી તમને બાધીને હુ તમારી સાથે વરીછું છતા મારો દોશ શામાટે કાઢો છો ' હવે મને સતાવશો નહી તમે હર વખતે આવી વાતો કાઢીને સતાવો છો, મને કટાળો આપોછો તેથી હવે હુ તમારા તરફ આવતી કાલથી બીલકુલ આવવાની નથી

આ પ્રમાણે મોહનિએ પોતાના નેત્રનાં ભવા ક્રોધથી ચઢાવીને અને રાતી ચોળ થઇ ગયેલી તિરસ્કાર વાકયથી ગર્જના કરતી પોતાની દાશી સાથે સત્વરથી ચાલી નીકળી, જેમ વિજળી ઘણી ઝડપથી નીકળી જાય છે તેમ તે મોહની ઘણી ઝડપથી મદનકુમારનો હાથ તરછોડીને અને હવે પછી નહી આવવાના શબ્દો વાપરીને નીસરણી ઉતરતી દેખદેખતામા છેક નીચે આવીને પોતાના પીતાને ઘેર ચાલતી થઇ.

દીવાબતીનો વખત થવા આવ્યો હતો તેથી મશાલચી તે રમણિય અવાસમા ઠેર ઠેર દીપકનો પ્રકાશ કરવા લાગ્યો ત્યારે આ વખતે મદનકુમારના મુખ ઉપરનો આનદનો પ્રકાશ અસ્ત પામ્યો, તેવા હૃદયમા દરરોજ વિચારના ઉભરા વારવાર આવ્યા કરતા હતા તે આજે તદન શમાઈ ગયા, જાણે સર્વ પ્રકારનો વૈભવ ગુમાવીને બેઠો હોય તેવો નિરાશ થએલો મદનકુમાર પોતાના લમણા ઉપર હાથ મુકીને પલગ ઉપર બેસી રહેલો હતો; તેની દષ્ટિ ચકોરની માફક ચદ્રમા ઉપર હતી, તે પોતે મોહની રૂપી મોહકચદ્રને નિહાળવાને ચકોર તુલ્ય બની ગયો હતો; યદપી

મોહવૃત્તિ રૂપી વસ્ત્રનું આચ્છાદન થએલું હોવાથી મોહનીના બીજા દુરગુણનું શોધન કરવાની કે તે બાબત યોગ્ય વિચાર કરવાની તેનામા શક્તિ પ્રગટ થતીજ નહોતી, માત્ર તે તેણીના વિયોગથીજ ઝુર્યા કરતો હતો, અરે હાય ! કેવી અધમસ્થિતિ ! કેવો મોહપાશનો દુર્ઘટ બધ છે કે તે બધથી અધત્વ એટલુ બધુ પ્રાપ્ત થાય છે કે માત્ર એક નેત્રની દ્રષ્ટિ દ્રઢ થાય છે, વારૂ ત્યારે અત્યારે તો મદનકુમાર મોહનીના મોહક ચહેરા ઉપર મોહ પામેલો તેના વિયોગે કરીને તરફડીયા મારયા કરે છે દીવાબત્તી થઇ ગયા બાદ આકાશમા વાદળાના કાળા રગના ઘેરાવાથી ચદ્રનો પ્રકાશ છેક દબાઈ ગયો હતો જેથી તે વખતે આકાશમાથી છાટા પડતા હતા, એટલામા અકાએક પ્રતાપરૂદ્ર મદનકુમાર પાસે આવી પહોચ્યો મદનકુમારનો ચેહેરો ફીકરથી ફીકો પડેલો અને વિચારની ભ્રમણામા ડુબેલો જોઇને પ્રતાપરૂદ્રે પુછયુ કે કેમ મિત્ર ! આજે ઉદાશ જણાઓછો ! તે સાભળીને મદનકુમારે મોહની સાથે જેજે પ્રકારની વાતચીત થઇ તે તમામ કહી સભળાવી, તે સાભળીને પ્રતાપરૂદ્રે કહ્યુ કે હે મિત્ર ! તમેજ પોતાને હાથે તે વસ્તુ વ્હોરી છે, અને લેખથી બધાયાછો તો પછી પશ્ચાતાપ શામાટે કરોછો.

મદનકુમાર—મિત્ર ! તેણીનો વિયોગ મને બહુજ સાલે છે, હવે હુ શુ કરૂ ! તો મોહની રીસાઇને ચાલી ગઈ છે તે હવે કાલેથી બીલકુલ આવનાર નથી,

પ્રતાપરૂદ્ર—ત્યારે હવે તમે શું કરવા ધારો છો.

મદનકુમાર—મિત્ર! હવે હુ શુ કરૂ ! મને કાઈ સુઝ પડથી નથી;

પ્રતાપરૂદ્ર—અલબત તમને કાંઇજ સુઝ નહી પડે એનું એજ કારણ છે કે તમારા હૃદય ઉપર મોહ વૃત્તીરૂપી કાળરંગની ચાદર આવી ગયેલી છે, પણ મિત્ર ! જરા વિચાર કરો કે તે નટખટ સ્રી પોતાના પીતાના ઘરમા પણ જુદી

અવાસમાં રહેનારી કેવા પ્રકારથી રાત્ર ગાળતી હશે ! તેનો કાંઇ વીચાર કરયો ! તે મસ્ત બની ગયેલી યુવાવસ્થારૂપી અંકુશવિનાની હાથી ઉપર ચડેલી સ્વતંત્ર રહેલી શું કરતી હશે ! તે બાબત કાંઇ વિચાર્યું કે !

મદનકુમાર—હા ભાઈ હા પણ તે તમારા વિચાર પ્રમાણે ખાત્રી શીરીતે થઇ શકે ! ચાલો ત્યારે તે સબંધી તમામ પરીક્ષા કરવાને અને યોગ્ય વયવસ્થા કરવાને હું તમનેજ અધિકાર આપુછું, તમારા શિવાય મને મદદગાર કોઇ છેજ નહી, વળી તમે મારી બેહેન વસંત કોકીલાનુ રક્ષણ કર્યું, તેમજ ઘણી સંભાળથી તથા યુક્તિથી ચીન પ્રદેશના રાજકુમારને કેદ કરયો અને અખુટ ભંડારથી ભરપુર કહી શકાય નહી તેવો ગુપ્ત અવાસ તમે પોતાને સ્વાધીન રાખ્યો છે, આ સઘળો તમારો ચમત્કાર જોઇને મારા પિતાજી તમને પોતાનુ અંતકરણ માને છે અને મારી બેહેનને તમારી સાથે લગ્ન કરવાને માટે પ્રતિજ્ઞા કરી ચુક્યા છે તો પછી તમે મારૂ ભલુ ઇચ્છનાર છો અને આ કામમા લક્ષ આપીને તે મોહનીને પેશ પોચાડવાને તમારામા સામ્યર્થ હોય એમા કાંઇજ આશ્ચર્ય નથી.

પ્રતાપરૂદ્ર—હા તમારૂ ભલુ ઈચ્છવુ એ ખાસ મારો ધર્મ છે પણ તમારા ચીત્તની સ્થિતિ અસ્થિર છે, માટે હુ એટલું કહુછું કે મોહીનીનો ભેદ જાણવામા અને તે બાબત સંપૂર્ણ વ્યવસ્થા કરવામા જે કંઇ હુ કામ કરૂ તેમા તમારી કોઇ પણ જાતની દખલ ન જોઇએ, અને હુ જે પ્રકારે કહું તે પ્રમાણે તમારે વર્તવુ જોઇએ, એમ કરવામા તમે ચુક કરશો તો આ મ્યાનમાથી તલવાર કાઢીને તમારૂ મસ્તક દુર કરીશ—કેમ એ સરત કબુલ છે !

મદનકુમાર—મારા નિમકહલાલ પ્યારા મિત્ર ! મારી ભુલ માટે મસ્તક તો શુ પણ આખુ શરીર નાશ કરવાને કબુલછુ. તમારા ઉતમ ગુણ માટે આ તન મન અને ધન તમારે આધીન છે. તેના માટે હુ તમને વચન આપુછું

કાયર થઇ ગયેલા રાજકુમારે પ્રતાપરૂદ્રને વચન આપી દીધુ જ્યારે આમ થયુ ત્યારે પ્રતાપરૂદ્રે રાજકુમાર પાસેથી તે કામમા પ્રવૃત થવાની રજા માગી, અને ઘણા વેગથી ચાલતો થયો

પ્રતાપરૂદ્રના ગયા પછી મદનકુમારે ખુબ વિચાર કરયો કે જેમા પ્રતાપરૂદ્ર દરેક શબ્દોને મનન કરવા લાગ્યો; વળી પ્રતાપરૂદ્ર રૂપી આયનાથી તેને એમ તો જણાઇ આવ્યુ કે તે મોહીની પોતાના પીતાને ત્યા રાત્રીએ વાસો કરનારી છે માટે એ રીતભાતમા કોઇ પણ પ્રકારનો ઉંડો ભેદ હોવો જોઇએ, માટે ભલે કદી તે આવતી કાલથી આ તરફ ન આવે, હવે તેવી સ્વચ્છંદી સ્ત્રીથી મને કયા પ્રકારનુ સુખ પ્રાપ્ત થવાનુ છે. તે મોહીનીજ મારી સાથે કેવળ સ્વાર્થનોજ પ્રેમ રાખે છે એ પુરી રીતે સાબીત થાય છે, વળિ રાત્રીએ અહીં રહેતી નથી તેથી તેના હૃદયમા નિર્મળ પ્રેમ નથી તેની પ્રતીતી તેની વર્તણુક ઉપરથીજ થાય છે. અરે હાય ! હુ આવો વિચાર કરવાને કેમ સમર્થ ન થયો ! ખેર ઇશ્વર કરે તે ખરૂ એમ અનેક પ્રકારના વિચાર કરતો કરતો નિદ્રામા ઘેરાઈ ગયો.

## પ્રકરણ ૮ સું.

## મોહિનિના મેડી ઉપર વિચિત્ર

## અને

## અદ્ભુત પ્રેમીનો રંગ ઢંગ.

ચારે બાજુ જળથી ભરેલાં વાદળાનો એટલો બધો જમાવ થયો હતો કે ચંદ્રમા કયા છે ! તે વીશે સમઝ પડી શકતી નહોતી, કેવળ અધકાર વ્યાપી રહયો હતો પુર્વ અને પશ્ચિમ દિશાની કટીમા વીજળી ઝબુકા મારી રહી હતી, અને તેના તેજથી અમુક વસ્તુ પાસે છે એમ જણાતું હતું. વરસાદ ઝીણાં ઝીણાં ફોરાંથી ટમટમ્યા કરતો હતો, આજુબાજુ મેડક ( દેડકા ) અને તમરાનો નાદ કાનને બહેર

મારે તેવો હતો, ઉંચા ડુંગરોના મોટા ભયાનક કાળા પથ્થરોમાંથી વરસાદનુ પાણી ઘુઘવાઈને નીચાણમા વહેતું હતું એમ જળના તિવ્ર નાદથી જણાઇ આવતું હતું અને પશ્ચિમ દિશાથી પવન એટલા બધા જોરથી ફુંકતો હતો કે કોઇ ગરીબ માણસના ઝુંપડાનું છાપરૂં ભાગ્યેજ કાયમ રહી શકે. તે પવનના જોરથી હરેક મહેલના બારી બારણાંના કપાટ ખડખડતાં હતા કે જાણે કોઇ ચોર યુક્તિથી બારી ઠોકતો હોયની ! પણ સ્વભાવિક પવનનુ જોર તેવુજ હતું, ઘડીકમા મોટાં ફોરાંથી વરસાદ તુટી પડતો હતો ત્યારે તે બંધ થયા પછી થોડા જોરથી વરસતો હતો. નગરમા રાત્રીએ મોહોલ્લાનુ રક્ષણ કરનાર કુતરા વરસાદના પાણીથી કંટાળીને કોઇ ખુણા ખોચરાના બખોલમા પેશી ગએલા આરામ લેતા બેશી રહેલા હતા આ વખતે સરાસરી અગીયાર વાગ્યાનો સમય થવા આવ્યો હતો, તેથી નગરના તમામ લોકોએ પોતાની બારીયો બારણા વશીને શરદીના લીધે નીદ્રામા ઘેરાઈ ગએલા હતા આવી વખતમા કાતો કોઈ ચિતાતુર માણુસ જાગતો હશે. યાને સંગિતમા મસ્ત રહેનારા મૃદંગાદી વાધમા મસ્ત થઈને પોતાના ઘરમા મોજ કરતા હશે, એમ અનુમાન કરવા જેવુ હતું પણ આ વખતે એક મોટા સરીઆમ રસ્તા ઉપર કોઇ લક્ષાધિપતિ વઈભવવાળા શાહુકારનો ઉંચો અવાસ હતો, તે અવાસનો ઘણો ખરો ભાગ બારી બારણાથી બંધ હતો પણ બાજુની તે રમણીય અવાસની જોડે શણગારેલી મેઠી ઝરૂખાવાળી બારી બારણાથી ખુલ્લી મુકાવામા આવી હતી. અને તે અવાસના ઝરૂખામા દીપકનો પ્રકાશ પડતો હતો આ વખતે એક તરૂણ જુવાન બગલમાં તલવાર લઇને આમતેમ બારીક નજર કરીને જોતો ! હતો ત્યારે તેને એમ જણાયુ કે ફક્ત આ અવાસ શિવાય બીજા કોઈના બારી બારણા ખુલ્લાં છેજ નહી અને આ અવાસ કોનો છે તે તો હું સારી પેઠે જાણું છું. એમ કહીને ભીતની પાસે ઉભો રહયો.

મારા વાચક મિત્રો જાણતા તો હશેજ કે આ જુવાન પ્રતાપરૂદ્ર છે અને જે અવાસ છે તે પેલી નાહાન નટખટ મોહનિનો સ્વતંત્ર છે, તે મોહિનિ શા માટે રાત્રિએ પોતાના પિતાના અવાસમા પણ જુદી રહીને સ્વતંત્રતામા રાત્ર ગાળે છે ! તે તમાસો જોવાને માટે નીકળી પડેલો આજ પુર્ણીમાની રાત્રે પ્રતાપરૂદ્ર આ તરફ આવી પહોચ્યો છે

એ પ્રતાપરૂદ્રે આ વખને તે મેડી ઉપરના ઝરૂખામા જવાને માટે યુક્તિ રચવા લાગ્યો. આ વખતે મુશલધારથી વરસાદ વરસતો હતો જેથી તેના ભારે ખડખડાટ અને મેઘગર્જનાના ગડગડાટથી કાન બેહેર મારે તેવો તક જોઇને પ્રતાપરૂદ્રે તે અવાસના નજીક નીચા છાપરાવાળુ ઘર હતુ તે ઘર ઉપરના છાપરે ચટીને તે મોહનીના અવાસની અટારીમા ગુપચુપ આવીને એક ખુણા આગળ ઉભો રહયો આ વખતે તે મોહનિ મોટા હાથીપગા પલગ ઉપર સોળે શણગાર સજીને બેઠી હતી. અત્યારનો જે શણગાર સજ્યો હતો તેવો શણગાર આ મોહિનિનો પરણેત ધણી મદન કુમાર કોઇ પણ વખને જોઇ શકયો નહોતો. જો કે તે આવા ઉત્તમ શણગાર યુક્ત મોહિનિને તે મદનકુમારે જોઇ હોત તો તે કેવળ મોહાન્ધ બનેલો છતા છટકી ગએલી ડાગળીવાળો થઇ જાત પણ મલિન મનવાળી તથા બીજાના પ્યારમા ફસાયલી મોહનીયે પોતાના પરણેત ધણી તરફ દીલોજાનીથી કદી પણ મન બતાવ્યુ નહોતુ. છતા પણ મોહાન્ધ રાજકુમાર તે મોહનિના ઉત્તમ રૂપ ઉપર ભમરા જેવો બની ગયેલો હતો તે સ્થિતિ જો કે તેની તેવી થઇ હતી તોપણ તેવા દરદીના અંતકરણને નહિ ગણકારનારી મસ્ત સ્થિતિમા રહેનારી આ વખતે જાણે કોઇની રાહ જોઇને બેઠી હોય તેવી તેની મુખની મુદ્રા જણાતી હતી, થોડીકવાર સુધી તો તે બોલ્યા ચાલ્યા વિનાની સ્તબ્ધ થઇને બેશી રહી હતી. આ વખતે તે એકલી હતી, કારણ કે તે પોતાની પાસે યોગ્ય વખતે પોતાની દાશીને પણ રાખતી નહોતી તેથી તે ખાસ એકલી મનમા ને મનમાં વિચાર બળની પ્રેરણાથી ભડભડવા લાગી કે અહાહા ! આજે પ્રાણ-

પતિ કેમ પધાર્યો નહી ' વાર લાગવાનુ શું કારણ હશે !
એટલું બોલીને તે મૌન થઇ ગઇ, એટલામાં જરાક વાર
થઇ એટલે તે પલગ ઉપરથી ઉતરીને એજ મેડીના બીજા
ભાગમાં મોરીવાળી ચોકડી હતી તે તરફ લઘુશકા કરવા
સારૂ ચાલી ગઈ,–એટલે આ તરફ છજામા ઉભો રહેલો
પ્રતાપચન્દ્ર હતો તેને ઉતમ પ્રકારનો તક મળ્યો, ને શુર
મર્દ ઘણીજ ચપળતાથી પેલા મોટા પલગ નીચે લપાઇને
યુકતીથી સુઇ રહ્યો–પલગ નીચે કોઈની નજર જાય તેમ
નહતુ, તેનુ કારણ એ હતું કે પલગની ચારે બાજુ દોઢ
દોઢ હાથ ચાદર લટકતી મુકી હતી, તેથી પલગ નીચે
ચાદરના ચારે છેડાની ઝુલને લીધે એવા હતા કે તેની નીચે
મુકાયલી કોઇ પણ વસ્તુ જોવામા આવી શકે તેમ નહતુ

તેવા મોટા વિસ્તારવાળા પલગ નીચે પ્રતાપચન્દ્ર નિવૃ-
તથી લાબો થઇને સુઇ રહ્યો એટલામા લઘુશકા કરવા
ગએલી મોહનિ બીજા ઓરડાના ખાળ ઉપરથી પોતાના
પલગ પાસે આવીને આમ તેમ આટા ખાવા લાગી. અને
ઝરોખામા જઇને સહેજ વાર ઉભી રહી બાદ ત્યાથી પાછી
ફરીને પલગ ઉપર બેઠી; પછી બોલવા લાગી, મારા પ્યારા
દિલદારને હવે આવવાનો વખત થયો છે; આટલુ બોલીને
તે મોહીનિ પલંગ ઉપર લેહેજા ભર આળોટે છે એટલામા
નિત્યના નિયમ પ્રમાણે દેખાવ થવા લાગ્યો એજ મેડી ઉપર
આસ્માની રગનો ધુમાડાનો ગોળો એકદમ બની ગયો તે
ગોળો એકદમ બની ગયો, તે ગોળો ધીરે ધીરે વિસ્તારને
પામતા તેમાથી ઉદય થતા સુર્યની માફક તેજસ્વી બિંબ
પ્રગટ થયુ તે બિંબથી આખી મેડીમા પ્રકાશ એવો થયો
કે પ્રગટાવેલા દીવાની સઘળી જ્યોત ઠીકરા જેવી તે વખતે
દેખાવા લાગી, તે ગોળો એકદમ એવો તો ફાટયો કે તેમાથી
દિવ્ય દેહવાળો પુરૂષ નીકળી આવ્યો,–તેનો દિવ્ય ચેહેરો
ચપાના પુષ્પના જેવો રંગ છતાં તેજયુક્ત હતો, તેના મસ્તક
ઉપર હીરા અને મણિ જડીત્ર મુગટ હતો તેના કમરમાં
લાંબી તરવાર, અને એક હાથમા ગદા હતી, તેના સઘળા

વસ્ત્ર પ્રકાશ આપનારાં હતા તેની કાંન્તી કેવળ મોહક હતી, એવો શુરમર્દ જેવો પલગ પાસે આવીને ઉભો રહ્યો એજ વખતે અતિ ઝડપથી પલગ ઉપરથી મોહનિ ઉતરીને પેલા આવનારને પોતાની છાતી સરસો ચાંપીને કહેવા લાગી કે, મારા પ્યારા ભદ્રકેતુ ' આ તમારી દાશીને શામાટે વાર કરીને તલસાવો છો ! જરાકવાર થાય છે એટલે મને તો કાઈનું કાઇ થઈ જાય છે મારા દિલોજાન મિત્ર ! મારૂ હ્રદય આપે એવુ કેવુ ખેચી લીધુ છે કે મને ઘડી ભર પણ ચેન પડતુ નથી ! શુ આ દાશીને એવી રીતે તલસાવી મારી નાખવા ધારો છો ! પ્યારા દિલદાર ! આજે એક ઘટિકા વધારે વાર શામાટે થઈ, કયા રોકાયા હતા ! આ પ્રમાણે કહીને તે ભદ્રકેતુના જમણા હાથનુ કાડુ પકડીને તે મોહનિ પલગ ઉપર બેઠી —પછી તેના ગળામા હાથ નાખીને પોતાનો નિખાલસ પ્યાર બતાવવા લાગી

ભદ્રકેતુએ ઉત્તર આપ્યો કે પ્યારી ! આજે સ્વર્ગમાં ઇંદ્ર રાજાએ મારી બેહેન રૂપમ જરીનો નાચ કરાવ્યો હતો. તેમાં ઇંદ્રિાગજાને અને રૂષિ સમસ્ત દેવ સમુદાયમા ઘણીજ વાહ વાહ થઇ રહી હતી. મારી બેહેન રૂપમ જરી સઘળી અપ્સરાઓ કરતા ઘણી દેખાવડી, ચતુર, અને ગાન કુશળ છે તેથી ઇંદ્રરાજા પોતે સોહાસન ઉપર પોતાની જોડે તેને બેસારે છે, તેણીના ઉપર ઇંદ્રની એટલીતો મેહેરબાની છે કે ક્ષણવાર પણ રૂપમંજરી વિના ચેન પડતું નથી એટલુંજ નહી પણ કેવળ મોહ પામી ગયેલો ઇંદ્ર મારી બેહેન ઉપર વધારે મમતા રાખે છે. જેવી રીતે બીડાયલા કમળની અદર ભમરો પ્રેમ મગ્ન થતો ફસાઇ જાય છે તેવી રીતે મારી બેહેનની સતામાજ ઇંદ્ર ફસાયલો છે—સબબ આજે સગિત રૂપી અમૃતની ધારા એ સભામા એવીતો વરસી રહી હતી કે ત્યાંથી ઉઠવાનુ પણ મન થતુ નહોતું—પ્યારી ! એક તરફ તમારા પ્રેમથી હુ જોડાયલો તમારા માટે ઘણીજ કાળજી રાખતો હતો, ત્યારે બીજી તરફ સંગીત કળાની મઝાના આકર્ષણથી હુ તણાતો હતો તો પણ !

મારી વ્હાલી ! તમારા પ્રેમનુ આકર્ષણ એટલુ બધુ થયુ કે તે સઘળુ મુકી દઈને એકાએક તમારી પાસે આવતો રહ્યો છું.

મોહની—વ્હાલા ! જ્યારે ઈંદ્રરાજા સરખો તમારી બેહેન રૂપમંજરી ઉપર મોહ પામ્યો છે ત્યારે તેમનું સ્વરૂપ કેવુ હશે ! શુ હુ તેમને જોવા ન પામુ ! તમે તમારી બેહેનને એક દિવસ અહીયા લાવોતો કેવુ ! પ્યારા સરદાર ખરેખર કહુ છુ કે હુ રૂપમંજરી અપ્સરાને જોવાને ઈચ્છુ છુ.

ભદ્રકેતુ—અરે ઘેલી ! તુ તે સઘળી આશા મુકી દે, કેમકે સ્વર્ગમાં નિવાસ કરનારી,-અને નંદન વન જેવા વનમાં ઈંદ્રની સાથે વિહાર કરનારી વળી કલ્પવૃક્ષ જેવા વૃક્ષનુ સેવન કરનારી, તથા ત્રિવિધિ પ્રકારનો સુગંધી પવન વહન થતનો ઉતમ લાભ લેનારી, અને સ્વર્ગનુ વર્ણન થાય નહી એવા ઉતમ સ્થાન તરફથી અહિયા કદીપણ આવે નહી—સ્વર્ગની મજા, ઈદ્રસભાનુ દર્શણ, નંદન વનની શોભા; દેવમંડળનો મોહક દેખાવ; ત્યાની અવર્ણનિય શોભા, તમે લોકો કયાથી જોવા પામો. પ્યારી ! જે જે પ્રકારના હુ તમારે માટે ફળ લાવુ છુ, તથા જે જે પ્રકારનો ઉમદા મેવો લાવુ છુ અને અત્તરની શિશિયો તમારા માટે લાવુ છુ તે આ ભુમિ ઉપર કોઈ જગોએ છેજ નહી.—અર્થાત એવી અમુલ્ય સ્વર્ગની વસ્તુઓ તારા પ્રેમને ખાતર દરરોજ હું તને બક્ષુ છુ

મોહનિ—પ્યારા સરદાર ! એજ તમારા પ્રેમને આ દાશી આધીન થઇ છે; મારા વ્હાલા ! આજે સ્વર્ગમાથી મારે માટે શું લાવ્યા છો !

ભદ્રકેતુ—( સવાલ ચતાજ )હું લાવ્યા વિના રહું ખરો કે ! જુવો આ દસ નંગ ફળનાં લાવ્યો છુ તે ખાસ ઇંદ્રરાજા પોતે ખાય છે—વળી જુવો આ અત્તરની ત્રણ શીશીયો; જુવો આજનો મેવો કોઈ જુદીજ પ્રકારનો છે;

એ શીવાય બીજા મિષ્ટ અને મધુર ફળ એવા છે કે તે ભક્ષણ કરવાથી તનદુરસ્તી થાય છે અને આયુષ્ય વધે છે. (એમ કહીને સઘળા ફળ ચાંદીના એક મોટા ટાટમાં ગોઠવે છે અને તેમા અત્તરની શીશીયો મુકે છે તે ટાટ ભરીને મોહનીના હાથમા ભદ્રકેતુ આપે છે)

મોહનિયે ભદ્રકેતુ ઉપર નેત્ર કટાક્ષનુ તીર ફેંકીને તે સમગ્ર વસ્તુથી ભરેલા ટાટને લઈને પોતાના પલંગના નીચે મુકી દીધો, પછી નિત્યના રીવાજ પ્રમાણે પરસ્પર પ્રેમની વાતોની શરૂવાત થવા લાગી, સરાસરી રાત્રીના ચારેક વાગ્યાનો સમય થયો એટલે ભદ્રકેતુ સ્વર્ગમા જવાને માટે મોહીનિનિ પરવાનગી માગી,—હરરોજ પાછલી રાત્રીના ચાર વાગે ભદ્રકેતુ જતો હતો તેથી તે મોહીનિયે પરિપૂર્ણ વહાલ બતાવીને અને તેના જમણા હાથ ઉપર ચુબન કરીને વિદાયગીરી આપી, અને તમે આજની માફક આવતી કાલે ઘટિકા વાર કરશો નહી તેવી ભલામણ કરવા લાગી, એજ વખતે ભદ્રકેતુએ પોતાનો પ્યાર બતાવ્યો અને એકદમ અદર્શ થતો ધુમાડાના રગની માફક ગોટાગોટ બનીને બારીના માર્ગે આકાશમા પ્રવેશ કરવા માડયો.

પાછલી રાત્રીના ચાર વાગ્યા સુધી મોહીની આ પ્રમાણે હરરોજ પોતાના પ્યારા ભદ્રકેતુ સાથે રગ વિલાસ અને મોજ મઝામા વખત ગાળતી હતી, જ્યારે તે ગયો ત્યારે એજ વખતે તેણીને નેત્રમા નિદ્રાદેવીએ નિવાસ કરવા માડયો. તુરતજ તે મસ્ત યૌવના પલગમા નિદ્રાવશ થઇ ગઈ. જે વખતે નસકોરા બોલવા લાગ્યા તે વખતે પલંગના નીચે ચુપકીથી સુઈ રહેલા પ્રતાપરૂદ્ર ત્યાથી નિકળી જવાનો તક સાધ્યો,—તેણે પેલા ટાટમાથી સ્વર્ગનો મેવો, અત્તર, પુષ્પ, તથા પુષ્પના હાર, અને ઉતમ ફળ વીગેરે અર્ધો અર્ધ લઇને એક રૂમાલમા યુક્તિથી બાધી દીધુ, પછી તે લઇને પલગના નીચેથી ખબર પડે નહી તેમ બહાર નીકળીને અને છજામાં આવીને જે રસ્તેથી પોતે આવ્યો.

હતો તે રસ્તેથી ઘણીજ ઝડપથી ઉતરી પડયો પછી સરીયામ રાજમાર્ગે ચાલવા લાગ્યો ચાલતા ચાલતાં તેના મનમા અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. અને તે વિચારમા મગ્ન થઈ ગએલો જુવાન એક માર્ગના ઓટલા ઉપર વિશેષ વિચાર કરવાને બેસી ગયો.

એજ વખતે એકદમ બડબડી ઉઠયો—અરે હાય ! એ નાહાન મોહનિ એટલાજ માટે મદનકુમારની સાથે રાત્રીએ રહેતી નથી, ખરેખરી તેના હૃદયની ચોરી હવેજ પકડાઇ આવી, પણ એ વખતે તે ઇંદ્રના દુત સાથે યુદ્ધ કરિ હુ જય મેળવી શકત નહિ—કેમકે તેની શક્તિ આકાશમા ગમન કરવાની પવનના વેગ જેવી છે તે કદાચ મારી ગરદન પકડીને આકાશમા ઉચકીને જમીન ઉપર ફેંકી દેત તો મારા શસ્ત્ર ચુરા થઇ જાત, તેવા સબળ દેવ સાથે યુદ્ધ કરવામા ફાવીશુ નહીં એમ જાણીને મ્હેં છેવટ સુધી જે તમાસો જોયા કર્યો છે તે ઘણુજ વ્યાજબી કર્યું છે—જ્યારે શત્રુ બળવાન હોય ત્યારે તેની સાથે નિર્બળ માણસે યુદ્ધ કરવુ ઘટતુ નથી પણ બુદ્ધિબળ વડે કરીને તેનો પરાજય કરવો જોઇએ, જેવી રીતે દેડકાના સમુદાયે હાથીને એક ઉંડા ખાડામા એવો ફસાવ્યો કે છેવટ તેમાજ મર્ણ પામ્યો; એજ પ્રમાણે સમર્થ બળવાન શત્રુને કાવાદાવા અને પ્રપચ યુક્તિ જાળમા નાખવો જોઇએ,—અહાહા મ્હે ઘણુજ સારૂ કર્યું કે ખામોશ પકડીને ધીરજ રાખી શકયો; નહિતો ક્રોધનો પરિણામ આખા રાજ્યની પાયમાલી તથા મદનકુમારના શરીર્ની પાયમાલી થવા આવત, યદ્યપિ ગુરૂની કૃપાથીજ પ્રેરણા જે દોરાઈ છે તે યોગ્યજ દોરાઈ છે—જેમા ખટપટ કરવાને મને જોઇતાં સાધનો મળિ આવ્યા છે કે જેમા જેવો રગ ઢગ ઉતારવા ધારીશું તેવો રગ ઢંગ ઉતર્યો વિના નહિ રહે. આલ્ય જીવ, પણ પેલા મુર્ખ મોહાન્ધ રાજકુમારને આ ભેદ કહેવામા કાઇજ જાણી શકતો નથી, માહારે જે કાઇ બાજી ખેલવી છે તે તો તે બાજીના હારજીતની કુંચી શોધવાને માત્ર મારેજ પરિશ્રમ કરવો

પડશે પણ પેલા મદનકુમારને તો માત્ર જેમ પોપટ પાળનાર પોપટને અચરે અચરે રામ શબ્દ શીખવીને તઇયાર કરે છે તેવી રીતે યોગ્ય ગોઠવણીના બોલ તેને સમજાવી મુકવા. અને તે પ્રમાણે ચાલવામા જરાયે વિલંબ થાય નહી એવી રીતે તેને શીખવીને તઇયાર રાખી મુકવો પડશે. જેમાં પ્રાત:કાળમાં સુર્ય ઉદય થયા પછી એ કામ શરૂ કરવાનુ છે. ચાલ્ય જીવ, અત્યારે તો રાજ્યદ્વારની દોહોડીમા હુ મારા મેહેલમા ચાલ્યો જાઉ કેમકે મારી રાહ મારો વિશ્વાસુ માણુસ જોઇ રહયો હશે–આ પ્રમાણે વિચાર કરતો કરતો પ્રતાપરૂદ્ર ઘણીજ ઝડપથી પોતાના અવાસમા ચાલ્યો ગયો. અને તુરત પાંચ ઘટિકાને માટે નિદ્રાધિન થયો–પછી પ્રાત:કાળ થયો એટલે જલદીથી ઉઠીને મદનકુમારને પ્રતાપરૂદ્ર મળ્યો તેણે રાજકુમારને એકાન્તમા બેસારીને કહ્યુ કે આજે સુર્ય ઉદય થયા પછી પેહેલા પ્રહરની અંદર મોહનીના ઘરના ઝરૂખાના સામે મોટો ચોતરો ચણેલો છે તે ઉપર જાજમ બિછાવીને તમે તમારા બે ત્રણ જાસુસને સાથે રાખીને દબદબાથી બેસો પછી થોડીવાર થાય એટલે હુ જે કે અત્યારે મારી પાસે જે મેવો, ફળ, અત્તર, પુષ્પ વિગરે છે તે ટાટમા ગોઠવીને અને તે ઉપર રૂમાલ ઢાંકીને હું તમારી પાસે આવીશ.–આ પ્રમાણે કહીને તે પ્રતાપરૂદ્રે મદનકુમારના કાન આગળ મુખ રાખીને તમામ યુકિતથી જે કાંઇ પોતાન બોલવાની છે તે સઘળી બતાવી દીધી, પછી પોતે ત્યાંથી ચાલતો થયો—

## પ્રકરણ ૯ મું.

### પ્રતાપરૂદ્રની પ્રાપચિક યુક્તિ.

આજે ચોતરા ઉપર કોઇ દિવસ આવી ગોઠવણ થઈ નથી છતાં ભગ્ગચ્છીની જાજમ પથરાય છે તેનું શું કારણ હશે! એવી શકામા આવી ગયેલી મોહનીયે પોતાની દાશી લવિંગીકાને બોલાવીન પુછવા માડયું

લવિંગીકા દાસી ઘણી ચાલાક હતી, તે કામકાજને માટે બાહાર નીકળી પડેલી હતી તેથી તેણીએ તુરતજ ઉતર આપ્યો કે બાઈ સાહેબ! આજે તો રાજકુમાર સાહેબ આ ચોતરા ઉપર બે ઘડી બેસવાને માટે આવવાના છે.

મોહીની બોલી–હા હા હવે હું સમજી! કેટલાક દીવસથી દીવસે પણ હુ તેમની પાસે જતી નથી માટે કદાચ આ તરફ તમાસો જોવા સારૂ આવવાના હશે.

લવિંગીકા–તેતો કોણ જાણે, પણ અત્યારે જે ધામધુમ થઈ રહી છે તે માત્ર રાજકુમારના પધારવા ઉપરનીજ છે.

લવિંગીકા તરફથી ચોકસ ખબર મળ્યા ઉપરથી મોહીની પોતાના ઝરોખા ઉપર ચક નખાવીને અંદરની બાજુએ બેસી ગઇ, અને શામાટે અત્રે બેઠક રચવામા આવી છે તે જોવાને ઇંતેજારી રાખનારી મોહીની સ્વસ્થ મનથી ત્યાજ ઠરી રહી.

આ તરફ તે ચોતરા ઉપર ઉત્તમ પ્રકારની ગોઠવણ થઈ રહેવા આવી, એટલે થોડીકવારમા રાજકુમાર બે ત્રણ માણસોની સાથે આવેલો ખુરશી ઉપર બેઠો, જમણી બાજુએ સુવર્ણની જેષ્ટિકા પકડીને ચોપદાર ઉભો રહયો હતો. અને ડાબી બાજુએ અદબ બજાવીને ઢાલ તલવાર આદિક શસ્ત્રથી સજીત થએલો એક ગાધર્વ યોદ્ધ ઉભો રહેલો હતો. જ્યારે આ પ્રમાણે ગોઠવણ થઇ ગઇ ત્યારે પેલી મોહીની ઝરોખમા બેઠેલી ઘણુજ ધ્યાન આપીને ચકમાંથી એક મોટા છિદ્રવાળી જાળી ખુલ્લી કરીને જેમ સ્પષ્ટ દેખાય અને સારી રીતે થતી વાતચીત સંભળાય એવી સગવડ રચીને પૂર્ણ ધ્યાન આપતી સ્વસ્થ બેઠી હતી; ત્યારે આ તરફ ચોતરા ઉપર રાજકુમાર પોતાની જોડે ઉભેલા યોદ્ધાને રાત્રિને વિષે પ્રજા સમગ્રની ચોકીના બંદોબસ્ત માટે વાતચીત કરવામાં ધ્યાન ખેચે છે એમ જાણવામાં આવ્યું. આ પ્રમાણે પ્રજાના સંરક્ષણની વાત ચાલે છે; એટલામા જરાક દુરથી મતાપરૂદ્રને આવતો જોવામા

આવે છે; અને તે પ્રતાપરૂદ્રની સાથે એક મજુર છે તેના મસ્તક ઉપર ટાટ મુકેલો અને જરકસી રૂમાલથી ઢાંકેલો જણાય છે તે જોઇને રાજકુમાર પોતાની જોડે ઉભેલા શસ્ત્ર-ધારી હજુરીને કહેવા લાગ્યો કે આહાહા ! આજે પ્રતા-પરૂદ્ર કાંઇક વસ્તુ લઈને આવે છે; જુવો પેલા દેખાય. જોયા કે ! એમ ઉચી આગળી કરીને તથા પ્રસન્ન વદન બતા-વીને પોતાના ઉમળકાનું દર્શન કરાવે છે એટલામાં પ્રતાપરૂદ્ર ઠેઠ ચોતરા ઉપર આવીને રાજકુમારને વારંવાર સલામ કરીને સન્મુખ ઉભો રહે છે. અને પેલો ચાદીનો ટાટ એક લાકડાના ટેબલ ઉપર મુકીને તે ઉપરનો રૂમાલ ઉઠાવી લે છે, પછી હાથ જોડીને રાજકુમાર પ્રત્યે કહેવા લાગ્યો કે હે ગરીબ પરવર ! આપ તો આપના મેહેલમાં નિદ્રાધિન થઇ ગયા હતા. પણ તેથી કરીને મોટી આશા રાખવાવાળી તથા તમારા દર્શનને માટે જીવ તલસાવનારી સ્વર્ગમા નિવાસ કરનારી રૂપમંજરી અપ્સરા આવી હતી, તે કેવળ નિરાશ થઇને ચાલી ગઈ

મદનકુમાર—પ્રિય પ્રતાપરૂદ્ર ! જ્યારે તેમ હતું ત્યારે મને નિદ્રામાથી જાગ્રત કેમ ન કર્યો ! તે અપ્સરા શા માટે આવી હતી ! તેણીયે તમને વિશેષમા બીજુ કાંઇ કહ્યુ છે કે ?

પ્રતાપરૂદ્ર—હાજી ! તે રૂપમંજરીને આગમનનુ કારણ પુછ્યુ ત્યારે તેણીએ એવુ કહ્યુ કે ઇન્દ્રની સભામા ભુમંડલ ઉપર કયા રાજપુત્રનુ ઉત્તમ સ્વરૂપ છે ! તથા કોણ બુદ્ધિવાન અને ચતુર છે ! એવો પ્રશ્ન સ્વભાવિક રીતે નીકળવાથી વિશ્વદત્ત નામના મુનિયે પોતાનો એવો અભિ-પ્રાય આપ્યો કે સૃષ્ટિમા ઉત્તમ ગુણે કરીને અને સ્વરૂપે કરીને શોભા પામેલો માત્ર આધર્વ નગરમા રાજપુત્ર મદન કુમાર છે. તે કેવળ મદનકુમાર એટલે કામદેવનો અવતાર શ્રી કૃષ્ણને ત્યા પ્રદ્યુમ્ન નામથી થયો અને તેનો કુમાર અનિરૂદ્ધ એવો તો રૂપાળો હતો કે તેના ઉપર બાણાસુર રાજાની પુત્રી ઉષા મોહ પામી હતી. એજ પ્રમાણે મદન-

કુમાર તે કેવળ મદન ( કામદેવનો ) કુમારજ છે. વળી તે કુમારના શરીરમાથી છુટતા પરસ્વેદની ગુલાબ કળીની માફક પ્રસરાતી સુગધીથી આજુબાજુના ભમરાઓ ગુંજારવ કરી રહે છે. આ પ્રમાણે મદનકુમારની તારીફ સાંભળીને હુ તેમને મળવા માટે આવી છુ લાચાર છુ કે તેઓ સાહેબ અત્યારે નિદ્રાધિન થએલા છે માટે હવે હુ આવતી કાલે પ્રાત કાળ પછી મલવાને માટે આવીશ એમ મદન કુમારને મારા પ્રણામ કરીને કહેશો અને તેમના માટે સ્વર્ગમાથી ઉત્તમ પ્રકારનો વખાણતો મેવો તથા પુષ્પ અને અત્તરની શીશીયો વિગેરે ફળ ફળાદિક ભેટમાં મુકવા લાવી છુ તે કૃપા કરીને તેમની પવિત્ર શેવામા રજુ કરશો—એ પ્રમાણે તે રૂપમંજરી અપ્સરાનુ વચન સાભળીને મે કહ્યુ કે લાચાર છુ કે અત્યારે અમારા અન્નદાતાશ્રી નિદ્રામા છે; જો કે તમે આવ્યા છો અને હુ તેમને જાગ્રત કરૂ તો, તેથી મહા પાપ લાગે છે કેમકે નિદ્રામા ઘેરાયલા સુખી અવસ્થાવાળા માણુસને જાગ્રત કરવો એ યોગ્ય નથી એમ સમજીને અત્યારે મારો કોઇ પ્રકારનો ઇલાજ રહયો નથી—આ પ્રમાણે મારાં વચન સાભળી તે બુદ્ધિવાન અને રૂપગુણથી શોભા પામેલી અપ્સરાને યોગ્ય લાગ્યુ અને તેણીયેજ પોતાનો વિચાર જણાવ્યો કે હું આવતી કાલે મળવાને માટે આવીશ.

હે કૃપાસિંધુ ! સ્વર્ગમા ઇંદ્રની સભામા આપનાં વખાણ થવાથી મોહ પામેલી રૂપમજરી અપ્સરા આપને મળવાને માટે આવેલી મેં નજરે જોઈ છે અને તે હકીકતથી મને ઘણોજ સતોષ થાય છે કે દેવ સભામા પણ આપનાં વખાણ થઇ ચુકયા છે, હે રાજન ! તે અપ્સરાએ જે ફળફળાદિ અર્પણ કરયા છે તે કૃપાદ્રષ્ટિ કરીને તેને તપાસવાં જોઈએ

પ્રતાપરૂદ્રનું વચન સાંભળીને હર્ષથી ઘેલો થયો હોય એમ મદનકુમારે ચાંદીનો ટાટ હાથમા લઈ ને દરેક વસ્તુઓને તપાસવા માંડી અને હદયી જોડે વખાણ કરવા

લાગ્યો. વળી તે અપ્સરાના વિવેક ટેકને માટે વારંવાર ધન્યવાદ આપવા લાગ્યો તેમજ પોતે તે રૂપમંજરી ઉપર જાણે આશક બની ગયો હોય એ પ્રમાણે નેત્રની મુદ્રા બતાવીને પોતાની છાતી ઉપર હાથ મુકવા લાગ્યો—અને વારવાર નિશ્વાસ મુકતો બોલવા લાગ્યો કે પ્રિય પ્રતાપરૂદ્ર' તે સલુણી અને 'ખેંચેલા ધનુષની માફક ભમરોવાળી ચંદ્રમુખીને હું જોઇ શકયો નહી. એજ મારા શરીરમા રાક્ષસરૂપી નિદ્રાએ પ્રવેશ કર્યાનુ જ કારણ છે. વાહ વાહ, સ્વર્ગની વસ્તુની શી ઉપમા આપવી ! હું રોજ સાજે આ ચોતરા ઉપર રાત્રીએ ચોકી પેરો કેમ થાય છે તેના તપાપ માટે બેઠો હતો, દરમિયાન તમે અત્રે આવી પહોચ્યા, અને નવિન સમાચાર સાથે અલભ્ય ભેટ લાવ્યા તેથી મને ઘણોજ હર્ષ થયો છે; આ પ્રમાણે કહીને મદનકુમાર ચુપ રહ્યો

એટલામા મોહનિની દાશી લવિંગિકા એજ ચોતરા તરફ આવી પહોચી અને મદનકુમારને તસલીમ (પ્રણામ) કરીને કહેવા લાગી કે હે રાજેન્દ્ર ! આપની રાણી મોહીનીજીએ આપને તાજીમ કહ્યા છે અને કહાવ્યું છે કે સ્વર્ગથી આવેલા એક બે ફળ કૃપા કરીને મને આપશો તો આપનો ઉપકાર માનીશ —આ પ્રમાણે લવિંગિકાનું વચન સાભળીને મદનકુમારે પ્રતાપરૂદ્ર તરફ જોવા માડયુ જેમા એ ભાવાર્થ હતો કે આવેલી દાશીને શો ઉત્તર આપવો ! કિવા કેમ કરવુ ! મદનકુમારની મુખમુદ્રા જોઇને તુરતજ સમજી ગએલા પ્રતાપરૂદ્રે એજ વખતે રાજકુમાર પ્રત્યે ખુલાસો આપ્યો કે હે રાજન ! જ્યારે મોહીનાજી રાણી સાહેબ ફળ મગાવે છે ત્યારે શકા રહીત થઇને તેમાથી દરેક વસ્તુ થોડી થોડી કાઢીને તેમને આપવી ઘટે છે. એમ કહીને પ્રતાપરૂદ્રે તેમાંથી બે ત્રણ ફળ, થોડો મેવો, પુષ્પ અને એક અત્તરની શીશી એ પ્રમાણે કાઢીને આવેલી લવિંગિકા દાશીને આપ્યું તે સમગ્ર વસ્તુ લઇને અતિ ઝડપથી તે ઝરૂખા તરફ ચાલતી થઇ; ત્યાર પછી થોડીકવાર થઇ એટલે પેલો ટાટ એક માણસના માથે મુકાવીને પ્રતા-

પરૂદ સહીત સઘળાઓ ઉભા થઇને રાજદ્વાર તરફ ચાલવા લાગ્યા, અને બીછાયત કરેલી વસ્તુ પાછી લઇ જવાને પાછળ રહેલા નોકરો વ્યવસ્થા કરવા લાગ્યા

---

## પ્રકરણ ૧૦ મું.

### રંગમા ભંગ—મોહનિનો ક્રોધ.

ચોતરા ઉપરની તમામ ધામધુમ બંધ થઇ ગઇ અને લવિંગિકા દાસીયે પેલા સ્વર્ગના ફુળ લાવીને હાજર કર્યો તે જોતાજ મોહિનિના નેત્રમાં અગ્નિ ઉત્પન્ન થઇ; તેણીનું હૃદય ક્રોધાવેશને લીધે ધડકવા લાગ્યુ તે સાથે ભદ્રકેતુને વારંવાર તિરસ્કાર દેવા લાગી, અને કયારે સાંઝ પડે ! કયારે અર્ધ રાત્રીનો વખત થાય ! અને કયારે પેલો સ્વર્ગમા રેહેનાર નિષ્ઠુર અત્રે આવે તેને તેની બેહેનની વ્યભિચાર વર્તણુકીને માટે ખાસડા મારૂ ! અરે ! તેની બેહેન ઇંદ્ર જેવા બળવાન દેવની પાસે જમણી બાજુએ બેસનારી, તથા ઇંદ્રની અર્ધાંગના બનેલી છતાં તે રૂપમંજરી અપ્સરા મારા ધણી ઉપર મોહ પામીને આવી છે એ આ પ્રત્યક્ષ ફુળ વીગરે પુષ્પથી અને અત્તરની શિશિયોથી સાબેત થાય છે, વળી માહારી અને ભદ્રકેતુ વચ્ચે જે પ્રેમ છે તથા જે છુપો સબંધ છે તે હકીકત આ ભુમંડળમા બીજુ કોઇ પણ જાણતુ નથી છતા મારા ધણીનો વિશ્વાસુ માણુસ જો કે પ્રતાપરૂદ્ર છે તે ભદ્રકેતુની બેહેનનુ નામ રૂપમંજરી છે તે શી રીતે જાણે ! વળી જે ફુળ સ્વર્ગમાથી આવે છે તે ફુળ પણ એજ છે, માટે ખરેખરી રીતે સાબીતી થાય છે કે એજ રાંડ કુલટા અપ્સરા મારા ધણીને ફસાવવાને અને મને હલકી કરી નાખવાને માટે આવેલી હતી, માટે એ અપ્સરાના પ્રવેશથી જરૂર હું ધારૂ છુ કે પરીણામ સારો નીવડવાનો નથી વળી ભદ્રકેતુ પોતાની બેહેનને માટે મોટી મોટી બડાઇયો મારે છે પણ અંદરખાને તો આવું પોગળ માલુમ પડે છે, માટે આજે

તો તે ભદ્રકેતુનું અપમાન કરવું ઘટે છે. આ પ્રમાણે વિચાર કરતી, અને નિશ્વાસ નાખતી નાંખતી મોહિની એક પલગ ઉપર નિરાશ થઇને પડી રહેલી હતી, તેણીનો આખો દિવસ ચોતરા ઉપરના વિચિત્ર દેખાવથી અનેક વિચારની ઘટમાળમાંજ ચાલ્યો ગયો જેમા તેણીને બીજું કંઇજ સુઝતું નહોતું; પણ રાત્રીએ ભદ્રકેતુ સાથે માહારે કેવી રીતે લઢવુ અને તેને જુદો પાડવો એવી તતબીર રચવાના સાધનમા સમાધીસ્ત થઇ ગએલી હતી એજ હાલતમાં સાયકાળ થઇ ગયો. આકાશમા વાદળાનો ઘોર એવોને એવોજ હતો તેથી અધકારની શરૂઆત થવા લાગી એ વખતે પશ્ચિમ દિશાથી પવન ઘણોજ ફુકાતો હતો, અને વાદળાના ઘોરમાથી પવનનો સોહોર સંભળાયા કરતો હતો, સરાસરી નવ વાગ્યાનો વખત થયો એટલે વરસાદ પડવાની શરૂઆત થવા લાગી નગર નિવાસીઓનો ઠડા પવનને લીધે શરદી થવાના ભયથી દ્વાર કપાટ બધ કરીને અદર બેઠેલાં હતા. વારવાર વીજળીના ચમકારા થયા કરતા હતા તેથી પ્રતાપરૂદ્રને પોતાનુ કાર્ય સાધી લેવાને તક ઠીક મળ્યો હતો તથાપી પ્રતાપરૂદ્રના મનમા ઘણી દેહેશત હતી ચમત્કારીક દેવની સાથે વૈર બાધવામાં પોતાનો જીવ જવાનો ખરેખરો સભવ હતો તો પણ તે નિમકહલાલ અને રાજભક્ત એવો હતો કે તેણે પોતાના ઝાન ઉપર બિલકુલ પરવા રાખી નહોતી એટલુજ નહિ પણ તેના હૃદયમા કુદરતિ સાહસ કૃત્ય કરવાનો પ્રબળ ગુણ હતો, અને તે પોતે એમજ માનતો હતો કે કઠિણ કાર્ય યોજવામા સાહસ કૃત્ય કર્યો શિવાય પરીણામ હાથ આવતો નથી સાહસ કૃત્યમા નિતિ અને વિવેકયુક્ત સમય સુચકતા જાળવવામા સાવધ રહેવાની જરૂર છે, દેવ અને દઇત્યોએ સાહસ કૃત્ય કરીને સમુદ્રનું મથન કર્યું હતું જેમા ચૌદ રત્ન કાઢવામા આવ્યા હતા, અને છેવટે પ્રબળ શત્રુઓને જીતવાને માટે અમૃતનો કૃપ દેવોએ પોતાને સ્વાધીન રાખ્યો હતો, જેમા બુદ્ધિનો ઉપયોગ તે જગોએ વાપર્યો હતો, સબબ પ્રતાપરૂદ્ર એવાજ વિચારમા સ્તબ્ધ થએલો

પોતાનાં પગલાં ઘણા ઉત્સાહ સાથે આગળ મુકતો મોહનીના ઝરોખા આગળ આવી પોહોચ્યો. આ વખતે સરાસરી સાડા અગિયાર વાગ્યાનો વખત થયો હતો, ગયા દીવશની રાત્રીએ મોહનીએ ભદ્રકેતુને બરાબર બાર વાગે આવવાને તાકીદ આપી હતી તે પોતે પક્કી રીતે જાણતો હતો, તેથી તેના આવતા પહેલા ગમે તે યુક્તિથી મોહનીના પલંગ નીચે લપાઇ જવાને પુરેપુરી કાળજી રાખતો હતો; જેથી તે બને તેમ તાકીદ કરીને તે ઝરૂખાના જોડે નીચેના છાપરા ઉપર ચઢીને મોહનીના ઝરોખામા દાખલ થઇ ગયો,—આ વખતે મોહની આખા દિવસમા કલેશને લીધે બેસી રહેલી હતી તે અરધી ઘટિકા અગાઉ ઉષ્ણ જળવડે કરીને સ્નાન કરવા સારૂ જોડેના ઓરડામા ગઇ હતી અને તે મોહીનીને સુંગંધી દ્રવથી સારી પેઠે ચોળીને લવિંગીકા દાશી સ્નાન કરાવતી હતી. જેમા અહરખાને સ્નાનનો પ્રચારનો પ્રસંગ ચાલતો હતો અને તે સંબંધીની ગાથા ચાલ્યાં કરતી હતી. તે સઘળુ પ્રતાપરૂદ્ર સાભળતો હતો—જેમાં તેને ખાત્રી થઇ ગઇ કે હવે પ્રવેશ કરીને પલંગ નીચે ધુસિ જવાને કઇ પણ હરકત નથી એવો વિચાર કરીને તુરતજ પલંગ નીચે જઇ પોહોચ્યો થોડીવાર થઇ એટલે મોહની કઇપણ શૃંગાર ધારણ કર્યા વીનાની માત્ર અંગ ઉપર શ્વેત વસ્ત્ર ધારણ કરીને કોઇ યોગીણી કીંવા સાધુડી જેવી બનીને પલંગ ઉપર બેઠી. અને તુરતજ લવિંગીકાને આજ્ઞા થવાથી તે છેક હેઠળ ચાલી ગઇ, ત્યારબાદ બાર વાગ્યાનો સમય થવા આવ્યો અને એજ વખતે નિત્યના દેખાવ પ્રમાણે ધુમ્રના ગોઢામાથી દીવ્ય દેહવાળો ભદ્રકેતુ મોહનિના પલંગ આગળ આવીને ઉભો રહ્યો. મોહની હરરોજ ભદ્રકેતુને ઘણા માન પૂર્વક અને પ્રેમ સાથે જે ભેટતી હતી તે આજે તેમાનો કાંઇ પણ તેવો વ્યવહાર કરવામા આવ્યો નહી, પણ ઉલટો ક્રોધ નેત્રથી ટગર ટગર મોહની જોયાં કરતી હતી, પલંગ ઉપરથી બીલકુલ ઉઠીજ નહી તેણીએ મસ્તક ઉપરના વાળનાં છુટાં લટીયાં રાખેલા બાધ્યાજ નહતાં—ભદ્ર-

કેતુને જોઇને તુરતજ પલંગ ઉપર પોતે સુઇ રહી અને મૌન બનીને એક ભીંત તરફ દ્રષ્ટિ કરવા લાગી. આવો દેખાવ જોઇને ભદ્રકેતુએ મોહનીના કપોલ પ્રદેશ ઉપર હાથ ફેરવીને પ્રશ્ન કર્યો કે પ્યારી આજે શુ' તમારી તબિયત નાદુરસ્ત છે કે! કેમ બોલતા ! નથી ! શુ કાંઈ મારો અપરાધ થયો છે ! આજે તો હુ બરાબર વખતે આવ્યો છુ છતા આમ છેક અબોલ્યા કેમ રહ્યાં છો ! આવી વર્ત્તણુક તો તમે મારી સાથે કદીએ રાખી નથી, છતા આજે આમ કેમ હુ દેખુ છુ ! પ્યારી ! કેમ છે ' બોલો તો ખરા !

ભદ્રકેતુનુ વચન સાભળી ધુધવાતા દેવતાની માફક ધુમ્ર વર્ણ જેવા નેત્ર કરીને અને નેત્રમા ભરૂ ધનુષની માફક વક્ર કરીને બોલવા લાગી કે અહીથી ખસી જાઓ,-તમારી ઓલાદ કેવી છે તે મે આજેજ જાણ્યુ, સ્વર્ગ શો પદાર્થ છે તેની હું' કાઇજ પરવા રાખતી નથી. અને કદાચ સ્વર્ગ સારૂ હશે તો તે સ્વર્ગના રાજા ઇંદ્રની પાસે ગુણકા રૂપે વસનારી પારકુ દ્રવ્ય હરનારી અને પરપુરૂષ સાથે પ્યાર રાખવાને ઇતેજારી રાખનારી તમારી બેહેન રૂપમજરી છે તેની મને આજે પક્કિ રીતે ખાત્રી થઇ છે. કહેવતમા કહ્યુ છે કે " જીસકા ભાઇ છેલ, ઉસકી બેહુ છિનાળ " એજ પ્રમાણે તમે ચટક મટક કરનારા છેલ જેવા છો ત્યારે તમારી બેહેન ગુણકા છતા છિનાલ છે, સમઝયા કે ! હુ એવી નીચી ઓલાદ વાળા સાથે પ્યાર કરતી નથી; ભદ્રકેતુ એકદમ ચકિત થતો, અને વિચારમા પડી ગએલો મોહનિ પ્રત્યે કહેવા લાગ્યો કે-અરે ' તમે આશુ બોલોછો ! તમારા દરેક શબ્દ તિક્ષણ બાણની માફક અત્યારે મારા હૃદયને ભેદી નાખે છે જો કદાચ કોઇ બીજો હોત તો તેને આકાશમા લઇ જઇને કોઇ શિલા તલ ઉપર પકડીને શહસ્ત્ર ચુરા કરી નાખું' પણ પ્યારી ! મારૂ તમારા આગળ અત્યારે કાઇજ ચાલતું નથી પરતુ તમારા અવિવેક શબ્દો મને બહુજ દુ ખ દે છે.-આ પ્રમાણે બોલવાનુ સબળ કારણ શું છે '

ભદ્રકેતુનું વચન સાભળીને તુરતજ પેલાં ફૂળઅતરની શીશીયો અને મેવો રજુ કર્યો અને પ્રાત કાળમા પોતાનો પતી સરિયામ રાજ માર્ગના ચોતરા ઉપર અર્થાત પોતાના ઘરના ઝરોખાના સામે બેઠક ઉપર આવ્યો હતો અને તે સમયે રાજકુમારને પ્રતાપરૂદ્રે જે હકીકત કહી તે તમામ હકીકત ભદ્રકેતુ આગળ મોહીનીયે નિવેદન કરી, ત્યાર પછી કહેવા લાગી કે અરે ભદ્રકેતુ ! જરાક વિચાર કરો કે તે પ્રતાપરૂદ્રને તમારી બેહેનના નામની કયાથી ખબર હોય ! તેમજ આ સ્વર્ગના ફૂળ તેના હાથમા કયાથી આવે ! માટે એજ ખાત્રી થાય છે કે તમારી કુલટા બેહેન મારા પરણેત ખસમ સાથે પ્યાર સાધવાને માટે આવી હતી તે આ ઉપરથી સાબિત થાય છે આટલુ બોલીને મોહનિ ક્રોધ મુદ્રા કરીને સેજસાજ બીજી વસ્તુ તરફ નજર કરવા લાગી

મોહનિનુ વચન સાભળીને ભદ્રકેતુ ઘણાજ ઉંડા વિચારમા સ્તબ્ધ થયો કેટલીક વાર બોલ્યા ચાલ્યા વિના મૌન રહ્યો પછી કહેવા લાગ્યો કે પ્યારી ! બીજી રીતે કોઈ ગમે તેમ ગડબડ હોય અગર રૂપમજરી નામની કોઈ બીજી કુલટા અપ્સરા કહાય આવી પોહોચી હોય અને ત્યાથી ફૂળ લાવી હોય, પણ મારી બેહેન રૂપમજરી અપ્સરા ઇંદ્રરાજાની શેવામાથી ક્ષણ પણ ખશી શકતી નથી—વળી તે એટલી બધી પવિત્ર અને પતિવ્રતા છે કે તેના ઉપર ઇંદ્રનો હદથી જ્યાદે પ્યાર છે, તેમજ તે ગાન કુશળ હોવાથી મારી બેહેન ઉપર ઇંદ્ર મોહ પામી ગયો છે. વળી તે એવીતો ગર્વિષ્ટ છે કે તારા ધણીનુ તો મોઢુ પણ જુવે નહી,—અરે પ્યારી ! હસ પક્ષી કદી પણ કાગડાની માફક નરકમા ચાચ ઘાલશે ખરૂં કે ! અરે ! સ્વાતી બુદની રાહ જોનાર ચાતક કદીપણ વર્શારૂતુનુ બીજું બુદ ગ્રહણ કરતુંજ નથી. ભલે કદી શિકાર નહી મળવાથી સિહ દસ દિવસ ભુખ્યો મરે અને પ્રાણ જવાનો વખત આવે તો પણ ઘાસ ખાશે નહી. તેજ પ્રમાણે મારી બેહેન રૂપમજરી

સ્વર્ગ ભુવનની મજા મુકીને તારા ગાંધર્વ જાતીની સાથે કદીપણ પ્યાર કરે નહી. એ તમામ ગપાષ્ટક છે તું સાહસ કર્મ કરનારી છું માટે એ બધુ જવાદો—હા હું એટલું તો કહુ છુ કે મારી બેનનુ નામ પેલો પ્રતાપરૂદ્ર શી રીતે જાણી શકયો! તથા સ્વર્ગનાં ફળ અને મેવો શી રીતે તેને મળી શકયાં તેના માટે મોટી શકા રહે છે. તે સઘળું પ્રસંગ આવે જોઇ લેવાશે કે તે પ્રતાપરૂદ્રને યાને તારા પતિ રાજકુમારને સ્વર્ગની વસ્તુ કોણ આપે છે! પ્યારી! જો કે તને મારી બેહેન ઉપર વ્હેમ છે તો હુ જ કાલે પ્રાતઃકાળથી તે સાઝ સુધી એજ કામને માટે તપાસ કરવામા રોકાઇશ, પરંતુ તમામ વૃથા છે કેમ કે મારી બેન ઇંદ્ર પાસેથી ક્ષણ ભર પણ કયાએ જવા પામતી નથી. માટે તમારે મારી બેહેન માટે કાઇજ શંકા લાવવી નહી. આ પ્રમાણે અનેક પ્રકારના દીલાસા આપીને ભદ્રકેતુએ મોહીનીનુ મન વાળી નાખ્યુ મોહીની બોલ્યા વિના કેટલીકવાર સુધી મૌન રહી, પછી તે ભદ્રકેતુને કહેવા લાગી કે આવતી કાલે પ્રાત કાલમા તમારી બેહેન પોતે રાજકુમાર પાસે આવવાની છે એ વાતની મેં પકકી રીતે ખાત્રી કરી છે

ભદ્રકેતુએ કહ્યુ કે એ સઘળું આળપંપાળ છે, અને તુ મારા બોલવા ઉપર પૂર્ણ ભરૂસો રાખ્ય અને પ્રતિજ્ઞા સાથે કહુ છુ કે મારી બેહેન આ ભુમિમંડળ ઉપર તો કદી પણ આવે નહી, પ્યારી! આજે તો આ નકામી તકરારમા રાત્ર વીતી ગઈ તમે તમારૂ કમળ સરખુ મુખ બીડાયલ રાખવાથી હું ભ્રમરને કેટલી પીડા થઇ હશે એતો મ્હારૂં મન જાણે છે તમે આમ છેક સાહસ કરીને મને સતાપો એ ઠીક નહી, હું તમારા પ્રેમની ખાતર સ્વર્ગમાંથી આવુ છુ એજ મારા કાર્યની કદર તમારે કરવાની છે, હું ઘણોજ અફસોસ છુ કે ઘણી મુદતે આવો કલેશ કોણ જાણે કયા કારણથી ઉત્પન્ન થયો છે. જે કારણ બતાવો છો તે કરણ માહારી

પવિત્ર બેહેનને કદી પણ લાગુ પડે તેમ નથી કહાય એવો અનુમાન થાય છે કે ઇંદ્ર સભામાંથી તિરસ્કાર પામેલી કોઈ ભટકેલી અપ્સરા આવી ગઈ હોય અને તેનુ ભળતી રીતે રૂપમંજરી નામ હોય, કિવા રૂપમંજરી ઉપર કલંક મુકવાને બાહાને ભુમંડલમાં ફરતી હોય, કિવા મારી બેન ઉપર અરિષ્યા રાખનારી આહાવું કલંક લગાવીને ઇંદ્રરાજાના મનમા વ્હેમ ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરતી હોય તો કોણ જાણે ! માટે તુ તારા મનમા ધૈર્ય રાખ્ય, કેમકે સ્વર્ગની અપ્સરા તારા ગમાર પતિ ઉપર કદી પણ પ્યાર કરે નહી. એ તુ નક્કી સમજ, આ પ્રમાણે ભદ્રકેતુએ મોહનિના મનનુ સમાધાન કર્યું. આ બાબતની તકરારમા અને પરસ્પર ઝઘડામા વખત વીતી ગયો હતો તેથી પ્રેમ પૂર્વક ભદ્રકેતુએ મોહિનીને પોતાના હ્રદય સાથે ચાપીને અને ધીરજના વચન દઈને તથા તેનું મન મનાવીને સ્વર્ગથી જે ફળ તથા મેવો લાવ્યો હતો તે સમગ્ર એક ટાટમાં ભરીને મોહનિને આપ્યું આ વખતે મોહનીયે તમામ રીસ ઉતારી નાખી અને પ્રેમ કટાક્ષે કરીને ભદ્રકેતુ સામે નજર કરવા લાગી પછી કહેવા લાગી કે પ્યારા ! આજે તો હુ તમારા વાકયો માનુ છુ, પણ જે વહેમ પકી રીતે મારા મનમા વસ્યો છે તેના માટે હવે હુ આવતી કાલે શુ થાય છે તે જોઇશ પછી તે બાબત હુ તમે આવશો ત્યારે જરૂર જણાવીશ, આ પ્રમાણે કહીને પેલા મેવાનો ટાટ તેણીએ પલગ નીચે મુકી દીધો અને ભદ્રકેતુ પાછલી રાત્રીએ સ્વર્ગમા ચાલ્યો ગયો–ત્યાર પછી મોહનિ નિદ્રાધીન થએલી પલગમા પડી થોડીવાર થઇ એટલે પેલા ટાટમાંથી જરૂર જેટલો સામાન લઈને પ્રતાપરૂદ્ર ચાલતો થયો. પ્રાતકાળમા એજ ચોતરા ઉપર પ્રથમના દીવસ પ્રમાણે બેઠક જમાવી હતી. અને પ્રતાપરૂદ્રે બતાવેલા સંકેત પ્રમાણે ગોઠવણ થઇ રહેલી હતી, સઘળો તમાસો જેવાને માટે સંપૂર્ણ કાળજી સાથે ઇચ્છા રાખનારી મોહની પોતાના ઝરોખામા ચક નખાવીને બેઠી હતી–આ તરફ ઠરાવેલા વખતે પ્રતાપરૂદ્ર આવી પહોચ્યો અને રાજકુમારને પેલી

સ્વર્ગની રૂપમંજરી પરી માટે સંદેશો કહેવા લાગ્યો. તે સાથે ઠપકો દેવા લાગ્યો. કે મેહેરબાન ! તમે આજે પણ ભર નિદ્રામા સુનેલા ઉઠયા નહી તેથી તે રૂપમજરી ઘણીજ અફસોસ થઇને પાછી ગઇ છે. અને તે એવુ બોલી કે મારા રસીલા સરદારને એવું કહેજો કે જે માણુસ નિખાલસ વૃતિથી પ્રેમ સાધવાને અને મળવાને માટે આવે તેના માટે જ્યારે તમે કાળજી નજ રાખો ત્યારે તમારા હૃદયની બે પરવાઇ માટે કેવી કદર થાય તે જરાક વિચાર કરો; હવે હુ આવતી કાલે જરૂર અત્રે આવીશ માટે મારા સારૂ કૃપા કરીને દિદારના દર્શન આપવાને તસ્દી લેશો—એમ કહીને અને સ્વર્ગનો મેવો–પુષ્પ–અત્તર વિગેરે મને આપીને તે રૂપમજરી પાછી ગઈ છે.

આ પ્રમાણે કહીને પ્રતાપરૂદ્રે મેવાનો ટાટ મદનકુમારની આગળ મુકયો–તે ટાટ ઉપર સુવર્ણ જરકસીના ભુટ્ટાવાળો રૂમાલ ઉઠાવીને દરેક ફળ હાથમા લીધાં અને તેનુ હદથી જાદે વર્ણન કરવા લાગ્યો તે વર્ણન સાથે રૂપમજરી અપ્સરાનું પ્યારનુ વર્ણન કરવા લાગ્યો આ તમાસો જોઇને આ તરફ ઝરોખામા બેઠેલી મોહીની ચિરાગની માફક બળવા લાગી તેણીના હૃદયમા અદેખ્યા રૂપી અગ્નિ પ્રગટ થયો અને પોતાનો પરણુત પતિ સ્વર્ગમા નિવાસ કરનારી અને જેને ઇંદ્ર ઘણુ ચ્હાય છે એજ રૂપમંજરી તથા એજ પેલો જુઠુ બોલનાર ભદ્રકેતુની બેહેન સાથે મુલાકાત લેશે; અને રાજકુમાર સાથે એજ અપ્સરા પ્રેમ જોડશે તેથી તેના જેવો બીજો કોણુ ભાગ્યશાળી ! પછી મારો શાનો તોલ રહ્યો ! પેલો ભદ્રકેતુ જુઠો ભડુવો શા ઉપયોગનો ! આ પ્રમાણે વિચારના ગુંઠણુમા ગુથાઇ ગએલી અદેખ્યાને લીધે બહુજ બળવા લાગી, તેણીના સઘળા અંગમા પેલા ભદ્રકેતુ ઉપર ક્રોધ વ્યાપી ગયો અને તેને વિશેષમા શાબીતી કરી આપવાને માટે તે ફળ મંગાવવાને પોતાની લવિંગિકાને રાજકુમાર આગળ આવી પહોચી. તેણીયે ઘણુાજ વિનયથી રાજકુમારના વારણાં લીધા. પછી

સ્વર્ગથી આવેલા ફળની મગણી કરવા લાગી, એજ વખતે પ્રથમના સકેત પ્રમાણે રાજકુમારે પેલી લવિગિકા દાશીને ફળ તથા મેવા, પુષ્પ વિગેરે આપ્યા દાશી ત્યાથી ચાલતી થઇ થોડીકવાર બેશીને અને ત્યાથી તમામ ઝટપીને સઘળા ચાલતા થયા

---

## પ્રકરણ ૧૧ મું

### પ્રનાપદ્રની પ્રપંચજાળ.

### સ્વર્ગમા ઇદ્ર સભાની બહાર.

આખો દિવસ ક્રોધાવેશમા થતા વિચારની જાળમાં પડીને મોહીનીએ તરફડીયા મારવા માડયા, તે સાથે ભદ્રકેતુ ઉપરથી વિશ્વાસ ઉઠી જવા જેવા તેના હૃદયમા તર્ક વધવા લાગ્યા જેમ જેમ તેનુ હૃદય ક્રોધાવેશ રૂપી કાળા કપડા લપેટાવા લાગ્યુ તેમ તેમ તે કપડા ઉપરના અજ્ઞાભાસનુ આવરણુ થવામા તુરતજ બડબડવા લાગી; એજ વખતે પલગમા પગ પછાડીને ભદ્રકેતુને ધિક્કાર આપવા લાગી, પછી તુરતજ બોલી કે અરે નફ્ફટ ! તુજ પોતે જ્યારે પરાઈ સ્ત્રીથી સાથે પ્યાર રાખીને ભટકનો છુ ત્યારે તારી બેહેન કયાંથી સારી હશે ! કેટલાક ભોળા મનના લોકો સ્વર્ગમા વસનાર દેવ મડળને સત્યરૂપ માને છે પણુ તે તમામ ખોટી વાતો છે આરભમા દેવોએજ કપટ રચ્યુ છે; તેમણે પોતાનો પ્રથમથીજ સ્વાર્થ સાધ્યો છે બિચારા રાક્ષસો પાસે સમુદ્ર મથન કરતી વખતે અત્યત મેહેનત કરાવી, વળી તેઓએ સર્પના મુખ ભણી રાખ્યા હતા.—તેમ કરતાં પણુ ચૌદ રત્ન નિકલ્યા તે દેવોએ પરસ્પર વ્હેચી લીધા, મહેનત કરનાર રાક્ષસોને માત્ર ચૌદ રત્નમાથી મદિરાનુ આશન કરાવ્યું જેથી તે રાક્ષસો મદ્યથી ઉન્મત થઇને પોતાનો મુખ્ય સ્વાર્થ ભુલી ગયા અમૃતનો કુપ દેવોએ ચોરી લીધો અને યુક્તિથી અમૃતનુ પાન કરવા લાગ્યા, દેવોનુ કપટ રાક્ષસોએ જાણી લીધુ

જેમા તે રાક્ષસ પૈકી એક રાક્ષસ ઘણી યુક્તિથી અમૃતનું પાન કરવા જાય છે તેવીજ ખબર વિષ્ણુને પડવાથી વિષ્ણુએ ચક્ર ફેંકીને તે રાક્ષસનુ મસ્તક ધડથી જુદું કર્યું. જેમા અમૃતના યોગે મસ્તક અમર રહ્યુ.-એ કેટલો બધો પક્ષપાત! કહો જોઇએ! તેઓની આવી વર્ણુક છે ત્યારે તેઓ સાત્વિક શી રીતે કહી શકાય, અરે! એતો શુ! પણ અહલ્યા સતિનું સાત્વિક વૃત તોડવાને અને તેની સાથે વ્યભીચાર કરવાને માટે જેવી રીતે કાતિક માસમા એક કુતરી સગાથે બબે કુતરા ફરે છે તેમ ઈદ્રિ અને ચદ્ર એ બન્યો તે બિચારી નિર્વિકારી સ્ત્રીને ઘેર જઈ પોહોચ્યા હતા; જેમા તેઓએ કેટલું બધું કપટ કર્યું છે! વળી વૃદા સતિનુ વૃત તોડવાને વિષ્ણુએ જાળંધરનું રૂપ લઈને આલીંગન દીધુ. શ્રી કૃષ્ણે અભિમન્યુને મારવામાં ઉદરનું રૂપ લઈને ધનુષની પ્રપચા તોડી નાખી, બ્રાહ્મણનું રૂપ લઈને અભિમન્યુના હાથે સતીના હાથથી વિજય રક્ષક રાખડીયો બાધેલી તોડી નખાવી, તેણે બ્રાહ્મણનું રૂપ લઈને વિલોચન રાક્ષસને પેટીમા પુર્યો એજ પ્રમાણે ઈંદ્રે પણ કપટના કામ કર્યાં છે જ્યારે દેવોનો રાજા કેવળ અનિતીને રસ્તે ચાલનારો છે ત્યારે તેની દેવ સમગ્ર પ્રજા સારા આચરણ વાળી કયાથી હોય! જ્યારે દેવનો રાજા ઈદ્ર પોતે વ્યભિચારી અને કુટિલ છે ત્યારે તેની પાસે રહેનારા દેવ એવાજ શિક્ષણને પામેલા હોય એમા શાનુ આશ્ચર્ય હોય! યથારાજા તથા પ્રજા, પ્રમાણે કહેવત છે. તો પછી દેવ અપ્સરા એતો દેવોની વારાગના કહીયે તો ચાલે. તે વારાગના અપ્સરા ચોકસ ધણી વિનાની છતાં પોતાના મનમાં આવે તેને ધણી કરનારી કુલટા જેવી રૂપમજરી ઇદ્રને રખડતો મુકીને ઘણા વેગથી આકાશનો માર્ગ વટાવીને આ તરફ મારા પરણુત પતિને મળવા શા માટે ન આવી શકે! અલબત! એ તમામ વાત ખરી છે. પેલો નાગો ધુર્ત ભદ્રકેતુ પોતાની બેહેનની અપકીર્તિ ઢાંકવાને માટે મને આડુ અવળુ સમઝાવીને જુઠુ બોલ્યો છે તે મારા જાણુવા બાહેર છેજ નહી આ પ્રમાણે અનેક

પ્રકારના તર્ક પોહોચાડતી વિકળ થતી, અને ચિંતાએ કરીને ભ્રમિત બનિ રહેલી મોહનિ પલંગમાંને પલંગમાં નિદ્રાવશ થઈ ગઈ, યદ્યપી સ્વાભાવિક ચિંતાનું ચિત્ર હૃદયમાં ચિતરાઈ જાય છે તેથી સ્વપ્નામા પણ તેવુને તેવુજ દેખાવા લાગી; જાણે ભદ્રકેતુની સાથે કકાસ કરી રહેલિ છે, તે સાથે પગ પછાડે છે તેવા કુદરતિ પગના પછાડવાથિ જ્યારે જાગી ઉઠે છે ત્યારે તે કાઇજ દેખતી નથી. આ પ્રકારે મોહનિએ આખો દિવશ વ્યતિત કર્યો, અને રાત્ર પડી.

વિકળ વૃત્તિવાળી મોહની પોતાની મેડી ઉપર અનેક વિચારના તરંગમા ઝોકાં ખાતી આમતેમ ટેહેલ્યા કરતી હતી, થોડીકવાર પછી ઓરડામાં જતી હતી અને થોડીકવાર પછી પલંગ પાસે આવતી હતી. આ પ્રકારે ચિતભ્રમ વ્યવસ્થામા ભાન વિનાની થઈ ગએલી જે વખતે ઓરડામાં ગઇ તે વખતે લાગ સાધીને છજામા યુક્તિથી એક ખુણામાં ઉભો રહેનાર પ્રતપરૂદ્ર અતિ સત્વરથી પલંગના નીચે લપાઇને સુઈ રહયો. જે વખતે અધ રાત્ર થઇ તે વખતે દરરોજના નિયમ પ્રમાણે ધુમ્રવર્ણ દેખાવમાથી પ્રગટ થતો ભદ્રકેતુ પલંગ પાસે આવીને ઉભો રહયો આ વખતે મોહનીએ પોતાનુ સ્વરૂપ બદલી નાખ્યુ હતુ શરીર ઉપર કાઈજ શણુગાર સજ્યા નહોતા, બન્યો નેત્ર વિકળ છતાં ક્રોધાવેશથી રક્ત થઇ ગયેલા હતા એજ વખતે પલંગમાથી બેઠી થઇને ઉભા રહેલા ભદ્રકેતુને નિરસ્કાર આપવા લાગી અરે નિષ્ઠુર! તુ જો આ મેવો અને ફળ એજ તારી કુલટા રૂપમંજરી બેહેન આજે પ્રતાપરૂદ્રને આપી ગઈ છે જો કે રાકુમારની આજે ભેટ થઇ નહી અને તેથી તે અફસોસ થઇને ચાલી ગઇ. અને ફરીથી આવવાને તેણીએ વાયદો કર્યો છે. આહાહા! તે રૂપમંજરી રાજકુમાર ઉપર કેટલી બધી આશક થઇ ગઇ છે! એજ પૂરાવો સિદ્ધ થાય છે કે તે કુલટાનું મન રાજકુમાર તરફ કેવું ખેચાયુ છે! હજુ તો તેણીએ રાજકુમારને દીઠો પણ નથી. તે પેહેલા તેણીની વિહ્વળ વૃત્તિ આ તરફ વારં-

વાર હોરે છે ત્યારે પ્રેમ થયા પછી શાની બાકી રહે! હવે તો તારા દીલાસા તમામ ખોટા માનુ છુ; માટે તું મારા અવાસમાથી પાછો ચાલ્યો જા હુ મારા ખાવીદનુ એવું તો મન વશ કરી નાખુ કે તે કુલટા આ તરફ આવવા પામે નહીં. અને આવે તો માર ખાઇને ચાલી જાય,-અરે જુઠા ! હું તારા પ્રેમમા ફસાઇને રાત્રી વખતે રાજકુમાર પાસે અત્યાર સુધી ગઈ નથી તેથી મારા માટે તેમના હૃદયમાં કેવો અભિપ્રાય બધાયો હશે ! અલબત ખોટો અભિપ્રાય થએલો છે તે તમામ પરીણામ ઉત્પન્ન થવાનુ મુખ્ય કારણ તુંજ છે છતા જ્યારે તારી બેન મારા પતિને વશ કરે ત્યારે મારૂ માન ઘટે કે નહી ! હજુ પણ જે મોહ મારા તરફ રહયો છે તે ઓછો નથી પણ જ્યારે તેમ થાય ત્યારે ટકે શેરની કીંમત પણ મારી થાય નહી, માટે તમારા જેવાની સાથે મોહોબત રાખવી ઘણુ જોખમ ભરેલુ છે. એમ કહીને તેણીએ નીચુ જોયુ

સ્વર્ગના ફળ શી રીતે અત્રે આવે છે તેના માટે ભદ્રકેતુને ઘણુજ આશ્ચર્ય લાગ્યુ તે સાથે મોહની તરફથી મળેલો તિરસ્કાર તેના હૃદયમા બાણની માફક ઘાવ કરવા લાગ્યો તે બોલ્યા ચાલ્યા વિના વિચારની જાળમા જાણે તરફડતો હોય તે પ્રમાણે ક્રોધથી સતપ્ત થએલો સ્તબ્ધ થઇને ઉભો રહયો પછી ધીરા શબ્દવડે કરીને ભદ્રકેતુ મોહનિને કહેવા લાગ્યો કે પ્યારી ! મારા બોલેલા દરેક શબ્દો રજેરજ ખરા છે, છતા પણ તને પોતાને બીલકુલ ખાત્રી થતી નથી એટલા માટે મને ઘણીજ અકળામણ-આવે છે.

મોહનીએ ક્રોધથી રક્ત થએલા નેત્ર બતાવીને ઉતર આપ્યો કે શા માટે અકળામણ ન આવે ! એ સઘળા ધુર્ત લક્ષણો મારા આગળ લેશ પણ ચાલવાનાં નથી, આટલો બધો દર્શનીક પુરાવો મળે છે તોપણ તુ જે બાના બતાવે છે તે તમામ ખોટા છે. હવે તારો એક પણ શબ્દ માન-નાર નથી એમ કહીને ક્રોધથી તેણીયે પાછુ ફરીને ભીત તરફ મોઢુ કર્યું

મોહની પાસે ઘણી વખત સુધી ભદ્રકેતુ ઉભો રહયો તોપણ તે બોલી નહી છેવટે ભદ્રકેતુએ કહ્યું શો ઉપાય કરૂ કે તારા મનનો વ્હેમ જાય! હવે તુ જે તતબીર બતાવે તેમ કરવા હુ તૈયાર છુ—પ્યારી! મને ઉત્તર તો આપો! આમ છેક મૌન કેમ બની ગયા એમાં મારો અપરાધ શો છે'

મોહનિ બોલી હા તમારોજ અપરાધ છે; તમે તમારી બેહેનને સ્વર્ગમાથી અહીયા શા માટે આવવા દયો છો!

ભદ્રકેતુ—અરે! હું તમને કેટલી વખત કહ્યા કરૂં! પ્યારી! જો તુ સાચુ માનતી હોય તો સત્ય પ્રતિજ્ઞા સાથે કહુ છુ કે મારી બેહેન ઇદ્ર પાસેથી કદીપણ આવી શકે તેમ નથી, છતા તુ જ્યારે માનતીજ નથી ત્યારે મારે શો ઉપાય કરવો' વળી જો મરજી હોય તો આ મારા સુવર્ણના તખ્ત ઉપર બેશીને મારી સાથે સ્વર્ગમાં ચાલ્ય, અત્યારે અર્ધરાત્ર થઈ છે તેથી આજે ઈદ્રની સભા ખરેખરી ભરાયલી છે જેમા દેવ અને ઋષિમડલ સમસ્ત એ સભામા બેઠેલા છે—તુજ નજરે જોઇશ કે મારી બેહેન ઇદ્રરાજાના તખત ઉપર તેની જોડે બેઠી છે કે નહી

મોહનિએ કહ્યુ કે—હા, હુ આવવા તૈયાર છુ. અને તે બાબત મારે ખાત્રી કરવાની ખાસ જરૂર છે.

મોહનિનું વચન સાભળી ભદ્રકેતુને આનદ થયો, અને એજ આનદના આવેશમા સુવર્ણના તખ્તને ખેચીને છેક પલગની પાસે લાગ્યો. અને મોહીનીનો હાથ પકડીને કહેવા લાગ્યો કે પ્યારી' બને તેમ તાકીદથી તુ ઉતમ વસ્ત્રાદિક સૃગાર પેહેરી લે, અને આ સુવવર્ણ તખ્ત ઉપર તુ મારી જોડે બેશ, વિલબ કરતી નહી કેમકે ખરેખરી ઇદ્ર સભાની જે મજા છે તે હવેજ જોવાની છે

ભદ્રકેતુનુ વચન સાભળીને ઘણા હર્ષથી પલગ ઉપરથી ઉતરીને મોહીનીએ ઘણી ચપળતાથી સૃગાર સજી લીધા, આ વખતે તે સૃગાર સજવાને માટે બીજા ભાગના ઓરડામા ગઇ હતી. ત્યારે ભદ્રકેતુ છજામાં ભરી ફરતો હતો—આ વખતે પલગ નીચે લપાઇને સુઇ રહેલા પ્રતાપ-

રૂદ્રે ઉતમ તક જોઇને પેલા સુવર્ણના તખ્ત નીચેના મોટા બાગમા ભરાઇ ગયો થોડીકવાર થઇ એટલે સૃંગાર સજીને મોહિનિ ભદ્રકેતુ પાસે આવીને ઉભી રહી, આ વખતે ભદ્રકેતુના યોગે કરીને સ્વર્ગની શોભા જોવાનો અલભ્ય લાભ મળવાનો છે એવી ઇચ્છાવાળી મોહીનિ આ વખતે ભદ્રકેતુને પ્યાર સાથે ભેટી પડી; આ વખતે તેણીના નેત્રમાથી પ્રેમનાજ દર્શન થવા લાગ્યાં તે જોઇને ભદ્રકેતુ બોલ્યો કે પ્યારી! મનુષ્ય જાતને સ્વર્ગમા સ્વદેહિયે આવવાને સખ્ત મનાઈ છે જો આ વાત ઈદ્રના જાણુવામા આવે તો એજ સભામા તલવારથી મને કતલ કર્યા શિવાય રહેજ નહી, માટે ઈદ્રના સન્મુખ બાગ છે. તે બાગમા આપણે આ તખ્તને ઉતારીને ત્યાંજ બેઠા બેઠા ગમ્મત જોયાં કરીશું—ચાલો હવે આ તખ્ત ઉપર આપણે બન્ને બેશી જઇએ, એ પ્રમાણે કહીને ભદ્રકેતુ અને મોહિનિ એ બન્ને તખ્ત ઉપર બેશી ગયા એજ વખતે ભદ્રકેતુએ મનોબળ વેગ વિદ્યાએ કરીને તખ્તને એવી ગતી આપી કે ક્ષણ માત્રમાં તે સુવર્ણ તખ્ત વીમાનની માફક તોફાની પવનના વેગ પ્રમાણે આકાશમા ગતી કરવા લાગ્યુ. જે વખતે તખ્ત આકાશમા ગતી કરવા લાગ્યુ જે વખતે તખ્ત આકાશમાં ઉપડ્યુ તે વખતે પ્રતાપરૂદ્ર તખ્તની નીચે લટકતો રહેલો હતો, આ પ્રકારે તે તખ્ત એવુ તો સપાટાબધ ઘણા વેગ સાથે ચાલ્યુ કે એક ઘટિકામા ઈદ્રસભાના સાહામેના બાગમાં આવી પહોચ્યું. ભદ્રકેતુએ યુક્તિથી બાગમા તખ્તને ઠરાવ્યુ તે કોઇની દ્રષ્ટિએ પડે નહી તેવી રીતે એક વૃક્ષની પાછળ ઉતાર્યુ, પછી તખ્ત ઉપર બેઠે ઇદ્રની સભામા ઇદ્ર સહવર્તમાન જે કઇ શોભા હતી તે ભદ્રકેતુ પોતાની લાબી આંગળી કરીને બતાવા લાગ્યો—આ વખતે પેલો પ્રતાપરૂદ્ર એવી યુક્તિથી તખ્ત નીચેથી નીકળ્યો કે રચ પણ ખબર પડી શકે નહી, આ તરફ ભદ્રકેતુ અને મોહીનીની દ્રષ્ટિ ઇદ્ર સભા તરફ ઠરેલી છે ત્યારે આ તરફ પ્રતાપરૂદ્ર પાછલા બાગની સડકને રસ્તે થઈને આમ તેમ યુક્તિથી અને ઘણી ચપળતાથી ચાલતો

આવતો છેક ઇંદ્રની સભામાં જ્યા અપ્સરાઓના તબલચીની મંડલી હતી ત્યાં ઘુશી ગયો; પ્રતાપરૂદ્ર પોતે દેખાવડો દ્રઢ બાંધાવાળો હતો તેથી દેવમંડલીમા શકા ઉત્પન્ન થવા જેવું નહતું, વળી મનુષ્ય લોકમાંથી સ્વર્ગમા ઇંદ્ર સભાવિશે કોઇ પણ મનુષ્ય પ્રવેશ કરી શકવાને લેશ પણ શક્તિવાન ન હોવાથી તેવા વીચાર ઉપર કોઇ પણ દેવનું મન ખેંચાય એમ નહોતું, તેથી પ્રતાપરૂદ્ર નિશ્ચિતથી વારાંગનાદિ તથા અપ્સરાઓના તબલચીની મંડલીમા બેશી ગયો હતો, તબલચી વિગેરેની સરાસરી પચાસ માણસોની સખ્યા હતી વળી રાત્ર હતી તેથી આ નવીન આવનાર કંઈ અપ્સરાનો નોકર છે તે તુરત સમજાઇ શકાય તેમ નહોતુ, તેથી પ્રતાપરૂદ્રને તે ઇંદ્રની સભામા બેસવાને બિલકુલ દેહેસત નહોતી— તે સાથે પ્રતાપરૂદ્રે ઇંદ્ર ઇત્યાદિક દેવમંડલોની શોભા જોઇ લીધી, અને તે પોતાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગ્યો, એકેકર અપ્સરાઓનું રૂપ જોઇને કેવળ દિગ થઇ ગયો; એટલુજ નહી પણ ઇંદ્ર રાજાની ડાબી બાજુએ તખ્ત ઉપર રૂપમંજરી બેઠી હતી તે તરફ જોઇને પ્રતાપરૂદ્રની ડાગળી ઠેકાણે રહી નહી સર્વ પરીયોમા ઉત્તમ ગુણ અને સ્વરૂપથી શોભા પામેલી ઇંદ્રની પ્યારી બનેલીને વારવાર નિહાળવા લાગ્યો, ઇંદ્ર સભાની બલિહારીને હવે શુ બને છે તે જાણવાને આતુર બનેલો પ્રતાપરૂદ્ર શાન્તવૃત્તિથી સ્થિર થઇને તે મંડલીમા બેઠો રહ્યો.

ઇંદ્રસભામા એક બે પરીયોના નાચ થઈ ગયા હતા, અને થયેલા ગાયનોનાં વખાણ એ વખતે સભામાં ચાલ્યા હતા એટલામા સગીત કુશળ નારદજી અને સંગિતના મુળ તત્વને જાણનાર રૂદ્રકુમાર તથા ચદ્રચંદ્ર એવા બે ઋષિકુમારે મળીને ઇંદ્રરાજા પ્રત્યે વિનંતી કરી કે હે સ્વર્ગ રાજ્યના અધિપતિ વાસવ ! આપની ડાબી બાજુએ બેસીને શોભા આપનાર અને ગંગિત વિદ્યાથી અભિમાન ધરાવનાર સગિત કુશલા રૂપમંજરીનું ગાયન સાભળવાની

અમારી ઇચ્છા જે, માટે આપ કૃપા કરીને અમારી ઈચ્છા પૂર્ણ કરશો.

આ પ્રમાણે ઋષિકુમારનું વચન સાભળીને તથા મુનિમડળમા શ્રેષ્ઠ તથા શ્રી વિષ્ણુ પરમાત્માને સગિતથી આનદ આપનાર નારદ મહારાજની ઇચ્છા જાણીને ઈંદ્રરાજાએ રૂપમજરી તરફ પ્રેમપૂર્વક દૃષ્ટિ કરી, એટલે એજ વખતે ઈંદ્રરાજાના હૃદયનો આષય સમઝીને રૂમમંજરીએ હાથ જોડીને પ્રાર્થના કરી કે કૃપાસીધુ ! આપની આજ્ઞા શી છે

ઇંદ્રે ફરમાવ્યુ કે ઋષિ અને દેવ સમસ્ત તમારૂ ગાયન સાભળવા ઇચ્છા રાખે છે, માટે તમે તમારા તબલચીને આજ્ઞા કરીને નાચ કરવાની શરૂઆત કરો

ઈંદ્રનુ વચન સાભળી તુરતજ તખ્ત ઉપરથી ઉતરીને સભાના મધ્ય ભાગમા આવીને ઉભી રહી. અને પોતાના બન્ચો પગમા ઘુઘરા બાધવાની શરૂઆત કરી આ વખત રૂપમંજરીના સફર્દીયો પણ તઈયારી કરવા લાગ્યા. સરોદગીરે સરોદા ઉપર કામઠી ફેરવવા માડી ત્યારે આ વખતે તબલા બજાવનાર સફરદી કે જેના ઉપર રૂપમજરી પૂર્ણ વિશ્વાસ રાખતી હતી તે અનુભવી સફરદી પોતાની આખ્યો દુખવા આવવાથી અને તેથી ઘણુ કળતર થતુ હતુ એ સમગ્ર કરણથી બેહોશ થયેલો નીચુ ઘાલીને બેશી રહેલો હતો. તે સફરદી એકાએક બડબડી ઉઠયો કે અરે પ્રભુ ! આ વખતે માહારી ખરેખરી કમબખ્તી છે એમ કહેતો કહેતો કટાળો ખાઈ ગએલો સાવધ થવા લાગ્યો. તે વખતે એજ સફરદી પાસે પ્રતાપરૂદ્ર બેઠો હતો તેણે સમયબળ સમઝીને તે સફદરી પ્રત્યે હાથ જોડીને પ્રતાપરૂદ્ર કહેવા લાગ્યો કે મારા મેહેરબાન ! તમે આખ્યોમા દરદ થવાથી આમ જ્યારે ઘણા દુખી છો ત્યારે હુ આ વખતે તમારૂ કામ બજાવી લેવાને તઇયાર થાઉં છુ. તમે પણ મારી બજાવવાની વિદ્યા જોઇને સતોષ પામશો; હુ તબલા બજાવવામા એટલો તો હુશિયારછું કે, આ સઘળી સભાને આનદ થયા શિવાય નહી રહે. વળી તમને

પણ આ વખતે રાહત (વિશ્રાંતિ) મળસે, માટે ઇચ્છા હોય તો તે કામ હું બજાવું; આ પ્રમાણે પ્રતાપરૂદ્રનું વચન સાભળીને રૂપમંજરીના તબલચીને ઘણો આનંદ થયો; અને કહેવા લાગ્યો કે મેહેરબાન! આ વખતે હું તમારો ઘણોજ ઉપકાર માનું છું જો કે બીજી અપ્સરાઓના તબલચી આ વખતે ઘણા બેઠેલા છે, પરંતુ રૂપમંજરી આ વખતે ઇંદ્રરાજાની માનીતી થઈ પડી છે તેથી અમારા કામનાં કોઇ પણ થતું વિઘ્ન જોવાની ઇચ્છા રાખનારા ઇર્ષાખોર બીજી અપ્સરાઓને તેઓના તબલચીઓ છે તેથી જો કે તેઓ પૈકીમાંથી કોઇને પણ કામ બતાવુ તો તે બરાબર કરે તેવા નથી, પ્રીયભાઈ! તમે કઇ અપ્સરાના તબલચીછો! આ પ્રમાણે તે તબલચીએ આંખોના દરદથી નીચુ ઘાલીને પ્રતાપરૂદ્રને પુછયુ પ્રતાપરૂદ્રે ઉત્તર આપ્યો કે હુ તબલચી નથી પણ દેવદુતછુ મને કોઇ પ્રકારનો રાગ દ્વેશ નથી પણ આ પ્રસંગ રોજ રોજ આવવાથી તબલા બજાવવાની બાહોશી બતાવવાને મારી ઇચ્છા થઇ છે આપની આજ્ઞા હોય તો તે કામ બજાવવાને હુ તૈયારછુ—આ પ્રમાણે સાભળીને પેલા તબલચીએ તબલા સોપી દીધા એટલે પ્રતાપરૂદ્રે પોતાના કમરમા નરઘા બાધીને બજાવાને થાપ મારવા લાગ્યો, તબલચી ઉસ્તાદ પ્રતાપરૂદ્રના હાથની થાપ અને તે ઉપર આગળીની ચાલવણી સાભળતાજ સતોષ પામવા લાગ્યો, આ વખતે દેવ સભામાં છુટી જગોમા અને ઇદ્રરાજાની સમિપ રૂપમંજરી પગના ઠણકારા કરતી અને તાલ પ્રમાણે પગની એડી દબાવતી નૃત્યની શરૂવાત કરવા લાગી—ત્યારે બીજી તરફ સરોદગીરે રાગણીની લેહેરો બજાવવા માડી. ત્યારે તે લેહેરના તાલ પ્રમાણે પ્રતાપરૂદ્રે નરઘા બજાવવા માડયા કાન ઉપર હાથ મુકીને રૂપમંજરીએ સુરનો ઈલાપ કરવા માડયો, જે ઈલાપથી દેવસભા ઈત્યાદિકની વૃત્તિનું આકર્ષણ કરવા માડયુ; જેવી રીતે મોહોરનો નાદ સાભળીને નાદ મસ્ત થએલો સર્પ ફીણા ચઢાવીને મગ્ન રહે છે તેજ પ્રમાણે આનંદથી રોમાંચ થએલા શરીરવાળા એકાગ્ર દ્રષ્ટિથી રૂપમંજરી તરફ

ઇંદ્ર સહવર્તમાન જોવા લાગ્યા, એટલે રૂપમંજરીએ ખમાચની ઠુમરી કે જેમા ઇંદ્રિરાજાના સ્વરૂપનુ વર્ણન કરતી ગાવા લાગી.

ખમાચની ઠુમરી.

છોડદે લંગરવા મુરખ મોરી બેયારે એ ઢબ.
આજકી અજબ ખુબી લાગે મોય પ્યારી રાજ,
મનહર મોહક કાન્તી તુમ્હારી રાજ. આજકી૦
મોરમુકટ મકરાકૃત કુંડલ,
વિલસત અધર મધુર વિદ્રુમ સમ;
કુટિલ ભ્રકુટિ કોદંડ વક્ર અરૂ,
દ્રગન બાન ઘાયલ કરહી રાજ આજકી૦
હર્ષદ હ્રુદય સહ્રય મન ભાવન,
હર્ષદ જનમે શ્રેષ્ટ સુહાવન,
પરમ પ્રેમિ જીય જાન હમારે,
હર્ષદ દ્રમન તે કાન્તી નિહારી રાજ. આજકી૦

ઇંદ્રના વખાણનુ ગાયન પુર્ણ કરીને તાલ સાથે નૃત્ય કરતી વારણા લેતી ઇંદરના તખ્ત આગળ નેત્રના કટાક્ષનુ દર્શન કરવા લાગી, આ વખતે દેવ સભામા આનંદનો રંગ છવાઇ ગયો હતો, જેમા સંગીતરૂપી વિજયાના પાનથી ડોલવા લાગ્યા હતા આ વખતે ઇંદર રાજા પ્રસન્ન થઇને રૂપમંજરીને કહેવા લાગ્યો કે હે સંગીત કુશલા! તેં સર્વનુ મન હરણ કરયુ છે, તેમજ હુ આજે તારા ઉપર પ્રસન્ન થયેલો છુ, માટે જે કંઇ ઇચ્છા હોય તેની માગણી કરો—

રૂપમંજરીએ જવાબ આપ્યો કે, કૃપાનિધિ! આપના પ્રતાપથી કોઇ પણ વસ્તુની મારે ખામી નથી તેથી શુ માગું! આપની કૃપા અને આપનો નિર્મળ પ્રેમ મારા તરફ અચળ રહે એજ માગુ છુ વિશેષમા એજ માગણી કરૂ છું કે આપનો અલંકાર જે મુકુટ. અંગરખુ, રૂમાલ, કટાર, તલવાર, અને વીટી એટલુ મને મળે એટલે તે સમગ્રનુ દર્શન કરવાથી દરરોજ મને આનંદ થશે.

રૂપમંજરીનુ વચન સાભળતાંજ મુકુટ આદિક માગણી કરેલા પદાર્થો પોતાના અગ ઉપરથી ઉતારીને રૂપમજરીને આપ્યા એટલે રૂપમંજરીયે પોતાનો વિશ્વાસુ તબલચી પાછળ ઉભો છે એમ સમજીને તેના તરફ જોયા વીના લાંબો હાથ કરીને તમામ વસ્તુ આપવા લાગી—આ વખતે પ્રતાપરૂદ્રે તે સમગ્રની પોટલી બાધીને ખભે ભરાવી અને વીટી હતી તે પોતાની આંગળીયે પેહેરી લીધી. પછી તલવાર હતી તે કમરપટા સુધા કમરે બાંધી દીધી આ પ્રમાણે કરીને નરઘા ઉપર થાપ મારવા લાગ્યો, એટલામાં ઇદ્રની આજ્ઞા થવાથી રૂપમંજરી ઇદ્રની જોડે તખ્ત ઉપર બેઠી; જ્યા તેમ થયું એટલે પેલા નરઘાં હતા તે લઇને છેક છેવટે જેની આખ્યો દુખવા આવી હતી તે તબલચીને નરઘા સોપી દીધા અને ત્યાથી યુક્તિએ કરીને એવી રીતે સટકી ગયો કે કોઇના કળવામા આવી શકયુ નહી તેવી રીતે પેલો પ્રતાપરૂદ્ર ઇંદ્રનો તમામ પોશાક લઇને પેલા બાગની અદર પ્રવેશ કરતો યુક્તિથી ભદ્રકેતુના તખ્ત નીચે ભરાઇ ગયો—આ વખતે રૂપમજરીનુ થતુ નૃત્ય ભદ્રકેતુ અને મોહીનિ તલ્લિન થઇ રહેલ હતા જેમા ભદ્રકેતુ તે મોહીનિને કહેવા લાગ્યો કે પ્યારી ! તે આ તમામ રચના જોઇ લીધી કે ! આ પ્રમાણે ઇદ્રરાજા પાસે બેસનારી રૂપમા સર્વ પરીયોનુ માન ખડન કરનારી મારી બેહેન તારા ગમાર પતિની પાસે કદીપણ આવે ખરી કે !

ભદ્રકેતુનુ વચન સાંભરીને મોહીનિને વિશ્વાસ આવવા લાગ્યો; જેમા તેને એમ જણાવ્યુ કે, રૂપમજરી આવા વૈભવવાળી, આવી રૂપાળી, અને આવા સ્વર્ગના અલભ્ય લાભને મુકીને કદીપણ આવેજ નહી. આ વખતે ભદ્રકેતુના ગળામા હાથ નાખીને પ્યારના વચન બોલવા લાગી. અને માગણી કરી કે પ્યારા ! આ સ્વર્ગમા આપણે રહીયે તો કેમ ! વ્હાલા ! આ સ્વર્ગની શોભા જોઇને તા મને એક ડગલુ પણ ખસવાનુ મન થતું નથી. આ પ્રમાણે મોહનીનું વચન સાભળીને તુરતજ ભદ્રકેતુએ માથુ ધુણાવ્યું. અને કહેવા લાગ્યો કે મારૂ અને

તારે ધડથી માથુ ક્ષણુમાત્રમાં દુર થયા વિના રહેજ નહી; અહિયાં તારે માટે મને મોટી સજા થતાં પણ અંત આવે નહી; માટે જેમ બને તેમ હવે અહીથી જતાં રહેવુ યોગ્ય છે. પાછલી રાત્રીના ચાર વાગ્યાનો સમય થવા આવ્યો છે હવે ઇંદ્રરાજાને ઉઠવાની તૈયારી છે, તેમાંથી જો કોઈ દુત આ તરફ આવી પોહોચ્યો તો પછી મારી ફજેતીના ફાળકા થતાં પણ જીવવાની આશા મુકી દેવાની છે. માટે એ વાત પડતી મુકીને ઉપડવાની જરૂર છે એટલુ કહીને મનોવેગ બળથી તખ્તને એવી ગતિ આપી કે વીજળીના વેગની માફક વેગ કરતુ તખ્ત મોહનિના ઝરોખામા પ્રવેશ કરતુ પલગના થડમા ઉતારવામા આવ્યુ પલંગના થડમા જેવુ તખ્ત ગોઠવાયું એટલે એજ વખતે ચપળતાથી પ્રતાપરૂદ્ર પલંગના નીચે સરકી ગયો પછી થોડીકજ વાર ટકીને ભદ્રકેતુ તખ્ત ઉપર બેશીને સ્વર્ગનો રસ્તો પકડવા લાગ્યો અને નિયમિત વખતે બીજે દીવસે રાત્રીએ આવીશ એવો દીલાસો આપતો ચાલ્યો ગયો

તખ્ત ઉપર બેશીને સ્વર્ગમા જવાથી અને આવવાના પરિશ્રમે કરીને મોહિનિને ભદ્રકેતુ ગયા પછી તરતજ નિદ્રા આવી ગઈ, નિદ્રા આવતા પહેલા તણીના હ્રુદયમા પ્રાત-કાળમા હવે રાજકુમાર સ્વર્ગની કઇ વસ્તુ લાવે છે ! અને કોણ લાવે છે, એ વીગેરેની બાતમી મેળવવા તથા ઝરોખામા રહીને જોવાને ઉલટ ધરાવતી હતી, અને એજ ઉમગમા ને ઉનગમા નિદ્રાધિન થઇ ગઈ

જ્યારે મોહીનિ નિદ્રાવશ થઈ એટલે પલગ નીચેથી સરકીને પેલી કપડાં વીગેરેની પોટકી બગલમા મારીને સત્વરથી પ્રતાપરૂદ્ર નિયમિત રસ્તે થઇને ઉતરી પડયો, પછી સરીયામ રાજમાર્ગમા ચાલવા લાગ્યો આ વખતે પ્રતાપરૂદ્રના હ્રુદયમાં આનદનો વધારો થયો હતો વળી તેણે જે પ્રપચજાળ ગોઠવી છે તે જાળમા ધારેલો પદાર્થ ફસાઈ જશે એમ તેના મનને નિશ્ચય થવા લાગ્યો થોડીકવાર થઇ એટલે તે પ્રતાપરૂદ્ર પોતાના એકાન્ત અવાસ-મા ગયો. આ વખતે વિશ્વાસુ બાહાદુર માણસ રાહ

જોઇનેજ બેશી રહેલો હતો. દ્વારની બાહેર ઓસરીમાં તે વિશ્વાસુ માણસ સુઈ રહ્યો—દ્વારકપાટ વાશીને સંગારેલા ઓરડામાં પલંગ બિછાવ્યો હતો તેમાં પ્રતાપરૂદ્ર સુઈ રહ્યો. હવે પ્રાતઃકાળ થવાને ત્રણ કલાકની વાર છે માટે એ કલાક આરામ લેવાને પલંગ ઉપર લાંબો થઈને સુઈ રહયો. જે ગોઠવણી તેને પોતાના મનમા ગોઠવી રાખી છે તે ગોઠવણીની વાત કોઈને પણ ખબર પડે નહી, તેવી તદબીર તેણે રાખી હતી, અને એટલાજ માટે રાત્રીને સારૂ તેણે એકાંત અવાસ પસંદ કરયો હતો. ગમે તેવો વિશ્વાસુ માણસ હોય તોપણ હૃદયદ્વાર કપાટની કુચી તો પોતાની પાસેજ રાખતો હતો આ વખતે હું એકલોજ પલંગમા હતો તેથી હવે કેવી તદબીર કરવી ! અને તે રચેલી તતબીરનો પરિણામ કેવો નિપજશે ! તેના માટે તે વીચાર કરવા લાગ્યો; જેમા વિચાર દ્રઢ થતાંજ આનંદ આવેશમાં બોલી ઉઠયો કે બસ, બસ, એમજ બની શકશે. —આવતી કાલે જે વખતે ઈંદરનો મુકુટ, અંગરખુ, વીંટી, કટાર અને તલવાર તથા રૂમાલ પેલી મોહિની પોતાના ઝરોખામાં બેઠેલી જોશે તે વખતેજ તેને ખાત્રી થશે. વળી તેણીએ તે મુકુટ અને વસ્ત્રાદિ તમામ દુરથી દીઠુ છે વળિ તે મોહિનિ પક્કી રીતે જાણે છે કે રૂપમંજરીને રાજા ઈંદરે પોતાનો પોશાક તથા હથીયાર તેણીની માગણી પ્રમાણે બક્ષીસ કર્યાં છે; જ્યારે તે સઘળી હકીકતની તેને ખાત્રી છે ત્યારે તે મોહિની રાજકુમારના હાથમા આવેલી વસ્તુ નિહાળીને રૂપમંજરી અપ્સરાના જે વખતે હદથી જાદે વખાણ કરશે એજ વખતે તે મોહિનીને સંપૂર્ણ ખાત્રી થશે કે જરૂર રૂપમંજરી આશક થઈ ગએલી, ઘેલી બનીને રાજકુમારને આપી ગઇ છે.—વાહ વાહ, ઠીક ગમ્મત બની ગઇછે. એ વખતે તે મોહિનિને બીલકુલ ધીરજ નહિ રહે. એજ વખતે પેલા બાદ્રકેતુ ઈંદ્રિદૂતને ઘણોજ તિરસ્કાર આપશે. વળિ તેણીના હૃદયમા સંતાપરૂપી અગ્નિ સળગશે, વળિ પેલા ભદ્રકેતુને તે કપડાં બતાવવાને માટે તેણીના મનમાં

વિચાર આવ્યા વિના નહિજ રહે અને તે એવા વિચારથી પોતાની દાશી લવિગિકાને અમારા ચોતરા ભણી મોકલશે, પછી તે ઇંદરના વસ્ત્ર જોવાને માટે માગણી કરશે તે વખતે તેને ના નહિ કહેતા તમામ ઇંદરની વસ્તુઓ આપી દેવામા આવે તો પછી કોઈ જુદોજ રંગ ઝામશે, એટલે એમ બનશે કે રાત્રીએ ભદ્રકેતુને તે તમામ કપડા બતાવશે, અને અત્યંત ફીટકાર આપશે. જે વખતે ઇંદ્રનો પોશાક ભદ્રકેતુ જોશે, તે વખતે ભદ્રકેતુને સંપુરણ ખાત્રી થશે કે જરૂર મારી બેહેન રાજકુમાર પાસે આવેલી હતી, એ વખતે તેને અત્યંત ક્રોધ ચઢશે, અને તે તમામ કપડા લઈને સ્વર્ગમા ચાલ્યો જશે સ્વર્ગમા જે વખતે ભદ્રકેતુ ઇંદરને પોશાક બતાવસે, અને કહેશે કે ભદ્રમંડળ ગાધર્વ નગરના રાજાના પુત્ર મદનકુમાર ઉપર મારી બેન રૂપમંજરી મોહ પામીને ફીદા થઇ ગએલી છે અને એજ મારી બેન ધર્મભ્રષ્ટ કુલ-ટાએ આ પોશાક આપેલો હતો તે હુ ગાધર્વ નગર ભણી ફરતો ફરતો ગયેલો હતો અને તે રાજકુમાર સાથે યુદ્ધ કરીને આ તમામ લેતો આવ્યોછુ. આ પ્રમાણે પોતાની બેબ છુપાવીને આવી યુક્તિથી ઇંદ્રને વાત કરશે એજ વખતે રૂપમંજરી ઉપર તાત્કાળિક ઇંદ્ર ક્રોધ કરશે. એજ વખતે બીજો કોઈ પણ પ્રકારનો ઉંડો તપાસ કર્યા વિના તે નિરપરાધી રૂપમંજરીનુ કાંડુ પકડી તખ્ત ઉપરથી ઉતારીને સભામા એક ગુલામડીની માફક રાખશે એજ વખતે સેંકડો સિપાઇઓને બોલાવીને આણીને સભામાંથી કાઢી મુકશે; એ વખતે તે નિરપરાધી અપ્સરાની સ્થિતિ જોઇને કેટલાકને દયા આવશે, અને કેટલીક બીજી અપ્સરાઓ ખુશી થશે આવી સ્થિતિવાળી અપમાન પામેલી રૂપમંજરી વિકળ ચિતવાળી ને નવ નવિન વિચાર ઉત્પન્ન થશે. પોતા ઉપર ખોટો આરોપ આવ્યા માટે તેને ઘણીજ કાળજી થશે એ પ્રસંગે તે અપ્સરા પોતેજ વિચાર કરશે કે જ્યારે મારા ઉપર ભદ્રમંડળના રાજકુમારના પ્યાર સબંધીનો ખોટો આરોપ આવ્યો છે ત્યારે હું હવે શા માટે તે રાજકુમારને ન જોઉ !

હવે મને શાની શરમ છે ! હુ જોઉતો ખરી કે તે રાજ-કુમાર કેવો છે ' એવો વિચાર કરીને તે અપ્સરા જરૂર બાદમઙળમા રાજકુમારને મળવાને માટે આવ્યા શિવાય રહેવાની નથી, જ્યારે એમ બનશે ત્યારે તે વખતે કેવી તતબીર કરવી અને કેમ કરવુ ! તેને માટે તે વખતે મારે વિચાર કરવાનો છે; પણ અત્યારે તો એટલુજ કરવાનું છે કે પ્રાત કાળમાં ચોતરા ઉપર ખેલ બાજી ખેલી રહ્યા બાદ અને મોહીનીની દાશીને ઇદરના વસ્ત્ર આપ્યા બાદ, રાજ-કુમારને રેહેવા માટે મનોહર બાગ કે જે ઘણા વિસ્તાર-વાળો છે તે બાગમા રાજકુમારને રેહેવાનુ ઠરાવવુ જોઇએ, અને તેનુ રક્ષણ મારી જાતે કરવાની જરૂર છે. કેમકે જે સ કલના મે ગોઠવી છે તે સ કલના પ્રમાણેજ તે કરીને કદાચ રૂપમ જરી અપ્સરા રાજકુમારને મળવા માટે આવે તો તે અપ્સરા જે વખતે રાજકુમારને મળવા આવે તે વખતે મારે કેવા હાવ પેચ રચવાના છે તે મને જાતે ઠીક પડશે માટે રક્ષણ કરવાને સારૂ બીજા કોઇ અજાણ્યાની જરૂર નથી; વાર ઠીક છે એતો જગદાત્માના હાથમા છે ચાલ જીવ જરાક આરામ લઇ લઉ કેમકે પ્રાત કાળમા ઉઠીને અને ઉપર ઉપરની તતબીર પેલા રાજકુમારને શીખવીને ચોતરા ઉપર જવાનુ છે, આ પ્રમાણે પલગમા પડયો પડયો પ્રતા પરૂદ્ર વિચારની ધુનમા નિદ્રાવશ થયો.

---

## પ્રકરણ ૧૨ મું.

બીજે દીવસે સ કેત પ્રમાણે ચોતરા ઉપર રાજકુમારે બેઠક ઝમાવી હતી, આ વખતે સઘળો તમાસો જોવાને સ પૂર્ણ ઇચ્છા રાખવાવાળી મોહીની ઝરોખાની જગોએ ચક નખાવીને બેઠી હતી, ત્યા આ તરફ પ્રતાપરૂદ્રની દીક્ષા પ્રમાણે ચોતરા ઉપર ઉત્તમ પ્રકારનો ઠાઠ ઝામ્યો હતો, ચોટલામા પ્રતાપરૂદ્ર ચાંદીના મોટા ટાટમા મુકુટ, અંગરખુ ( જામો ) કટાર, વીંટી, રૂમાલ, અને તલવાર ગોઠવીને

અને એક નોકરના મસ્તક ઉપર ઉચકાવીને રાજકુમારની પાસે આવી પહોચ્યો આ વખતે રાજ તસલીમ ( સલામ ) કરીને પ્રતાપરૂદ્રે કહ્યું કે—ગરીબ પરવર ! આજે રૂપમંજરી પરી આ તરફ આવીને અમુલ્ય વસ્તુઓ આણીને મને આપી ગઈ છે તે લેઈને હું આવ્યો છું.—ને રૂપ મંજરી અપ્સરાએ આવીને એવું કહ્યું કે ગઈ રાત્રે ઈંદ્ર રાજાના આગળ મેં નાચ કર્યો હતો; જેમાં ખાસ પોતે મારા ઉપર પ્રસન્ન થઈને કહ્યું કે જે કઈ ઇચ્છામાં આવે તે માગો, તેના જવાબમા મે મારા પ્યારા, અને રસીલા રાજકુમારને માટે ખુદ ઈંદ્રરાજાનો પોશાક માગ્યો, જેમા મુગટ, જામો, રૂમાલ વીટી, કટાર અને તલવાર એટલી વસ્તુ મને ઇંદરરાજાએ બક્ષીસ કરી છે તે પોશાક રાજકુમારને માટે યોગ્ય છે એમ જાણીને હુ આપવા આવી છુ, વળી રાત્રે નૃત્ય કરવાના પરીશ્રમથી અને જાગરણ કરવાથી મારી તબીયત નિદ્રા લેવા ઇચ્છા રાખે છે માટે અત્યારે રાજકુમાર સાહેબને મારા તરફથી તસલીમ કહીને આ તમામ ચીજો તેમને આપજો હુ હવે આવતી કાલે પ્રાત કાળમા આવીશ આ પ્રમાણે કહીને તે રૂપમજરી અપ્સરા પાછા ગયા છે અને તેમણે આપેલો ઈંદ્રનો પોશાક આપની જનાબમા હુ લેતો આવ્યો છુ તે આપ સમગ્ર વસ્તુને જુવો એવી હુ ઈચ્છા રાખુ છુ—આ પ્રમાણે કહીને અને હાથ જોડીને પ્રતાપરૂદ્ર એક બાજુએ ઉભો રહ્યો

રાજકુમારે ઇંદ્રના આભૂષણ જે વખતે જોયા, તે વખતે તે એટલો તો ખુશ થઇ ગયો કે એવો મુગટ બનાવવાની શક્તી આ ભુમિ મડલમાં કોઇની હતી નહિ, તે મુગટ ઉપર ઉદય થતા સુર્યની મદ રશ્મિ તેના પ્રકાશ નેત્રને અજાવી નાંખે તેવો હતો એથી રાજકુમાર તે વારવાર દરેક વસ્તુઓ એક એકથી ચઢીયાતી જોતો વળી ઇંદ્રના હાથની તર્જની આગળીની હીરા જડીત્ર વીટી જોઇ તે વખતે પારદર્શક નગ જડેલું હતું તે નગના નીચે રૂપ-મંજરીની છબી મુકેલી હતી. અને તે છબી નીચે છેક

બારીક અક્ષરથી રૂપમંજરી એવુ લખેલું હતુ. તે જોઇને પ્રતાપરૂદ્ર તરફ રાજકુમારે જોઇને પ્રશ્ન કર્યો કે મારા પ્યારા સરદાર ! જે અપ્સરા ઉપર ઇંદ્રરાજા પ્રસન્ન છે એજ રૂપમંજરી અપ્સરાનુ ચિત્ર અર્થાત છબી આ વીંટીમાંજ લખેલુ હોવાથી જોવામાં આવે છે, અહાહા ! જ્યારે ચિત્રમાંજ આવી મોહક અને મનોહર કાન્તી દેખાય છે ત્યારે જ્યારે રૂબરૂમાં તે મળશે ત્યારે તેનો દેખાવ અવર્ણનિય હોય એમા શાનું આશ્ચર્ય ! વાહવાહ, શાબાશ, અને ધન્ય છે તે રૂપમંજરીને કે તે સર્વ પ્રકારના રસને જાણનારીય હોવી જોઈએ, સુગંધી પુષ્પમાં ભરાઇ ને મસ્ત રહેનારો ભમરો સુર્ય અસ્ત થતા પહેલા ખીલેલા કમળનેજ મળવાને આવે છે. એજ પ્રમાણે રસીલી રૂપસુંદરી રસીલા પુરૂષોને મળવાની ઇચ્છા રાખે છે. અહાહા, બલીહારી છે તારા પ્યારની કે, સ્વર્ગ વિહારની બેદરકારી રાખી જીગરના તારની મઝા જોવાનેજ તુ ફાકડી મસ્ત થઇને ફરે છે. આ પ્રમાણે દરેક વસ્તુને નિહાળીને શબ્દે શબ્દે સાબાશી આપતો અને ધન્ય ધન્ય ઉચ્ચરતો રાજકુમાર આનંદ પામવા લાગ્યો.

પ્રતાપરૂદ્રનુ ભાષણ રાજકુમાર પ્રત્યે જે શરૂવાતમાં થયું હતું તે તથા ત્યાર પછી રાજકુમારે રૂપમંજરીના વખાણ અને ઇંદ્રના આસુધણની પ્રશંસા કરી તે સમગ્ર સાંભળીને મોહનિને ખરેખરી ખાત્રી થઈ ગઈ કે રૂપમંજરીએજ ઈંદરનાં વશ રાજકુમારને આપ્યા છે; અરેરે ! સ્ત્રી શુ નથી કરી શકતી, તે ધારે તે કરી શકે છે; લાવણ્યવતિઓના નેત્ર કટાક્ષમા મોહ પામેલા સેંકડો રણધીર પરસ્પર લડી સુવા છે. તેણીને માટે કપટ બાજી રચાયલી છે અને સ્ત્રીના મોહજાળમા અને તેણીના કપટ ફંદમા ફસાયલા વિકારી પુરૂષો બંધનમાજ પડયા છે અત્યારે મારા મોહફંદમાં ચંદ્રકેતુ જો કે સ્વર્ગનો નિવાસી દેવદુત છે છતા તે ફસાયો છે અર્થાત તેને મોહ લુબ્ધ કરવાને હેતુ રૂપ સાધન હું પોતેજ છું. છતાં અત્યાર સુધી અમારો ભેદ કોઈ જાણી શકયું નથી તે તમામ મારી પોતાનીજ હરી-

ફ્રાઈ છે. ત્યારે તે રૂપમંજરી સ્વર્ગમાં રહેનારી અને ઈંદ્રને વશ કરનારીમાં ઓછી હુશિયારી હોયજ શાની ! તે સ્ત્રી જેમ ધારે તેમ કરી શકે; વળી સ્વર્ગમા સંચરનારી, અને દેવોના મન રંજન કરનારી, નંદન વનમાં વિહાર કરનારી અપ્સરામા યુક્તિયો ઘણીજ હોય છે; અજ્ઞાન મનુષ્યને છેતરવાની શકતી સાધારણ સ્ત્રીયોમાં હોય છે તો દેવ વર્ગને છેતરવાની શક્તિ તે અપ્સરામાં અસાધારણ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી માટે તે અપ્સરા રાજકુમારને મળવા કોઇ એવી યુક્તિથી આવે કે કોઇને ખબર પણ પડે નહી, છતાં પેલો પોતાની બેહેનનુ નાહક ટાયલા રૂપ વખાણ કરનારો ભદ્રકેતુ શુ જાણે ! આ પ્રમાણે વિચારના વમળમાં ફસાયલી મોહનિયે તુરતજ પોતાની લવિંગિકા દાશીને તે ચોતરા તરફ મોકલવાને આજ્ઞા આપી, અને ફુળરૂમા તે ચતુર લવિંગિકાને યોગ્ય સલાહ બતાવી દીધી, તે પ્રમાણે તે દાશી અતિ સત્વરથી ચોતરા આગળ રાજકુમાર સામે આવીને તસલીમ કરીને ઉભી રહી; પછી કહેવા લાગી કે મારા બાઈજી સાહેબે આપને ઝવાર કહ્યા છે અને કહ્યુ છે કે ઇંદ્ર મહારાજના અંગનાં ભૂષણ મારા બાઇ સાહેબને જોવાની ઇચ્છા થઈ છે માટે કૃપા કરીને આપશો, આ વખતે પ્રતાપરૂદ્રે બે ડગલા આગળ મુકીને તે લવિંગિકા દાશીને કહ્યુ કે ભલે આ વસ્ત્રાદીક ઇંદ્રરાજાની ચીજો લઇ જાઓ; પણ શરત એટલી છે કે તે તમામ અમને પાછા મળવા જોઇએ કેમકે રૂપમંજરીએ ખરા પ્યારથી જે વસ્તુ બક્ષીસ કરી છે, તે વસ્તુ ખુદ સ્વર્ગમાં નિવાસ કરનારા દેવ સમુદાયના રાજા ઇંદ્રની છે, તેથી તે વસ્તુ અલભ્ય છે માટે અમને આવતી કાલે પાછાં મળે તો આપીયે—પ્રતાપરૂદ્રનું વચન સાભળી દાશીયે તે પ્રમાણે પાછા લાવવાની કબુલત આપી, એટલે પ્રતાપરૂદ્રે તમામ ચીજો અર્થાત મુકુટ, જામો, રૂમાલ, કટાર, તલવાર અને વીંટી એ તમામ ટાટની અંદર મુકીને આપી દીધુ લવિંગિકા ઝવાર કરીને તથા ઘણા માન્ય સાથે રાજકુમારનાં વારણા લઈને અને ટાટ મસ્તક ઉપર મુકીને

ચાલતી થઇ ત્યાર પછી તુરતજ તે ચોતરા ઉપરથી પ્રતાપરૂદ્ર અને રાજકુમાર રાજદ્વાર તરફ ચાલતા થયા.

આ તરફ મોહીનીયે ઇંદ્રરાજાનો મુ૾ટ, રૂમાલ, તલવાર વીગેરે તમામ વસ્તુઓ તપાસી તેમા ઇંદરના હાથની આંગળીની વીંટી જોઇને અને તે વીટીમા રૂપમંજરી મારા ધણી ઉપર મોહ પામેલી સ્વર્ગમાથી આવી હતી; અરે હાય, પેલો ભદ્રકેતુ કેવળ વિશ્વાસુ અને ભોળીયોજ જણાય છે. હવે તો તેના દીલાસા ઉપર કંઈજ વિશ્વાસ રાખવો નહિ. જે થયુ તે ઠીકજ થયું છે અત્યાર સુધી તો તે લફંગો એમજ કહેતો હતો કે રૂપમંજરી નામની બીજી અપ્સરા કદાચ સ્વર્ગના ફળ અને મેવા લાવીને રાજકુમારને આપી જતી હશે, અરે ! પણ હવે તો તે ભદ્રકેતુ જ્યારે આ વસ્ત્ર જોશે ત્યારે તેનું મુખ કાળુ ઠીકરા જેવુ થઈ જશે ચાલ જીવ ! જે થયુ તે ઠીકજ થયુ છે; પાપી માણસનુ પાપ છુપ્યુ રહેતું નથી, અલબત ! તે લફંગી રૂપમજરી શું ન કરી શકે ! ઇંદ્ર જેવા ચતુર અને સુઘડને ઉંઘતો મુકીને ભટકતી ભટકતી મારા ખાવીંદને મોહપાસમા નાંખવાને સ્વર્ગમાંથી આવે છે એ શું નાની સુની વાત છે ! અરે હાય ! હવે તો તે વૈર લીધા વિના હું રહેવાની નથી પણ પીટયો ભદ્રકેતુ શુ જોર મારે છે તે હવે રાત્ર પડયા પછી વાત છે, આ પ્રમાણે અનેક પ્રકારના વિચાર કરતી સતાપમાં ડુબેલી મોહીની કયારે રાત્ર પડે એવી ઈચ્છા રાખીને અજપાના સપાટામા આમ તેમ પલગમા આળોટયા કરતી હતી, એમ કરતા કરતા એવીજ સ્થિતીમા સઘળો દિવસ વ્યતીત થયો અને સધ્યાકાળ થઈ, લગભગ રાત્રિના બાર વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. છતા ભદ્રકેતુને રીજાવવાને માટે મોહનીયે પોતાના અગ ઉપર સ્રુંગાર બીલકુલ ધારણ કર્યો નહોતા, માત્ર સહેત વસ્ત્ર પેહેરીને પલગ ઉપર ક્રોધાવેશથી તરફડીયાં મારતી હતી. આ વખતે પ્રતાપરૂદ્ર આવ્યો નહોતો હવે તેણે તે સ્થળમાં આવવાનુ બધ કરી નાખ્યુ હતું. શા માટે તે ન આવ્યો તે

બાબત પ્રતાપચંદ્રની ગોઠવણો હવે પુર્ણ થઇ હતી બરાબર વખત થયો તેજ વખતમાં ભદ્રકેતુ નિત્ય નિયમ પ્રમાણે દેખાવથી એજ પલંગ પાસે આવીને ઉભો રહયો. તે વખતે તુરતજ ક્રોધથી તૃપ્ત થએલી મોહિનિએ ભદ્રકેતુને તિરસ્કાર આપીને પેલા ઇંદ્રરાજાના વસ્ત્ર, હથિયાર વિંટી વિગેરે બતાવ્યા, પછી રીસમા બોલી ઉઠી કે, તુ જો અને તારી બંન્ચો આખ્યો ઉઘાડીને જો; તપાસ કર, કે આ વસ્ત્ર તારી પતિવ્રતા રૂપમંજરીને ઇંદ્રે બક્ષિસ કરેલાં ખરાં કે નહિ ! એજ વસ્ત્ર મારા ધણીને આણીને આપનાર કોણ ! આ પ્રમાણે કહીને તે મોહીની ભદ્રકેતુ સમીપ ટગર ટગર જોવા લાગી, જેમા તેણીનો હવે એજ હેતુ હતો કે આ સઘળી ચીજો જોઇને ભદ્રકેતુ કેવા પ્રકારનો જવાબ આપે છે.

પેલી તમામ ચીજો ભદ્રકેતુએ હાથમાં પકડીને તપાસી જેમા ઇંદ્રના હાથની તજની આંગળીની વીટી જોઇને અને તે વીટીમા રૂપમંજરીની છબી અવલોકન કરીને તેના હ્રુદયમાં તુરતજ કોપાગ્રી સળગી ઉઠયો, એજ વખતે તેના શરીર ઉપરના તમામ રોમ ખડાં થઈ ગયા એજ વખતે તેના નેત્ર અંગારાની માફક ચળકવા લાગ્યા; એજ વખતે તેનું સઘળુ શરીર ક્રોધાવેશથી તડતડવા લાગ્યુ; પછી મોહીનીને કહેવા લાગ્યો કે તારા નાહાન ધણી રાજકુમારને તેના મેહેલમાથી પકડીને આકાશમા લઇને કોઇ શીલાતલ ઉપર પછાડીને યમદ્વાર પોહોચાડુ તો પછી રૂપમંજરી શું કરવાની છે ! વળી તને પણ જન્મારાની ડખલ પંચકની નીરાંત થઇ જશે. આમ કહીને ભદ્રકેતુ પોતાના દાંત કચકડવા લાગ્યો; આ તમાસો જોઇને મોહીનીએ કહ્યું કે કુતરાને પથરો મારવામા આવે છે ત્યારે પથરાને બચકુ ભરવા જાય છે, પણ પથ્થર મારનારના સામે થતો નથી. એજ પ્રમાણે તારી અક્કલની બલીહારી અત્યારથીજ મેં જોઈ લોધી રાજકુમારનો એમા શો દોષ છે ! શું રાજકુમાર સ્વર્ગમા તારી બેહેનને બોલાવવા માટે ગયો હતો ! અરે ગમાર ! તારી બેહેનના અવગુણ ઉપર શા માટે ધ્યાન

નથી આપતો ! તારી બહેનેજ મારા આવિંદને લલચાવવાનો મારગ શોધી કાઢયો છે; આ પ્રમાણે કહીને મોહીનીએ પોતાની ભ્રકુટી ઉચી ચઢાવી લીધી.

મ્હારા વાંચક મિત્રો ! જુવો કે સ્વર્ગમા નિવાસ કરનાર દેવનો દુત કેટલો બધો બળવાન છે કે તે ક્ષણમાત્રમાં, પર્વતના શ્રુગને તોડી પાડે તેવો છતાં આ વખતે મોહિનિનાં કટુક વચન તથા અપમાન ભરેલા શબ્દોનું સહન કરીને બોલ્યા ચાલ્યા વિના પાળેલા બળદની માફક ઉભો રહ્યો છે અરે એજ મોહ લુબ્ધનુજ નિશાન છે; મોહથી વશ થએલો માણસ બીજા કોઈ પણ અવગુણ ઉપર ધ્યાન આપી શકતો નથી. લોભી માણસ જેવી રીતે દ્રવ્યની લાલસા પૂર્ણ થવામા અપમાનની પરવા રાખતો નથી, તથા જેવી રીતે કામી માણસ લાજ મર્યાદાનો ત્યાગ કરીને નીચ સ્ત્રીઓનો સંગ કરવામા અને ભટકવામા કાંઇજ વિચાર કરતો નથી, તેવી રીતે મોહિનિના રૂપ ઉપર ફિદા થએલો દેવદુત ભદ્રકેતુ મોહિનિના કડવા વચનોની પરવા નહિ રાખતા પોતાની બેન ઉપર અત્યંત ક્રોધે ભરાયેલો કેટલીક વાર બોલ્યા વિના વિચારમાને વિચારમા શુન્ય બની ગએલો પલગની પાસે ઉભો રહ્યો

તે ભદ્રકેતુને પુરેપુરી ખાત્રી થઇ કે મારી બેન રૂપમંજરીને ઇંદ્રે બક્ષીસ કરેલો પોશાક આજ છે અને તે પોતે રાજકુમારને આપવા સારૂ આવેલી છે; માટે હવે એ બાબતનુ વેર વાળ્યા શીવાય હું રેહેવાનોજ નથી. આ પ્રમાણે સાહસ વિચાર કરીને પેલા પોશાકની પોટલી સત્વરથી બાંધી લીધી. અને કટાર તથા જામૈયો કમરમા બાંધી દીધો, અને વીટી હતી તે પોતાની આંગળીમા પહેરીને મોહનિને કહેવા લાગ્યો કે અત્યારે હું ક્ષણમાત્ર પણ અત્રે ટકવાની ઇચ્છા રાખતો નથી. આજે ઈંદ્રની સભા ભરાયેલી છે. તેમાં રૂપમંજરીનો નાચ થવાનો છે. માટે હું આ તમામ ચીજો લઇને ઇંદ્રને બતાવુ છું. જેથી ઇંદ્ર ક્રોધે ભરાઇને એ રાંડ રૂપમંજરીને સભામાંથી અપમાન

આપાને કાઢી મુકશે, અને આ પોશાક પાછો અત્રે યુક્તિથી લેતો આવીશ, કેમકે બક્ષિસ કરેલો પોશાક ઇંદ્ર કદી પણ પાછો લેજ નહી તેમજ હું પણ વિનતી કરીશ કે તે પોશાક પાછો આપવાની શરતથી હુ અત્રે લાવ્યો છુ

ભદ્રકેતુનુ વચન સાંભળીને મોહનિને સતોષ થયો, કેમકે ઇંદ્રની માનિતી રૂપમજરીનુ અપમાન થવામા અને સભામાથી દુર થવામા મોહિની ખુશી હતી, તેથી તેને ક્ષણવાર પણ નહી રોકતા સ્વર્ગમા જવાને પોતાની મરજી બતાવી તેથી ક્રોધે ભરાયેલો જોશભેર ભદ્રકેતુ સ્વર્ગ ભણી ચાલ્યો ગયો

---

## પ્રકરણ ૧૩ મું

જો કે પ્રતાપરૂદ્ર પોતાના ગુરૂભાઇ ધનજયરાજા પાસે બેસીને હરરોજ ભોજન લેતો હતો, તે વખતે બીજી વ્યવહારીક અનેક વાતો ચાલતી હતી યદ્યપિ પેલી મોહિનિના માટે કેવો પરિશ્રમ કરવામા આવ્યો અને તે બાબત કેવી કેવી યુક્તિયો યોજી હતી તે વાત ધનજયને પ્રતાપરૂદ્રે બીલકુલ કહી નહોતી; તેથી પ્રતાપરૂદ્ર પ્રત્યે ધનજયે સ્વભાવીક પ્રશ્ન કર્યો કે ભાઇ ! તમે મારી જોડે ભોજન લીધા પછી આખો દિવસ શા કામમાં વખત ગાળો છો ? તેના ઉત્તરમા પ્રતાપરૂદ્રે કહ્યું કે જે કામમા મ્હે વખત ગાળ્યો છે તે કામમા હુ ફતેહ પામ્યો છુ આટલા શબ્દો સાભળતાજ ધનંજયને પ્રતાપરૂદ્રની હકીકત જાણવાની ઇચ્છા થઇ, અને વારવાર આગ્રહ કરવા લાગ્યો. આ વખતે ફક્ત રાણી અને વસતકોકિલા એ બન્યો નજીકમાજ હતા, તેમાં વસતકોકિલાની દૃષ્ટિ પ્રતાપરૂદ્રના મોહક ચેહેરા ઉપર અડગ રહેલી હતી આ સબધિમા પ્રતાપરૂદ્રે શરૂવાતથી તે અત્યાર સુધીમા મોહનિને માટે પોતાના હાથથી જે જે કાર્ય કરવામા તે તમામ હકીકત પુરી રીતે કહી સંભળાવી —તમામ વાત સાભળતાંજ ધનજય બોલી ઉઠયો કે

શાબાશ પ્રતાપરૂદ્ર ! તમે ઇંદ્રસભામાં પ્રવેશ કરીને જે યુક્તિ લડાવી છે તેવી યુક્તી લડાવનાર કોઇ છેજ નહી તમારા જેવુ સાહસ કામ કરવાની ધૈર્યતા હુ બીજા કોઈમા દેખતોજ નથી, એમ કહીને ઘણીજ મમતાથી અને પ્રેમથી ધનજય રાજા પ્રતાપરૂદ્રને પોતાના હૃદયે ચાપ્યો. તે સાથે પ્રતાપરૂદ્રની બહાદુરી જાણીને ધનજય ઘણુજ આશ્ચર્ય પામ્યો, પછી ધૈર્યતાથી પ્રેમદ્રષ્ટિ કરીને ધનજયે પ્રતાપરૂદ્રને પુછયુ કે હવે તમે શુ કરવા ધારો છો તેના ઉત્તરમાં પ્રતાપરૂદ્રે જવાબ આપ્યો કે હવેની પ્રેરણા માટે પ્રથમથી હુ કઇજ કહેવા માગતો નથી પણ મારા વચનથી આધીન થએલા મદનકુમારને હવે મોતીબાગમા ગઇ કાલથી બગલામા નિવાસ કરાવ્યો છે અને તેની ચોકી રાત્રદીવશ હું જાતે કરવાનો છું. આવી ગોઠવણમા શુ થાય છે તેનો પરિણામ થોડા દીવશમા જણાઇ આવશે હવે હુ આપની સાથે ભોજન માટે બેશી શકીશ નહી પણ હુ અને રાજકુમાર બન્ને બાગમાજ ખાણુ ખાઇશુ અમારો ઉતારો અત્યારથી પરિણામ જણાતા સુધી બાગમાજ રહેવાનો છે; માટે કદાચ મારી જરૂર પડે તો કૃપા કરીને દિવસે તે બાગમા આવીને મને મળશો, અને હવે હુ રાજા લઉંછુ. એમ કહીને ધનજયની આજ્ઞા લઈને પ્રતાપરૂદ્ર બાગ તરફ ચાલ્યો ગયો

આ વખતે તુરતજ જનાનખાનામા બેઠેલી વસતકોકિલા મહેલના છજામા આવીને ઉભી રહી; અને પ્રતાપરૂદ્રને રસ્તે જતા નિહાળવા લાગી. પ્રતાપરૂદ્રે તે તરફ દ્રષ્ટિ કરી એટલે તે વસંતકોકિલાએ પ્રેમાળ નેત્રથી મળનાની આતુરતા જણાવી; એજ નેત્રથી વિયોગથી વિરહ વેદનાનું સ્વરૂપ બતાવીને નિશ્વાસ મુકિત ઉભી રહી; આ તમામ જોઇને તે વસતકોકિલાનો આભાર માનીને પ્રતાપરૂદ્ર ઘણી ઝડપથી આગળ વધવા લાગ્યો. છેક જ્યારે દ્રષ્ટિથી દુર થયો ત્યારે વસંતકોકિલા તે છજામાથી પોતાના ખાનગી પુસ્તકો વાચવાના ઓરડામાં જઇને બેઠી, અત્યાર સુધીમાં વસંત-

કોકિલા પ્રતાપરૂદ્રને માત્ર જોઈનેજ તરસાયાં કરે છે ત્યારે આ તરફ રાજભક્ત પ્રતાપરૂદ્ર માત્ર પોતાની ફરજ પુરી પાડવાના લક્ષમાંજ ગુથાયો છતા વસંતકોકિલાના રહય વેદના ઉપર દરકાર રાખતો નથી. અહાહા ! વસંતકોકિલાના નિર્મળ રહયને ધન્યવાદ આપવામા આવે છે. કેમકે જ્યારથી પેલા ગુપ્ત અવાસમાથી પ્રતાપરૂદ્રના સહાયથી છુટી છે ત્યારથી તે રાજકન્યા તન મનથી પ્રતાપરૂદ્રને વરી ચુકેલી છે અને તેમ બનવાની તથા પ્રતાપરૂદ્રનુ અવર્ણનિય પ્રાક્રમ જોઈને ધનજયના મનમાં જે અસર થઈ હતી તે મારા વાચક મિત્રો વાચી ગયા છે યદ્યપિ વસંતકોકિલાના હૃદયમાં તાલાવેલી ( ઉતાવળ ) એવી લાગી રહેલી છે કે પ્રતાપરૂદ્ર સાથે મારો પિતા મારા લગ્ન કયારે કરે કે હુ હવે મર્યાદા રહિત થઈને મારા પ્રાણુપતિને મળું ! આ વખતે વસંતકોકિલાની ઉમર ઓગણીસ વરસની હોવાથી દૃઢ અંગવાળી છતા રૂપમા ખીલેલા ગુલાબ પુષ્પ જેવી દેખાવમા શોભતી હતી આ વખતે તેના અંગ ઉપરના દરેક રોમમાં કામ વિકારે નિવાસ કરેલો છે આ વખતે તેણીના રહયમા સુખ વિલાસની ગુથણી ગુથાયા કરે છે. ત્યારે આ વખતે ધનજય રાજા પ્રતાપરૂદ્ર કામથી ઝટપે એટલે તેના લગ્ન કરી નાખું એટલાજ વીચારમા વિલબથી બેસી રહેલો છે. આ તરફ જ્યારે તેમ છે ત્યારે આ પક્ષ તરફ વસંતકોકિલા અધિરી બની ગએલી વારંવાર પ્રતાપરૂદ્રના દિદાર જોવાને સ્વાતીબુંદનો તલબગાર ચાતક માફક બની ગએલ બાહાવરી દેખાય છે, યદ્યપિ તે વસંતકોકિલા દૃઢ વિચારવાળી અને નિતિજ્ઞ એવી હતી કે ગમે તેવી વિપત્તિ પડે તો પણ મર્ણકાળ પર્યંત પોતાનો નિશ્ચય છોડે તેવી નહોતી. યદ્યપિ પ્રતાપરૂદ્રે કરેલો ઉપકાર તેણીના રહયમાં સજ્જડ રહેલો હતો. તે સાથે પ્રતાપરૂદ્રનું પ્રાક્રમ, શૌર્ય, બળ, દૃઢતા, દૃઢ અંગ, તે અને ખુબસુરતપણું એમ સમગ્ર ઉપર વસંતકોકિલાએ વિચાર કરીને તેણીએ પસંદ કર્યો હતો. વળી પસંદગીની સાથે પ્રતાપરૂદ્રની

સાથે કાંઇ પહેલીજ મુલાકાત નહોતી. તેણીનો સહવાસ ગુપ્ત અવાસમા પ્રતાપરૂદ્ર સાથે ગાઢો થએલો હતો; તેમજ પોતાના પિતાજીના અંતઃકરણમા પ્રતાપરૂદ્ર ઘણુજ પ્રેમ સાથે વશેલો હતો વળી તે નિમકહલાલ, સત્યવક્તા, અને સાહસ કૃત્ય કરનાર રાજ ભક્ત હોવાથી વસતકોકિલા પ્રતાપરૂદ્ર ઉપર સંપુર્ણ મોહ પામેલી હતી. યદ્યપિ હજી પીતાજી માટે લગ્ન સાધવાને કેટલાંક કારણોનો પરિણામ આવ્યા બાદ તક લેવાના છે એમ વસતકોકિલા પોતાના મનમા સમજીને ઘણી અધીરી બની ગયેલી હતી. જેમાં એજ તક જોતી કે હું મારા પ્યારા પ્રતાપરૂદ્ર સરદારને અંક ભરીને ક્યારે ભેટિશ ! આવા વિચારમા ગર્ક થઇ ગયેલી પોતાના ખાનગી પુસ્તકાલયમા બેઠી બેઠી વિચારમાં ગુથાઈ ગઇ હતી, અને એવાજ વિચારમા પોતાનો સઘળો દીવસ અને રાત્રીનો વખત વ્યતિત કર્યો કરતી હતી.

પ્રતાપરૂદ્ર મોતીબાગમા જઇ પોહોચ્યો અને તેણે હજારો માણસોને કામે લગાડીને બાગનો પાચ કોસ સુધી લબાઇનો વિસ્તાર કરવા માડ્યો જેનો આજુબાજુનો ઘેરાવો પદર કોસ સુધી થાય તેવુ કામ કરવા માડ્યુ જો કે તે બાગ મોટા વિસ્તારવાળો હતો તો પણ તેથી બમણો મોટો કરવાનુ કામ પ્રતાપરૂદ્રે આરભ્યુ હતુ આ પ્રમાણે કામ થવામા કેટલાક દિવસ ગયા ત્યાર પછી એક વખત સૂર્ય ઉદય પહેલા અર્થાત્ પૂર્વ દીશાનો આકાશ અને પૃથ્વિના સાધા નીચે સૂર્ય ઉદય થવાની તૈયારીનો શ્વેત ભાસ જે વખતે જણાય છે. તે વખતે એજ મોતીબાગના સુશોભિત ઝાપાનુ બારણુ ખુલ્લુ કરીને કોઇ નવયૌવના સ્રગાર રસને પુર્ણ દિપાવનારી વિદ્યુતની માફક જેનાં કપડાં ચલક પલક કરી રહ્યાં છે તેવી સ્ત્રીએ બાગમાં પ્રવેશ કર્યો ત્યારે આ તરફ બાગના સુશોભિત બંગલા ફુવારા આગળ હાથમાં ખુલ્લી તલવાર લઇને રક્ષણ કરવા અર્થે પ્રતાપરૂદ્ર આમ તેમ ડગલાં ભરે છે. બાગના ઝાપાનો માર્ગ આટોપીને છેક બાગમા પ્રવેશ કરતી મનોહર સ્ત્રીને આવતી

પ્રતાપરૂદ્રે દીઠી, પ્રાતઃકાળનો બાલ સુર્ય જેમ દેખાય તેજ પ્રમાણે તે અદ્દભુત સ્વરૂપવાળી સ્ત્રીના મસ્તક ઉપર મણિ જડીત્ર મુકુટ શોભતો હતો, વળી તેણીના દિર્ઘ ભાલમા મૃગમદ મિશ્રિત ઉર્દ્ધ ક્ષોરી કરેલી હતી, તેણીના તુંગ અને ગોળ કપોલ પ્રદેશ ઉપર સ્યામ બીંદુ હતો તેથી જગત માત્રને ભુલાવો આપે તેમ હતુ, તેણીની નાશિકામા નથ જુલતી હતી ને નથના અગ્ર ભાગમા ચળકતુ મોતી પ્રવાલ જેવા ઓષ્ટ ઉપર આવી ગયેલુ. ઓષ્ટની લાલાઈથી મોતીનો રંગ પણ લાલ જણાતો હતો તેણીના નેત્ર અંજન પક્ષી જેવા ચપળ હતાં અને બને કાનના મધ્ય પ્રદેશની રેશા સાથે સબંધ આપનારી આખ્યો દીર્ઘ અને રસિક હતા યદ્યપી તે નેત્રથી તે સ્ત્રી ચારે બાજુ મૃગની માફક જોયા કરતી હતી, તેણીના ગળામા અમુલ્ય હાર તેણીના સ્તન સંપુટના મધ્ય ભાગમા આવી ગયેલો જાણે બને પર્વતને ભેદીને ધવળ રગવાળી ગગા વહ્યા કરે તેમ જણાતુ હતું જો કે ઉદય સૂર્યની શરૂઆતમા તે કમળ જેવા મુખવાળી છતા સુર્યથી કમળ પ્રફુલ હોવુ જોઇએ પણ તેમ ન બનતા તે કમળ મુખ પ્રફુલ ન હતુ જો કે તેણીના નેત્ર ખંજન પક્ષીના નેત્ર જેવા ચપળ હતા પણ તે નેત્રમા પરિતાપ અગ્નિનો જાણે નિવાસ હોયનિ ! તેમ અનેક વિચારના ગુથન જાળમા મદ મંદગતીવાળા જણાતાં હતા, આ વખત તેણીનુ મુખ સ્મિત હાસવાળું નહી છતા સોચ સંકોચ યુકત હતુ, તેણીના હૃદય ઉપર હાથ મુકાયલો હતો, તે શુ હારને સાચવતી હતી ! પણ તેમ ન હતું યદ્યપી હૃદયમા પરિતાપ અગ્નિ પ્રજવલિત થએલાથી થતી વેદનાને દુર કરવા હાથ મુકાયલો હતો. જો કે તે ચપલ ચાલ ચાલવાવાળી હતી છતાં ચમકતી અને વિચારમાં ડુબેલી ધીરે ધીરે ચાલતી હતી; તેણીના પગમા નેપુરનો ખણુખણાટ થઇ રહ્યો હતો, એવી ચદ્રવદની જ્યા પ્રતાપરૂદ્ર ફુવારા આગાળ ચોકી ફરતો કરયા કરે છે એજ જગોએ આવીને ઉભી રહી, એજ વખતે ખબરદાર આ બાગમાં

રજા શિવાય કોણ આવે છે એ પ્રમાણે કહીને પ્રતાપરૂદ્રે પેલી આવનાર તરૂણ મસ્ત યોવનાની સામે જોયુ.

તરૂણ સ્ત્રી—( પ્રણામ કરીને ) હે ભાઇ ! હું તમને અભિનંદન કરૂ છુ.

પ્રતાપરૂદ્ર—ઘણીજ ખુશીથી તમારૂં અભિવંદન હું સ્વીકારૂ છુ, આવો બસો આ કુવારાના ધવલ સ્થાન ઉપર બેસીને તમારૂ આ તરફ આગમનું કારણ શુ છે તે કહેશો.

તરૂણ સ્ત્રી—( નિશ્વાસ મુકીને ) અરે શિવ શિવ શિવ શિવ, આગમનનુ કારણ શું કહુ ! મારા ઉપર ગુજરેલા આફતનો અત અહિયાજ માલુમ પડયો છે

પ્રતાપરૂદ્ર—અરે રામ રામ, એવું કેવુ બન્યુ હોય કે આ અમારા શિરછત્ર પુર્ણ પરાક્રમી રાજકુમારના પવિત્ર અવાસમા તમારા જેવા સદગુણી સ્ત્રીને માટે આફતનો અત હોય ! હુંતો એમ સમજુ છુ કે તમો ઉપર ગુજરેલી આફતમાં કાંઈ મદદ માગવા ઇચ્છતા હશો

તરૂણી સ્ત્રી—ના, ના તેમ નથી પણ પડેલી આફત માટે આ સ્થાનકનો મારે માથે અનાયાસ આરોપ આવી પડયો છે; હુ મદદ શું માગુ ! જ્યાથી મારા ઉપર આફત આવી છે ત્યા કોઇના પણ મદદ ચાલે તેમ નથી, યદ્યપિ મારા હૃદયની નિરાશાએજ મને અહિયા ખેચી આણી છે.

પ્રતાપરૂદ્ર—તો શું ! તમે રાજકુમાર સાહેબતેને મળવા ઇચ્છા રાખો છો !

તરૂણ સ્ત્રી—હા, તેઉ વીર પુરૂષના દર્શન કરવાની ઇચ્છાએ હુ આવી છું

પ્રતાપરૂદ્ર—હું તેમનો રક્ષકર છુ માટે પુરેપુરો ભેદ જાણ્યા વિના તેમની તમારી મુલાકાત કરાવવી એ જોખમ ભરેલુ હુ માનું છુ.

તરૂણ સ્ત્રી—ભેદ માત્ર તેમને મળવાનોજ છે;

પ્રતાપરૂદ્ર—તમે સ્ત્રી જાતી છતાં તેમને (રાજકુમારને) તમે મળવા ઇચ્છો છો તેમાં શો હેતુ સમાયો છે ! તે હું

જ્યા સુધી જાણી શકયો નથી ત્યાં સુધી તમને તેમની ભેટ લેવાને હું પરવાનગી આપી શકતો નથી.

તરૂણ સ્ત્રી—તો શું ! તમે તેમના પુર્ણ વિશ્વાસુ અને એક અંગી જણાઓ છો !

પ્રતાપરૂદ્ર—હા, તે રાજકુમારની જીંદગીમા વિશ્વાસુ અને તેનું હૃદય કહો તો હુ એકજ છુ બીજો કોઇ નથી.

તરૂણ સ્ત્રી—હા, મને પણ તમને જોતાજ ખાત્રી થાય છે કે તમે ઘણા ચતુર, વિચિક્ષણ, અને દ્રઢ વૃત્તિ સંકલ્પમા સબળ છો તેથી કહું છું કે હુ મોહોટી આફત ભોગવનારી રાજકુમારના દિદાર જોવા આવી છું.

પ્રતાપરૂદ્ર—જો કે મને કહેવા જેવી વાત હોય તો નિર્મળ મનથી મને કહો. નહિતો તમારા હૃદયની છુપી વાત જાણવાને હું કાંઇ જીજ્ઞાસા રાખતો નથી, કેમકે તે ગમે તેવી વાત હોય તો તેમા મને કાંઇ હાની કે લાભ નથી.

તરૂણ સ્ત્રી—વાહ વાહ, સાબાશ શરદાર ! તમારૂ હૃદયજ કહી આપે છે કે તમે પવિત્ર મનના અને સત્ય બોલનારા જણાઓ છો અને તેથીજ હવે મુખ્ય ભેદ ટુંકી હકીકતથી એજ જણાવુ છુ કે, સ્વર્ગના ઇંદ્રરાજાની હુ માનીતી રૂપમંજરી નામની અપ્સરા છુ આજથી દશ દીવસ ઉપર મારા નાચથી અને ગાયનથી ઇંદ્ર પ્રસન્ન થયો હતો. તેણે મારી માગણી પ્રમાણે પોતાનો પોશાક મને બક્ષ્યો તે પોશાક મારો વિશ્વાસુ તબલચી મારી પાછળ છે એમ જાણીને મે સભા તરફ નજર કરેલી કાયમ રાખીને મારી પાછળના ભાગમાં મેં મારો હાથ લાંબો કરીને આપ્યો. યદ્યપી પછીથી એમ જણાયું કે મારા તબલચીને આંખો દુખવા આવેલી હોવાથી તેણે મૃદંગ વાદ્યનું કામ કોઇ બીજો તેની પાસે બેઠો હતો તેને સોપ્યું હતુ; એટલે જે બીજો કોઇ હતો તેણે પોશાક લઇ લીધો. ગાયન પુરૂ થયુ હતુ. તેથી સભામા ઘણી ભીડને લીધે મારો તબલચી

ભિહુમ રહ્યા. અને પોશાક જેના હાથમા આવ્યો તે ગુમ થઈ ગયો. અદ્યાપિ સુધી તેનો પત્તો લાગતો નથી. પણ આશ્ચર્ય એજ લાગ્યું છે કે મારો ભાઈ ભદ્રકેતુ એ પોશાક લઈને ઇંદ્રરાજા આગળ રજુ કર્યો જેમાં એજ મારો ભાઈ ભદ્રકેતુ ઈંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો કે જેને તમે બહુજ ન્હાઓ છો તે આ મારી બેહેન રૂપમંજરી કુલટા આચરણવાળી ભટકી અને વિશ્વાસઘાત કરવા વાળી તમે બક્ષિસ કરેલો પોશાક ભદ્રમંડલ નગરના રાજાના રાજપુત્ર મદનકુમાર છે તે ઉપર આશક થઈને તેને આપી આવેલી હતી તે પોશાક કોઈ બીજી યુક્તિથી મારી પાસે આવવાથી અને તે પોશાક પાછો તે જગોએ પોચાડવાની શરતથી આપને બતાવવા સારૂ આવ્યો છુ આ પ્રમાણે બોલીને તે પોશાક ઇંદ્રિરાજાના હાથમાં આપ્યો. પોતાનો પોશાક ઇંદ્રે ઓળખ્યો, વધારેમાં વધારે સાબીતી પોતાની આગળીમાં નિરંતર જે વીંટી રાખવામાં આવતી હતી તે વિંટીમા મારી છબી હતી એ વીગેરે સમગ્ર વસ્તુઓ જોઈને ઇંદ્રને પગથી તે માથા સુધી ઝાળ લાગી; ક્રોધરૂપી અગ્નિ એકદમ તેમના શરીરમાં ફેલાઈ ગયો. જગતને નાશ કરવાને માટે સદાશિવના હૃદયમાં પ્રગટ થએલા કોપથી જેમ ત્રીજુ નેત્ર ખુલ્લુ થાય છે તેમ ઇંદ્રનો કોપ મારા ઉપર થયો જેથી કોપમાંને કોપમા મને જે પ્રશ્ન કર્યો તેનો ઉત્તર મેં નિખાલસ મનથી ખરેખરો આપ્યો હતો; અને તે આપેલા ઉત્તરની ચોકશી મારા સહૃદીએ પોતાની આંખો ફુખવા આવ્યાનુ કારણ જણાવ્યું. અને બીજો કોઈ નરઘાં બજાવનારો હતો તેમ કહીને તે વૃદ્ધ સહૃદી ઉભો રહ્યો પણ પોશાક કોણ લઈ ગયું તેના માટે કાંઈ પત્તો લાગ્યો નહી યદ્યપી ઇંદ્રરાજાએ એજ તર્ક કર્યો કે છિનાળ અને બદ ચાલની વર્તણુંક જ્યારે કુટેલ સહૃદી હોય છે ત્યારેજ કાયમ રહે છે—સબબ સહૃદી પણ તેવોજ છે. અને નક્કી ખાત્રી થાય છે કે રૂપમંજરી પોતેજ ભદ્રમંડલના રાજકુમાર ઉપર આશક થએલી તે

-જાતે મારો પોશાક આપી આવેલી હતી, એટલું કહીને એજ દેવ સભામાં મને અપમાન કરીને; તિરસ્કાર આપીને તથા અનેક ગાળો ભાંડીને બાહેર કાઢી. મેં ઘણીએ આજીજી કરી, વળી મારા ઉપર મિથ્યા આરોપ આવ્યાના સબબથી હું ઘણીજ ગળગળી બની ગઇ; વળી બ્હાવરી બનેલી છતાં રૂદન કરવા લાગી, હાય પીટ કરવા લાગી, તે સાથે રદય નરમ થવાથી નેત્રમાથી શ્રાવણ અને ભાદ્‌-પદના વરસાદની પેઠે વારવાર આસુ વહ્યા જતાં હતાં તોપણ મારા ઉપર ઇદ્રને લેશ પણ દયા આવી નહી. પણ ઉલટામાં ક્રોધનો વધારો થયો. મારૂ કાડુ દુતો પાસે પક-ડાવીને ગડદા અને લાતનો પ્રહાર કરાવીને બાહેર કાઢી. ત્યારથી હું દુખ સ્થિતિમાં બાહાવરી બની ગઇ છુ. અને છેવટે એજ વિચાર આવ્યો કે જ્યારે મારા ઉપર ભદ્ર મ ડલના રાજકુમાર સાથે મિત્રાચારી કર્યાનો આરોપ આવ્યો ત્યારે હવે હુ શા માટે બેશી રહી છુ ? જુઠો આરોપ મસ્તક ઉપર સહન શા માટે કરવો ? માટે રાજકુમાર કેવા છે ! તે હું જોવા સારૂ અને તેમની સાથે મિત્રાચારી સાધવાને માટે હું અત્રે આવી છુ. આ પ્રમાણે કહીને રૂપમંજરીએ નિશ્વાસ મુકયો.

પ્રતાપરૂદ્ર—શિવ શિવ શિવ શિવ, તમારી હકીકત સાંભળીને મારૂ રદય પણ નરમ થઈ જાય છે વળી તમારા સુખરૂપી બગીચામાં ઉધાઇ રૂપ તમારો ભાઇજ ઉત્પન્ન થયો. તમારા અને ઇદ્ર વચેના પ્રેમ પાત્રમા પોશ ભરીને ધુળ નાખનારો કટો શત્રુ તમારો ભાઇજ થયો; પણ હે તરૂણી ! એમ થવાનું શું કારણ હશે ! કે તમારો વેરી તમારો ભાઇ થયો !

રૂપમંજરી—એ ભેદ હજુ મારા સમજવામા આવ્યો નથી; મારા ઉપર તેની સ પુર્ણ મમતા હતી, વળી મારા ઉપર ઇદ્રની કૃપાથી તે પણ માનીતો થયો હતો, તેમજ તેનું ભલું થવાનું મુળ સાધન હુજ છુ, જેથી તે મારો ઘણો ઉપકાર માનતો હતો છતાં આ છેવટના પરીણામમાં

તેનાથીજ મારૂં સઘળુ સુખ નાશ પામ્યું તેનું શું કારણ હોતું જોઇએ ! એ વીશે મારી કાંઇજ કલ્પના ચાલતી નથી માટે હે સરદાર ! એટલાજ કારણે હુ અત્રે આવી છું માટે રાજકુમાર માહારાજને મારા આવ્યાની વરધી પોહોચાડશો અને તેમના દર્શનનો લાભ મને અપાવશો.

પ્રતાપચંદ્ર—હુ પણ ઘણો ખુશી છું, અને તમારી ભેટ લેવરાવવાને મારી પુર્ણ ઇચ્છા છે યદ્યપિ અત્યારે રાજકુમાર ભર નિદ્રામા છે, નિદ્રામાથી જાગ્રત કરવા એ દોષ છે વળી તે આઠ નવ ઘટિકા વીત્યા પછી ઉઠે છે. માટે ત્યા સુધી તમે નાહક બેશી રહો એ ઠીક લાગતું નથી જો તમે આ વખતે આવતી કાલે આવો તો આજે હું તેમને તમામ હકીકત કહી મુકીશ કે તેઓ પ્રાતઃકાળમા સર્વ રીતે અટપીને આસન ઉપર બેસે, વળી તમે આવો તે વખતે ભેટ પણ થઈ શકે; તે પહેલા હુ તમને સલાહ આપુ છું તે કદાચ યોગ્ય લાગ્યા વિના નહિ રહે, જો કે તમારી ઇચ્છા હોય તો હુ કહુ.

રૂપમંજરી—હુ ઘણુજ આભાર સાથે આપની સલાહ માન્ય કરીશ; માટે કૃપા કરીને કહેશો તો હું સાંભળવાને ઇચ્છા રાખું છું

પ્રતાપચંદ્ર—તમે જ્યારે રાજકુમારને મળો ત્યારે તમે પોતા ઉપર પડેલી વિપતિનું બ્યાન કરતા માં ઇંદ્રે જે તમને અપમાન કર્યું છે અને તે સબબથી તથા મિથ્યા આરોપથીજ તમારૂં આ તરફ રાજકુમારને મળવા સારૂં આવવું થયુ છે તેવો હેતુ કદી પણ જણાવતાં માં,–એથી કરીને તમે સ્વર્ગમા નિવાસ કરનારી શ્રેષ્ટ અપ્સરાઓના માનમાં ઘટારો થવાનો સંભવ છે.

રૂપમંજરી—વાહ મારા મહેરબાન ! આપ રાજ્ય રૂઢીને જાણનારા વિવેકીજ જણાઓ છો માટે જે સલાહ આપે મને આપી છે તે કેવળ વ્યાજબી છે.

પ્રતાપચંદ્ર—માટેજ હું કહુ છું કે, તમે તેમને મળો

ત્યારે એમજ કહેવુ કે પ્રતાપરૂદ્રના કહેવાથી હું આપની ભેટ લેવા આવી છુ આપનું પરાક્રમ સ્વર્ગમાં સાંભળીને મને ઘણો સતોષ થયો છે.

રૂપમંજરી—હે પ્રતાપરૂદ્ર ! હું એ પ્રમાણે વાત ચિતમાં સલુકાઈથી ( સભ્યતાથી ) શોભીશુ હુ મારી કિર્તિને કલંક લાગે એમ કદી પણ નહી કરૂ અને તમારી સલાહ લીધા વિના એક પગલુ પણ હુ આગળ નહી ભરૂ કેમકે તમારી સાથે અત્યાર સુધીની વાતચીતથી મને પુર્ણ ખાત્રી થઈ ગઇ છે.

રૂપમંજરીએ આ પ્રમાણે વાત કરી પછી પ્રતાપરૂદ્રને નમન કરીને ત્યાથી ચાલી ગઈ—રૂપમંજરી ગયા પછી પ્રતા-રૂદ્રને આનંદનો પાર રહયો નહી; આ વખતે તેણે રાજકુમા-રના બંગલામાં પ્રવેશ કર્યો તે વખતે રાજકુમાર જાગ્રત થઇને પલંગ ઉપરથી ઉતરેલો આમ તેમ બંગલામા ટહે-લ્યા કરતો હતો, પ્રતાપરૂદ્ર સાથે વાત કરનારી તરૂણયૌવનાને જોઇને મોહીત થએલો તથા સર્વ પ્રકારનુ ભાન ભુલી ગયેલો રાજકુમાર વારવાર ગુપ્ત રીતે ડાકીયાં કરતો હતો પણ પ્રતાપરૂદ્રની આજ્ઞા વિના તેનાથી બંગલા બાહેર નીકળી શકાયુ નહતું તેને અત્યાર સુધીના પ્રતાપરૂદ્રના કાર્યથી પક્કો અનુભવ થયો હતો કે જે કામ પ્રતાપરૂદ્ર કરે છે તે કામમાં તેની આગળથી કાંઈ પણ સલાહ મલ્યા શિવાય કાઇજિ ડાપણુ કરવુ નહી એમ તેણે દ્રઢતાથી માન્યુ હતું તેથીજ તે પ્રતાપરૂદ્રના ભયને લીધે બાહેર નીકળી શકયો નહતો જ્યારે પ્રતાપરૂદ્ર બંગલામા આવ્યો ત્યારે તે રાજકુમાર સર્વ વાતથી અજાણ્યો હોય તેમ ચુપ થઇ આમ તેમ પગલાં ભરતો હતો યદ્યપિ બાહેરની જે કઈ વાતચીત પ્રતાપરૂદ્ર સાથે બનેલી હતી અને રાજકુમારે દીઠેલી તે વીષે રાજકુ-માર પ્રતાપરૂદ્રને પુછી પણ શકયો નહી આ પ્રમાણે રાજ-કુમાર ઉપર પ્રતાપરૂદ્રનો રૂવાબ હતો; તોપણુ તે રાજકુમાર પ્રતાપરૂદ્રને પોતાનું પુર્ણ ભલુ ઈચ્છનાર મુરબી મોટા ભાઈ તરીકે માનતો હતો અને તે પ્રતાપરૂદ્રના અંતઃકરણની મમ-

-તાને સારી પેઠે જાણી શક્યો હતો. એટલુંજ નહી પણ પોતાની બેહેન વસંતકોકિલાની શોધ કરવામાં કેટલું બધુ સાહસ કૃત્ય તે એકલો છતાં કર્યું છે તથા ગુપ્ત અવાસમાં તેણે પ્રવેશ કરવામાં જીન મહેલના ચોખાઓને કેવી રીતે વિહારણ કર્યો હતા, અને તે કામમાં કેટલું સંકટ વેઠયું હતું. તથા કેવી રીતે ગુપ્ત અવાસમાં પ્રવેશ કરીને તેણે છુટકારો કર્યો હતો તે સમગ્ર ઈતીહાસ પ્રતાપરૂદ્રના પ્રતાપને તેણે જાણ્યો હતો વળિ આ કામમાં કેવા પ્રકારનો ગુપ્ત ભેદ છે તે ભેદ જો કે પ્રતાપરૂદ્રે પુરેપુરો રાજકુમારને જણાવ્યો નહુતો તોપણ તે રાજકુમાર એમ જાણતો હતો કે અત્યાર સુધીમા જે જે ગોઠવણો રચી છે અને પ્રાપંચિક હાવભેદ રચ્યો છે તે ભેદમા ફતેહ પામવાને માટે આ બધિ રચના રચેલી છે જેમા અત્યારે જે તરૂણ યુવતિ આવી હતી તે ભુમિ મંડળ ઉપર રહેનારી નહિ છતા કોઇ દેવ મંડલમા નિવાસ કરનારી અપ્સરા હોય એમ જણાય છે. જેને મળવાને પણ દુર્લભ અને કઠિણ છે છતાં તે આપો આપ પોતાની મેળે આવીને પ્રતાપરૂદ્ર સાથે જે વાતચિત કરે છે તેનો જે હેતુ છે તે હેતુમા ભેદ હોવો જોઇએ એમ તેણે બંગલામા રહે રહે વિચાર કરયો હતો. અને તે સાથે પ્રતાપરૂદ્રના અત્યાર સુધીના ચમત્કારિક અને ભેદ ભરેલા કાય માટે આશ્ચર્યજ પામ્યાં કરતો હતો. જેમા પ્રતાપરૂદ્રને આવા તેના સમગ્ર આશ્ચર્ય જનક કાર્યોથી પ્રાણ કરતાં પણ વધારે ચાહાતો હતો.

જે વખતે પ્રતાપરૂદ્ર બંગલામા આવ્યો એજ વખતે રાજકુમાર તેને પ્રેમ સાથે ભેટી પડયો. અને કહેવા લાગ્યો કે માહારા મેહેરબાન ! તમે મારા માટે જે જે તસદી દ્યો છો ! તેના માટે મને તેનો બદલો વાળવાને શકતીજ નથી તમે મારૂ હિત ઇચ્છનારા મુરબ્બી છો આટલુ કહીને પ્રતાપરૂદ્રની સામે સભ્યતાથી ઉભો રહયો—પ્રતાપરૂદ્રે કહ્યુ કે હું તમને કેટલીક વાત કહી શકયો નથી પણ ટુંકામાં એટલુ હવે કહેવા ધારૂ છુ કે પેલી મોહિનિ રાત્રે નથી આવતી તે

બાબતનો ભેદ મ્હેં જાણી લીધો છે—સ્વર્ગમા ઇંદ્રરાજાની સભામાનો દેવદૂત એજ મોહિનિ પાસે રાત્રે આવે છે. અને તે કદાચ કોપાયમાન થાય તો તમને લઇને આકાશ માર્ગે જઇને કોઈ શિલા તલ ઉપર પટકીને નાશ કરે એવી તેનામાં અગમ્ય અને પ્રબળ શક્તિ છે. તેથી તે વિધી દુર કરવાને માટે અત્યાર સુધીમા જે બાજી મ્હેં રચી છે તે બાજીમા હુ જીત પામ્યો છુ—જેના પરિણામમાં એજ દેવદુતની બેહેન જે કે રૂપમજરી છે તે ઇંદ્રની પ્રાણપ્યારી હતી છતા મારા તરફની વિચિત્ર ભેદ બાજીમા તે એવી સપડાઇ ગઇ છે કે તે અપ્સરા ઇંદ્રરાજાની સભામાથી અતરે આવેલી છે અને જેમા તમને મળવાને ઇચ્છા રાખે છે. આટલે હરજ્જે જે યુક્તિ ઘડી છે તે યુકિતનો પરિણામ કેવી પ્રકારનો મ્હારે આણવો છે તે બાબત મ્હેં જે ઘાટ ઘડી કાઢયો છે ઘડી કાઢેલી યુકિત હવે યોજવાની છે પણ હવે તમામ યુકિત અત્યારે તમને કહેવાને હુ ઇછતો નથી પણ તે આવેલી અપ્સરાને મ્હે કાઇ કારણસર પાછી કાઢી છે જેથી તે આવતી કાલે આ વખત પેહેલા આ બાગમા આવશે, માટે તે પેહેલા હુ તમને યુકિત બતાવું છુ તે પ્રમાણે તે આશરા સાથે ઘણીજ ગભીરતાઇથી વાતચીત કરવી જોઇએ એમ હુ તમને કહુછું વળિ તેનું સ્વરૂપ જોઇને એકદમ વિહવળ વૃત્તિવાળા થતા મા પણ જાણે તેની કાઇજ દરકાર નથી એવો ઉપર ઉપરનો ફાંકો બતાવી તેની સાથે પાક મહોબત રાખવી તેના પ્રત્યે નાપાક મોહોબતની કદી પણ ચેષ્ટા કરતા નહી કેમકે તેવી વૃત્તિ બતાવવાથી તમારી કિમત થઇ જશે એ વખતે હુ એક બાજુએ ઉભો રહીશ, અને જેવી રીતે તમારૂ માન અને તમારો મર્તબો સચવાય એવી રીતે હુ તમારા શેવકની માફક યુકિતસહ ઉભો રહીને તમામ જોયા કરીશ વળી તે સ્વર્ગમા ઇંદર સભામા પ્રવેશ કરનારી અને ઇંદરનુ મનહરણ કરવાવાળી અપ્સરા ઘણી વિચિક્ષણ અને ચતુર હોય છે માટે તેની સાથે વાત ચીતનો હીલચાલમા પુર્ણ સભ્યતા વાપરજો, જ્યા સુધી

મારી બીજી આજ્ઞા થાય ત્યા સુધી તેની સાથે નાપાક વૃત્તિ લેશ પણ જણાવતા નહી; નિસ્પૃહ વૃત્તિથી જે બોજ રહે છે તેની બલિહારી ઘણીજ ન્યારી છે; માટે તેની સાથે જે કઇ વાતચીત થાય તેમાં બહુ સભાળ રાખજો; આ પ્રમાણે પ્રતાપરૂદ્રે રાજકુમારને શિક્ષણ આપીને આગમચથી ચેતાવ્યો. જે ઉપરથી રાજકુમારે પ્રતાપરૂદ્રનો ઘણોજ આભાર માન્યો. વળી પોતાના રક્ષણ માટે પ્રતાપરૂદ્ર કેટલી બધી મહેનત કરે છે તેના માટે ઘણોજ ઓશીયાળો બની ગયો, એકદમ પ્રેમના આવેશમાં પ્રતાપરૂદ્રની નિખાલસ વૃત્તિ માટે અને તેના નિમકહલાલી ધર્મ માટે નેત્રમાથી રાજકુમારને અશ્રુ છુટવા લાગ્યા અને તે સાથે પ્રતાપરૂદ્રના પવિત્ર ચરણમા નમસ્કાર કરીને ઉભો રહ્યો મમતા રાખનાર પ્રતાપરૂદ્રે રાજકુમારને છાતી સરસો ચાપીને કહ્યુ કે પ્રિયભાઇ! જ્યારે તમને વિચાર કરવામા અવઘડતા આવી જાય તો મને પુછયા શિવાય કાઇજ કરવુ નહી એ ઉતમ છે હુ જાણુ છુ કે તમે ચતુર છો વળી સારા વિદ્વાન આચાર્ય પાસે તમે રાજનીતિ વિગેરે ઉતમ પ્રકારના ગ્રથોનુ અવલોકન કર્યુ છે યદ્યપિ સામ દામ ભેદ દડ ઇત્યાદિક કાર્ય યોજવામા વિચારની રચના કેવી ઘડવી! એના માટે પ્રકુતી ઉપર અને અનુભવ ઉપર મુખ્ય આધાર રહેલો છે માટે તમો તેજ પ્રમાણે વર્તવામા કદીપણ ચુક કરતા નહી હજુ ઘણુ કામ કરવાનુ છે. જેમા આવતી કાલે તે અપ્સરા આવશે તે વખતે તે શુ કહે છે તેના માટે હુ યોગ્ય ઉત્તર આપીશ. આ પ્રમાણે પ્રતાપરૂદ્રે રાજકુમારને યોગ્ય માર્ગ બતાવી દીધો—એ દીવસ વીતિ ગયો અને બીજે દીવશે પ્રાત કાળમા યોગ્ય વખતે રૂપમજરી બાગમા આવીને હાજર થઇ ત્યારે એજ વખતે બાગના ફુવારા આગળ ઉતમ બેઠક ઉપર રાજકુમાર વસ્ત્રાદિક અલંકાર ધારણ કરીને પ્રતાપરૂદ્રની ગોઠવણ પ્રમાણે બેઠો હતો. આ વખતે પ્રતાપરૂદ્ર રોજના નિયમ પ્રમાણે રાજકુમારના રક્ષણ માટે હાથમા ખુલ્લિ તલવાર પકડીને આમ

તેમ ચાર ચાર કદમ ફરતો હતો. એ વખતે રૂપમંજરીએ ગઈ કાલ મુજબ પ્રતાપરૂદ્રની પેહેલીજ ભેટ લીધી પ્રતાપરૂદ્રે રીતસર તેણીને માન આપ્યું પછી તેણે રૂપમંજરીને કહ્યું કે આજે રાજકુમાર સાહેબ તમારૂં આવવું જાણીને પોતે તમારી રાહ જોઈને બેઠા છે માટે ચાલો મારી સાથે એમ કહીને ખુલ્લી તલવાર મ્યાન કરીને પ્રતાપરૂદ્ર આગળ ચાલવા લાગ્યો. રૂપમંજરીએ ચાલતા ચાલતાં દુરથી રાજકુમારને નિહાળ્યો, તેની ઉતમ કાન્તી જોઈને ઘણુજ પ્રસન્ન થઈ, છેક નજીક જઈને રાજ રિવાજ પ્રમાણે રાજકુમારના વારણા લીધા અને તસલીમ કહી એજ વખતે રાજકુમારે પોતાનાથી બે હાથ દુર ઉતમ કનકાસન ગોઠવ્યું હતું તે ઉપર બેસવાને માન્યપુર્વક કહ્યું ઘણી પ્રસન્ન થતી રૂપમંજરી તે આસન ઉપર બેઠી. પછી થોડીક વાર સુધી તો મદનકુમારને નખથી શિખા પર્યંત તે અપ્સરાએ તુરતજ નિહાળી લીધો પછી પ્રસન્ન વદનથી બોલવા લાગી કે આહાહા, આજે આપના દર્શનથી મને ઘણોજ આનંદ થયો છે.

મદનકુમાર—હાજી ! આપનુ બોલવુ સત્ય છે યદ્યપી આપે પરિશ્રમ લઈને મને અહિં સુધી મળવાને આવ્યાં તેના માટે આપનો મોટો ઉપકાર માનુ છુ તેમજ આપના પરિશ્રમને લીધે મને વિશેષ આનંદ થયો છે, કદી બોલવામાં બે અદબી થતી હોય તો માફ કરશો, કેમકે આપને અહી સુધી આવવાનું કારણ તથા આપ ક્યાના નિવાશી છો, કોણ છો, અને શું નામ ધરાવો છો એ વીગેરે જાણવાની હું ઇચ્છા રાખુ છું

રૂપમંજરી—આપની ઇચ્છા યથાસ્થિત છે—હું સ્વર્ગમા ઈંદ્રરાજાની સભામા સંગિત ગાન કળામાં માન પાત્ર છુ, તે સ્વર્ગમાથી ભુમીમંડલ જોવાને માટે હુ નીકળી પડી છુ. ઘણા દેશ વિદેશ મેં જોયા છેવટે આ ગાંધર્વ પ્રદેશ જોવાની ઇચ્છા હોવાથી હુ ગઇ કાલે અત્રે આવી હતી, આપ નિદ્રાધીન હતા, તેથી આ સ્થળે

બોલા મહા વીર ભીરૂએ મને સલાહ આપવાથી હું મારા સ્થાનકે પાછી ગઇ, આપની મુલાકાત લેવાની મને ઇચ્છા પૂર્ણ હતી; તેથી હું આજે અત્રે આવી છું સઘળા ભુમ ડળમાં ફરીને હું અત્રે આપને જોઇને પ્રસન્ન થઈ છુ અને વખતે વખતે આપના અમુલ્ય દર્શનનો લાભ લેવાને હું અત્રે આવતી રહીશ; કેમકે સ્વર્ગમા દેવસભામા ઈંદ્રને નિહાળીને જે સતોષ અને આનદ મને ઉપજે છે તેવો સંતોષ અને આનદ આપને જોવાથી મને પ્રાપ્ત થાય છે.

મદનકુમાર—અલબત ! જ્યારે આપ મને જોવાને આહો છો તો પછી હું તમારા ઉતમ ગુણુથી સંતોષ પામીને આપના દર્શનની પણુ ઇચ્છા કેમ ન રાખુ ! આપના ઉત્તમ વિચારથી મને બેહદ ખુશી થાય છે. માટે શંકા રહિત થઇને પ્રસગે પ્રસગે અત્રે પધારશો તો મને પણુ આનદ થશે.

પ્રતાપરૂદ્ર—સત્ય છે, રાજકુમાર સાહેબનુ બોલવું યથાયોગ્ય છે તેમજ તમારૂ કહેવું વાસ્તવિક છે વખતે વખતે અત્રે આવીને આનદમાં વધારો કરશો એવી ઇચ્છા રાખીયે છીયે પણુ વિશેષમાં એમ કહેવા ધારીયે છીએ કે સ્વર્ગમા ઇંદ્રદેવની સભામા જે કાઇ નવા જુની સમાચાર હોય તે જણુાવતા રેહેશો વળી રાજકુમાર સાહેબનો એવો વિચાર છે કે ઈંદ્રરાજાને આ બાગમાં બોલાવીને બાવન અપ્સરાઓનો નાચ બતાવવો જોઇએ. અને જ્યારે ઈંદ્ર સભામા ઇંદ્રરાજા પ્રત્યે કાઈ બોલવાનો તમને તક મળે ત્યારે શકા રહિત થઇને જરૂર કહેજો કે ભદ્રમડલ રાજાના રાજકુમાર શ્રી મદનકુમાર બાવન અપ્સરાઓનો નાચ છએ મહિને એકવાર કરાવે છે અર્થાત્ બાર મહિનામા બે મુજરા બાવન અપ્સરાઓના કરાવે છે. બાવન અપ્સરાઓના જેવો નાચ ઇંદ્રસભામા પણુ કદી થયો નહી હોય એવો હું અનુમાન કરૂં છું ' માટે શકારહિત થઇને ઇંદ્રરાજાને આ તરફનો વિચાર જરૂર જણુાવજો.

મદનકુમાર—હા, હા, અમારા પ્રતાપરૂદ્ર સાહેબ જે કંઇ કહે છે તે વાસ્તવિક છે માટે ઇંદ્રરાજા આગળ બાવન અપ્સરાઓના નૃત્યગાનની વાત આ તરફની તમે જણાવજો.

રૂપમંજરી—અહાહા ! હજુ સુધી બાવન અપ્સરાઓનો નાચ સ્વર્ગમા ઇંદ્રરાજા પાસે થયો નથી, છતાં કદાચ આ વાત ઇંદ્ર જાણશે કીવા મારા મોઢેથી સાભળશે તો તેમને આશ્ચર્ય લાગ્યા વિના નહિજ રહે, એટલુંજ નહિ પણ તે ઇંદ્ર વિચાર કરશે કે બાવન અપ્સરાઓ ભુમિમડલ ઉપર આવેજ નહી છતાં તે એવો કેવો પૂર્ણ પ્રાક્રમિ હશે કે દેવ સમુદાયે પણ નહિ જોયેલી બાવન પૈકીની મજાહ દર વરસે એ વખત લેવાને તે કુમાર સમર્થ થાય છે ! ( આ પ્રમાણે બોલીને બંધ રહી ) મનમાં વિચાર કરવા લાગી કે આ રાજકુમાર આગળ જ્યારે બાવન અપ્સરાઓ કે જેની ભેટ થવી ઘણી દુર્લભ છે તેવી અત્રે આવીને આ રસીલા રાજપુત્રને રિઝાવી જાય છે ત્યારે પછી અહીયા આ રાજપુત્ર આગળ મારો શો હિસાબ રહયો ! તે મારા ઉપર મોહ શાનો પામે. બાવન અપ્સરામાની કેટલીક તો એવી નટખટ અને ચટકદાર હશે કે તે પૈકીની કેટલીક અપ્સરા મારા દેખાવનું ખડન કરવા વાળી હોયજ, ચાલો ઠીક છે પ્રસગથીજ આમળ મજાહ આવશે પણ આ કુમાર સાથે મિત્રાચારી અવશ્ય રાખવી ઘટે છે કેમકે આ સઘળી બીના જોતાં તે પૂર્ણ પ્રાક્રમી હોય એમ જણાય છે, આ પ્રમાણે વિચાર કરીને મદનકુમાર પ્રત્યે કહેવા લાગી કે હજુર ! આપની થએલી આજ્ઞા પ્રમાણે હુ ઇદ્રિને ખબર આપીશ, પછી તે શુ કહે છે તે સઘળુ હું જણાવીશ; આપને આજે તસ્દી વિશેષ આપી છે માટે માફી માગુ છું અને ફરીથી આપની ઝાખી કરવા સારૂ આવી જઇશ. હાલ હુ સ્વર્ગ સ્થાન જવાને આજ્ઞા માગું છું—રૂપમજરીનુ વચન સાંભળીને પ્રસન્ન વદને મદનકુમાર ઉભો થયો અને રૂપમજરીને સત્કાર આપીને

ફરી આ બાગમાં વખતે વખતે આવવાને આમંત્રણ આપ્યું.

રૂપમંજરી ગયા પછી મદનકુમારને પ્રતાપરૂદ્રે સાબાશી આપી અને વિશેષમાં કેહ્યું કે આજ પ્રમાણે તે રૂપમંજરી વાતચીત કરવાનો પ્રસંગ રાખવો; અને હું ધનંજય માહારાજા પાસે જાઉં છું કેમકે મારી રાહ જોતા હશે; એમ કહીને પ્રતાપરૂદ્ર પણ ત્યાંથી રાજગઢીમા જવા નીકળ્યો.

---

## પ્રકરણ ૧૪ મું.

જ્યારથી રૂપમંજરીનું માન ભંગ કરીને દેવસભામાથી ઇંદ્રે કાઢી મુકી હતી ત્યારથી ઇંદ્રનુ મન વિગ્રહ રહેતું હતું કારણ કે રૂપમંજરીમા જે ઉત્તમ સદગુણો હતા તે વારંવાર યાદ આવવા લાગ્યા, જે મજાહ, ખુબિ, અને આનંદના રસની રેલમ છેલા રૂપમંજરીના સંગિતથી થઇ રહેલી હતી તેવી રેલમ છેલા રૂપમંજરીની ગેરહાજરીથી ઇંદ્રે ફરીને જોઇ નહતી. વળી રૂપમંજરીના લાબા સહવાસથી જે અનુભવ ઇંદ્રને પોતાના સુખને માટે થયેલો હતો તે અનુભવને ઇંદ્ર પોતે ફરીથી સ્મર્ણમા લાવવા લાગ્યો, અને તે સમગ્ર વિચારના પરિણામમા તેણે પોતાના મનમા એજ વિચાર કર્યો કે રૂપમંજરીને અપમાન કરવામા મારાથી ખરેખર સાહસ થયું છે, આ વખતે તે મનમા ને મનમાજ ન્યાયની ગોઠવણ કરવા લાગ્યો, જેમા વિચારની શ્રેણી ઉપર ચઢ ઉતર કરવાનો પરિશ્રમ હૃદયમા વધવા લાગ્યો એમ થતાજ પોતે બડબડી ઉઠયો કે ખરેખર અત્યારે માહારી ભૂલ થઇ હોય એમજ જણાય છે. તે બિચારી નિર્દોષ, અને સત્ય બોલનારી લાયક અપ્સરાનુ જે સભામા માન ભંગ કર્યું છે એ કેવળ સાહસનોજ પરિણામ ! અરે તે રૂપમંજરી ઉપર આવેલા આરોપ માટે હવેજ શંકાઓ આવે છે.

કદાચ સાહસ કૃત્ય કરનાર ભદ્રકેતુ કોઇની શિખવણીથી માહારો પોશાક સફરદી જાણે નહી તેમ તેણે ઉઠાવી લઇને રૂપમંજરીનું અપમાન કરાવવાને ભદ્રકેતુએ યત્ન કર્યો હોય એમ શા માટે ન કહેવાય !

આ પ્રમાણે અનેક શંકાઓનુંજ મંડન કરવા લાગ્યો તે રૂપમંજરીના ઉતમ ગુણ ઉપર સંતોષ પામેલી વૃત્તિનું આવરણ વારંવાર થવા લાગ્યું, જેમાં જે સાહસ કાર્ય યોજ્યુ હતું તે સાહસનુ સ્વરૂપ તાદ્રષ્ય જોવામા આવ્યુ તેથી કરીને ઇંદ્રનુ હૃદય રૂપમંજરી તરફ ખેચાવા લાગ્યુ અને નિશ્ચય કર્યો કે આજે સભામા નાચ કરવાને માટે રૂપમંજરીને બોલાવવી જોઇએ, આ પ્રમાણે નિશ્ચય કરીને રાત્રી સમયે સભા ભરીને રાજા ઇંદ્રે રૂપમંજરીને તે વખતે બોલાવી-રૂપમંજરી ઘણા આનંદથી સભામા પ્રવેશ કરીને ઇંદ્રરાજાના સન્મુખ હાથ જોડીને ઉભી રહી આ વખતે ઇંદ્રે રૂપમંજરી તરફ કૃપા ભરેલા નેત્રથી નજર કરી, અને કહેવા લાગ્યો કે-રૂપમંજરી ! તુ જ્યારથી આ સભામા આવી શકી નથી ત્યારથી તારા સ્વરૂપની મંજરી માહારા હૃદયમાથી સુકાવા લાગી, જેથી તેવી સ્થિતિ જોઇને મને બીલકુલ ઠીક લાગ્યુ નહોતુ. વારૂ, એતો જેમ બનવા કાળ હતું તેમ બન્યુ પણ આ સભાનો ત્યાગ કરીને આટલા દિવસ તુ કેવી સ્થિતિમાં રહેતી હતિ !

રૂપમંજરીએ જવાબ આપ્યો કે માહારાજ ! માહારા હૃદયની વેદના હુંજ જાણું છું. જો કે આપે માહારા હૃદયમા આપના દર્શન વિના થતિ વેદનાનો પરિણામ જાણ્યો હોત તો મારા ઉપર સાહસ બોજ પડતજ નહી, હે મેહેરબાન ! હુ અબળા આપને શુ કહી શકુ ! ભાવી બળ આગળ કોઇનુ કાંઇજ ચાલતુ નથી,-મહાત્મા શ્રી રામચંદ્રજીને કૈકઇના સાહસથી વનવાસ ભોગવવો પડયો હતો. વળી રામચંદ્રજીના સાહસથી શિતાજીને જમીનમાં સમાસ કરવો પડયો હતો, તથા એજ પ્રમાણે બીજા પ્રસંગે સાહસ કાર્યથી શિતાજીને વનવાસ જવું પડયું હતું; અને

અરણ્યમા લવ કુશનો જન્મ આપ્યો હતો, પણ પરિણામે કૈકઇને અને રામચંદ્રજીને પસ્તાવાની જરૂર પડી હતી, જોકે તે મહાત્મા છતા તેમને પસ્તાવાની જરૂર પડી, યદ્યપિ ભાવી બળનો યોગ મિથ્યા થયો નહોતો, એજ પ્રમાણે હું કમનસિબને આપના પવિત્ર દર્શનનો લાભ મળવો બધ થયો; આજે આપે મારા ઉપર કૃપા કરી, અને મને આ મુબારક સભામા બોલાવી તેથી આપનો મોટો ઉપકાર માનું છું

રૂપમજરીનુ વચન સાંભળીને ઇંદ્ર પ્રસન્ન થયો પછી રૂપમજરી પ્રત્યે બોલ્યો કે તમારા ઉપર આવેલા આરોપ માટે મને બીજી રીતે ઘણી શકાઓ થઇ છે, માટે હવે તે સઘળુ દુર રાખીને હવે હું તમને મારી પાસે બેસવાને અત્યારથી અધિકાર આપુ છુ. પણ અત્યાર સુધી તમે કયા વન ઉપવનમા એકલા છતા નિવાસ કર્યો હતો !

આ વખતે હવે તક મળ્યો છે એમ સમજીને રૂપમજરીયે ઇંદ્ર પ્રત્યે કહ્યું કે માહારાજ ! જેવી રીતે વસતઋતુ વીનાની કોકિલા શરદ અને હેમતઋતુમા વિકળ થઇને આમતેમ વૃક્ષ ઘટામા લપાઇને અને મૌનપણુ લઇને બેશી રહે છે તે પ્રમાણે મારા હૃદયમાં વિરહાગ્નિ પ્રગટ થએલી સમાવવાને સારૂ કુજ વનમા ફર્યા કરતી નહી

હે રાજન્ ! પછી મને એજ વિચાર આવ્યો કે ભદ્રમંડલના રાજકુમારની સાથે મિત્રાચારી કર્યાનો અને આપનો પોશાક મિત્રચારીના હકથી તેને આપ્યાનો જે આરોપ મારા ઉપર મુકાયો છે; અને તે આરોપથી હુ મારી અલભ્ય પદવી ગુમાવી બેઠી છુ —વળી આપ જેવા કદરદાનના હૃદયમા જ્યારે ક્રોધાગ્ની પ્રગટ થયેલો શાન્ત થાય એવો નજ જણાયો, કે જેના પરિણામમાં મને મારી જીંદગીમાં જે અપમાન મળ્યું નહતુ તેવુ જ્યારે મળ્યું ત્યારે મારા હૃદયમાં નિરાશા પ્રગટ થઈ; એમ થવાથી એજ નિશ્ચય કર્યો કે ભદ્રમંડળના રાજકુમારને મારે જોવોજ

જોઈએ; એવા વિચારથી મેં તે કુમારની મુલાકાત બે ત્રણ દીવસ ઉપર લીધી હતી, હે રાજન્ ! જેવી રીતે સ્વર્ગમાં નંદન વન છે તેના કરતા પણ વિશેષ શોભાવાળો એવો તો અનુપમ ઘણા વિસ્તાર વાળો બાગ છે કે તે બાગમાં હજારો સંગેમરમર અને ધવળ સ્ફટિક પથ્થરથી જડીત્ર કરેલા ફુવારા છે તેમા હજારો કુવા અને તેમાથી રેંટ યંત્ર વડે કરીને અસ્ખલીત જળ લેવામા આવે છે. ઠેર ઠેર કુંજવન અને ઠેર ઠેર અનેક સુગંધી રોપાઓની મજા આવેલી છે. તેવા વિસ્તારવાળા બાગમા તે ભદ્રમંડલ રાજાનો રાજકુમાર કે જેનુ નામ મદનકુમાર છે તે મદન કુમાર અર્થાત મદનનો અવતાર શ્રી કૃષ્ણ પુત્ર પ્રદ્યુમન હતો, તેના પુત્ર અનિરૂદ્ધ જેવો જોવામા આવ્યો તેનો વૈભવ વરણી શકાય તેવો નથી તેવા કુમારની સાથે થોડીક વખત મે વાતચિત કરી હતી, જેમા એવુ જણાઈ આવ્યુ કે તે રાજકુમાર દર વરસે બે વખત બાવન પરિયોનો નાચ કરાવે છે—આ હકીકત સાભળીને હું છક બની ગઈ, દરમિયાન ફરીથી રાજકુમારે આગ્રહ પુર્વક કહ્યું કે હમણા નાચ થયે ચાર પાચ રોજ થયા છે હવે છઠે મહીને બાવન અપ્સરાઓનો નાચ થવાનો છે, જો કે તે નાચ ઈંદ્ર માહારાજ પોતાના સઘળા પરીવાર અને જન સમુદાયે સાથે જોવાને માટે અત્રે પધારે તો મને ઘણો સંતોષ થશે અને આ સંદેશો તમે જરૂર જરૂર ઈંદ્ર મહારાજને કહેશો. પછી પોતે શો પ્રતિ ઉત્તર આપે છે તેનો જવાબ મને જણાવશો તો મને ઘણોજ આનંદ થશે આ પ્રમાણે તે રાજકુમારે આપને આમંત્રણ દીધું છે આજે આપની સભમાં આવવાને હુ ભાગ્યશાળી થઈ, અને આ સંદેશો કહેવાને હું આજે લાયકમા ગણાઈ છુ હે રાજન્ ! આ બાબત જેમ આપની આજ્ઞા હોય તે કૃપા કરીને જણાવશો.

એકદમ પ્રસન્ન થએલા ઈંદ્રે રૂપમંજરીને સાબાશી આપીને કહ્યું કે બાવન અપ્સરાઓનો નાચ મે કદીપણ

જોયો નથી. અને તે સમગ્ર બાવન અપ્સરાઓનો નાચ જોવા માટે જ્યારે મેં પ્રયત્ન કર્યો ત્યારે તે લાભ મને મળ્યોજ નથી છતાં મને એજ આશ્ચર્ય લાગે છે કે ભુમંડલમાં ભદ્રમંડલ રાજાના રાજકુમાર અલભ્ય નાચ જોવાને શી રીતે ભાગ્યશાળી થયો વારૂ તેનો ભેદ ગમે તેવો હોય પણ તે અપ્સરાઓનો નાચ ખાસ જોવોજ જોઇએ, જ્યારે એ રાજકુમારમાં ઉતમ પ્રકારની સુઘડતા અને પરાક્રમ હશે તોજ બાવન પરિયો તેના આગળ નાચ કરતી હશે માટે તેવા પરાક્રમિ વીર પુરૂષ પાસે અંદેશા વીના જવાને કંઇ જ હરકત નથી હે રૂપમંજરી ! તમારામાં જે ઉત્તમ ગુણુનો નિવાસ છે તે વિશે મને પૂર્ણ ખાત્રી છે, માટે હવે તમે તેને મળીને મારા વિચાર જરૂર જણાવજો અને તે શું કહે છે તે સમાચાર મને જણાવજો આજે સઘળી સભા તમારો નાચ જોવાને આતુર છે આ પ્રમાણે ઈંદ્રે જવાબ આપ્યો.

રૂપમંજરીએ તસલીમ કરી અને નાચનુ કામ શરૂ કર્યું ઇંદ્રને અને સઘળી સભાને પુર્ણ આનંદ આપ્યો પછી ઇંદ્રની આજ્ઞા પ્રમાણે ઇંદ્ર જોડે પોતાની અસલ બેઠક ઉપર જઇને રૂપમંજરી શોભાને પામી ત્યાર બાદ કેટલીકવાર થઇ એટલે સભા બરખાસ્ત થઇ

બીજે દીવસે રૂપમંજરી પ્રાત કાળમા ભદ્રમંડલ નગરના વિસ્તિર્ણ બાગમા જઇ પોહોચી, જતાંજ પ્રથમ પ્રતાપરૂદ્રની ભેટ લેવામાં આવી; પ્રતાપરૂદ્રની સાથે રહીને રાજકુમારને મુલાખાત રૂપમંજરીયે લીધી, પછી સ્વર્ગમા રૂપમંજરીને ઈંદ્રે જે વિચાર જણાવ્યો હતો તે વિચાર રૂપમંજરીયે મદનકુમારને કહી સંભળાવ્યો; આ વખતે રૂપમંજરીને શું કહેવું તેના માટે મદનકુમાર પોતાના અંતઃકરણમા ઘણુંજ ગભરાયો, કેમકે ખરૂ જોતાં બાવન અપ્સરાનો નાચ મદનકુમારે સ્વપ્નામાં પણ જોયો નહતો. વળી તેવો નાચ બતાવવાને સેંકડો જન્મ લે તોપણ શક્તીવાન થાય નહી તેમ હતું. એમ છતાં હવે રૂપમંજરીને શું કહેવું તે માટે

વિચારમા ફસાયલા મદનકુમારે તે વખતે પ્રતાપરૂના સામે દૃષ્ટિ કરી, જે દ્રષ્ટિમા એજ જણાતું હતું કે હવે તમારે ઉતર દેવાનો છે આ વખત પ્રતાપદ્ર છેક પાસેજ ઉભો રહ્યા હતો, તેણે રાજકુમારની સ્થિતિ જોઇને રૂપમજરી પ્રત્યે પ્રતાપરૂદ્રે કહ્યું કે ઇંદ્ર મહારાજે પોતાનો ઈરાદો અતરે પધારીને અપ્સરાઓનો નાચ જોવાને બતાવ્યો તેથી અમને ઘણો આનદ થાય છે હવે એ બાવન અપ્સરાની સભા આજથી છઠે મહિને ભરાશે માટે તે સમયે ઇંદ્ર મહારાજને અતરે પધારવા અમે આમત્રણ આપીએ છીએ. અને તમે પણ દર પખવાડીએ આ તરફ અમારા રાજકુમાર સાહેબની ભેટ લેતા રહેજો, જ્યારે આજથી છ મહીનાના દીવસો નજીક આવે તે વખતે હરેક અઠવાડીયે યાને ત્રીજે દીવસે અતરે રાજકુમાર સાહેબને મળવાનો જરૂર પરિચય રાખ્યા કરજો અને તેવો પરિચય રાખવામા મને લાગે છે કે ઈંદ્ર મહારાજ કદી પણ ના કહેશે નહી, આ પ્રમાણે રૂપમજરીને પ્રતાપરૂદ્રે કહ્યું—ત્યારબાદ થોડીક વખત સુધી બેસીને રૂપમંજરી ઇંદ્રભુવન તરફ રાજકુમારની આજ્ઞા લઇને જવા લાગી

રૂપમજરીના ગયા પછી પ્રતાપરૂદ્રને ચટપટી થવા લાગી, અત્યારે જે સાહસ કામ માથે વોહોરી લીધું છે તે અલભ્ય છતા તે કામ કરવાને માટે કેવી યોગવાઇ કરવી ! તેના માટે પ્રતાપરૂદ્રને વારવાર વિચાર આવવા લાગ્યા આવા વિચારમા પ્રતાપરૂદ્ર કેવળ સ્તબ્ધ બનિ ગયો હતો— અને તેવી પ્રતાપરૂદ્રની મુખમુદ્રા જોઇને રાજકુમારે હાથ જોડીને કહ્યુ કે મારા મેહેરબાન ! તમે જે વિચારમા પડયા છો તેનો ભેદ હુ સમજી ગયો છુ અત્યારે તો રૂપમજરી સાથે છ મહિના ઉપર ઇંદ્રને અતરે આવવાને આમંત્રણ કહેવરાવ્યુ પણ છેવટે આપણી હાસી થવાનો વખત આવ્યા વિના નહી રહે, કેમકે મે સ્વપ્નામાં પણ બાવન અપ્સરાનો નાચ જોયો નથી; અત્યારે હું મારી જીદગીમા પહેલ વહેલીજ રૂપમજરીને જોઇ શકયો છું એ તમામ તમારો

પ્રતાપ છે પણ ભાઈ! બાવન અપ્સરા! અહાહાહા અપ્સરા જોવાને દુર્લભ છે તો બાવનનો મેળ એક મળશે! તો શું! ઈંદ્રને અહિંયા બોલાવીને નિરાશ કરવા ધારયો છે કે શું! અને એમ થવાથી તે પોતાને અપમાન થયુ સમજાશે, પ્રીય મેહેરબાન! ઈંદ્રને જે આમંત્રણ કહેવરાવ્યું છે તે આમંત્રણમા ઘણુંજ સાહસ કામ કર્યાનું મને જણાય છે, પછી તો તમારા હૃદયમાં તે સબંધી કેવી યોગવાઈ ઘઢી કાઢી છે' તે તો તમે જાણો કે પરમાત્મા જાણે પણ હું તો ખાત્રીથી કહુ છુ કે અંતરે આવેલી અપ્સરા જે કે સ્વર્ગમા નિવાસ કરનારી છતાં એજ અપ્સરા બાવન અપ્સરાઓનો નાચ અતરે થવાનુ સાભળીને આશ્ચર્ય પામી હતી એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાઈ આવ્યુ હતું, જ્યારે સ્વર્ગમા નિવાસ કરનારને આશ્ચર્ય ઉત્પન્ન થાય ત્યારે આપણા જેવાની શી ગુજાશ હોય! ભાઇ! તમે નિવૃતિમા હતા છતા હવે તમે મોટી ઉપાધી માથે વહોરી લીધેલી છે અને તેનો પરિણામ કેવો થશે તેના માટે મને પોતાને મોટો સંતાપ પ્રગટ થાય છે એમ કહીને પ્રતાપરૂદ્ર આગળ રાજકુમાર નેત્રમાથી આસુ કાઢીને છેક ગળગળો બની ગયો

- પ્રતાપરૂદ્રે કહ્યું કે હવે હું અત્યારથી એજ કામને માટે દેશાવર ખાતે ફરવા નીકળી પડુ છુ. અને મારાહાશ આવતા સુધી બહુજ ગંભીર પ્રકૃતિવાળા થઈને તમે રૂપમંજરી પ્રત્યે સારી વર્તણુંકથી ચાલજો

તો શુ ભાઈ! મને એકલો રખડતો મુકીને તમે પ્રદેશ જવા ધારો છો! મને તમારા વિના એક ઘડી પણ ચેન નહી પડે. એટલું કહીને રાજકુમાર રડી પડયો

પ્રતાપરૂદ્રે તેને પોતાની છાતી સરસો ચાપીને કહ્યુ કે ભાઈ! તમે આહાવા ગાંધર્વ દેશના બળવાન રાજાના પુત્ર થઈને છેક સ્રીયોની માફક નરમ હૃદય કેમ રાખો

છે ! આ મહત્વનું કામ પ્રદેશાટણ કર્યો વિના થાય તેમ નથી; અને તે કામ કર્યો વિના છુટકો પણ નથી માટે તમે મારા આવતા સુધી બહુજ હુશીયારીથી રહેજો અને પિતાજીની જે આજ્ઞા થાય તે પ્રમાણે વર્તવામા કાંઇજ કેસર કરતા માં.

આ પ્રમાણે કહીને પ્રતાપરૂદ્રે કમર બાંધવા માંડી. શરીર ઉપર લોહકવચ અને મસ્તક ઉપર લોહનો ટોપ લગાવીને તે ઉપર પાઘડું બંધન કર્યું, લાંબી તલવાર કમરમા બાંધી દીધી, અને પીઠ ઉપર મજબુત ગેંડાની ઢાલ રાખી તથા જમણા કાંધ ઉપર બાણુને ભાથો રાખીને ધનુષની પ્રપંચા ઢીલી કરીને એજ ખભા ઉપર ભરાવી દીધો, આ પ્રમાણે અનેક શસ્ત્ર ધારણ કરીને અને રાજકુમારને ધીરજ દઇને પ્રતાપરૂદ્ર ધનજયરાજા ( જે કે પોતાનો ગુરૂભાઇ તથા મુખ્ય રાજા છે ) ને મળવા સારૂ દરબાર ઘઢમા ગયો

આ વખતે રાણી વાસમા ધનંજયરાજા ગયેલો હતો—રાણી વાસમાં ગમે તે વખતે જવાને માટે પ્રતાપરૂદ્રને પરવાનગી હતી તેથી પ્રતાપરૂદ્ર ત્યાં જઇ પોહોચ્યો રાણીની દાશીયોએ પ્રતાપરૂદ્રને આવતો જોઇને રાજાને રીતસર ખબર આપી તેથી એ વખતે રાણી—અને વસત કોકીલા રાજકુમારી, અને ધનંજયરાજા પ્રતાપરૂદ્રને મળવાની આતુરતાએ રીતસર બેઠા હતા; પ્રતાપરૂદ્ર આવી પોહોચ્યો, અને રાજા ધનજય ઇત્યાદીક સર્વેને તેણે નમન કર્યો

પ્રતાપરૂદ્રને શસ્ત્રાદિકથી સજીત થએલો જોઇને ધનંજયરાજા એકદમ વિચારના પડયો. અને પ્રશ્ન કર્યો કે કેમ ભાઇ ! આજ શસ્ત્રાદીકથી સજ્જ થએલા જણાઓ છો !

પ્રતાપરૂદ્ર બાગમા નિવાસ કર્યો હતો ત્યારથી અત્યાર સુધીમા જે જે પ્રકારના બનાવ બન્યા તે તમામ વાત ધનજયને કહી,—હકીકત સાભળતાજ ધનંજયને ઘણુંજ આશ્ચર્ય લાગ્યુ, સ્વર્ગમા નિવાસ કરનારી રૂપમંજરીનું

આવવું, અને તેની સાથે ઇંદ્રને આમંત્રણ કહેવરાવવું જેમાં બાવન અપ્સરાના નાચની તતબીર જણાવવી; આ સમગ્ર પ્રતાપરૂદ્રના સાહસ માટે ધનંજયને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. પણ તે આશ્ચર્ય સાથે પોતાના મુખ્ય ગુરૂનું વચન એજ વખતે યાદ આવ્યું જેમા ગુરૂજીનું વચન હતું કે પ્રતાપરૂદ્રથી જે જે કામ બનશે તે તેમ તમે કદી પણ જોયું નહી હોય, આ વિગેરે વચન યાદ કરીને પણ પ્રતાપરૂદ્રની તઇયારી થએલી જોઇને ધનંજયરાજાનું હૃદય ભરાઈ ગયું; તે સાથે રાણીજીના નેત્રમાથી આશ્રુ છુટવા લાગ્યાં, ત્યારે એક બાજુએ વસંતકોકિલા દૃઢ અંગવાળી મદમસ્ત બનેલી આ વખતે ઘણાજ ઉંડા વિચારમા ઉતરી જતા ખીલેલા કમળ જેવુ મુખ અત્યારે કરમાઇ ગએલુ હોય તેવું જણાયું. આ વખતે વસંતકોકિલાના હૃદયમા વિયોગ અગ્નિ એવો તો સળગવા લાગ્યો કે જે રીતે ચિતા (ચેહ) નો પણ અગ્નિ કાંઇક સારો હોય, આહાવી સ્થિતિ તમામની પ્રથક પ્રથક બનતા ધનંજયે કહ્યુ કે પ્રિયભાઈ! તું માહારો જમણો હાથ છે અને તારી ગેરહાજરીમા મને બીલકુલ સારૂં નહી લાગે, ખેર હવે માહારે ઇંદ્રને પણ જોવો નથી. અને તે સઘળા ખટરાગની હું ઇચ્છા પણ રાખતો નથી માટે તુ માહારી નજરથી દુર ન થાય એમ ઇચ્છુ છુ

પ્રતાપરૂદ્રે કહ્યુ કે આજથી છઠા મહિના ઉપર દેવ સમુદાય સાથે જ્યારે ઇંદ્ર અત્રે બાવન અપ્સરાઓનો નાચ જોવા આવે તે વખતે મારી મશ્કરી થયા વિના રહે નહી, વળી બોલેલુ પળી શકાયુ નહી એવી કદર દેવ સભામા મારે માટે થાય તે કરતા મરવું ઘણે દરજ્જે શ્રેષ્ટ છે સબબ એજ કાર્ય માટે હવે બહાર નિકળ્યા સિવાય છુટકો છેજ નહી, એટલુ કહીને તે પ્રતાપરૂદ્ર વસંતકોકિલા તરફ એકજ નેત્રની પલકીથી જોઈ લીધી તે જોઇને વસંતકોકિલાએ પોતાના નેત્ર જમીન તરફ દૃષ્ટિ કરેલા રાખીને નેત્રમાથી અશ્રુબિંદુ નાખવા લાગી અહાહા આ વીરબાળાનુ જે હૃદય સેહાયલું પ્રતાપરૂદ્રે જોયું તે વખતે વજ્ર

જેવા રહયવાળો પ્રતાપરૂદ્ર નરમ બની જવા લાગ્યો; યદ્યપિ પોતાનુ સત્ય પાળવાને માટે અડગ થઇને ઉભોજ રહયો હતો યદ્યપી શિઘ્ર કામ કરવાને અને નિકળવાને જો કે તે ઘણોજ ચતુર હતો યદ્યપી આગળ પગલુ ભરી શકયો નહોતો; આ વખતે તેના પગમા પ્રેમરૂપી બધનનો કાચો તાતણો વીટાયો હતો, પ્રતાપરૂદ્રની આવી સ્થિતિ થએલી ધનંજય અને રાણી એ બન્નોએ જાણી લીધી, યદ્યપી વીરબાળાના હૃદયનો ઉત્છાહ વીરરસને અપાવે તેવો હતો તેણીએજ એ વખતે પોતાના હાથમાનુ પુસ્તક બગલમા મારીને પ્રતાપરૂદ્રને કહ્યુ કે અલબત સૂર મર્દ અને વીર પુરૂષોનુ કામ બોલેલુ પાળવાનુજ જરૂર છે તે કામમા ભલે શરીર જાય પણ કીર્તી નજ જવા દેવી; આટલુ સાભળીને પ્રતાપરૂદ્રને ઘણોજ આનદ થયો પછી રાજા ધનજયને ભેટીને અને રાણીજીને મસ્તક નમાવીને પ્રતાપ-રૂદ્ર ત્યાથી ચાલવા લાગ્યો

આ વખતે વસતકોકિલા ત્યાથી ઉઠીને પોતાના ખાનગી મહેલના ઓરડાના પાછલા ભાગના ઝરોખામા પ્રતાપરૂદ્રને જતાં જતા ઝાખી કરવાને ઉભી રહી, પ્રતાપરૂદ્ર સારી પેઠે જાણતો હતો કે વસતકોકિલા છજામા આવ્યા શિવાય રેહેનાર નથી; એમ જાણીને સસ્ત્રથી સજજ થએલો અને અશ્વ ઉપર બેઠેલો વીર નર એજ જગોએ થઇને ચાલવા લાગ્યો અને વસતકોકિલાના ઝરોખા નીચે અશ્વ લાવીને ત્યાં જરાક થોભ્યો; પછી નિરાશા ભરેલા નેત્રથી જાણે જોતો હોય તેવો તે વીર પુરૂષ જણાવા લાગ્યો.

વસતકોકિલાએ પ્રતાપરૂદ્રને કહ્યુ કે, આ દાશી આપના વિના ક્ષણમાત્ર અહિયા નહી રહી શકે, એ નિશ્ચય સમજજો. વળી જે સાહસમાં ભાગ્યેજ આપના દેહમાં આપનો પ્રાણ રહી શકે, ઘણુ જ વિકટ કામ છે ત્યારે શું આ દાશીનુ જીવન નિરાશાના બધનમાજ ચાલ્યુ જશે !

ના, ના, એમ નહી બને, જેવી રીતે દોર ઉપર ચઢેલો નટ દોર ઉપરજ ધ્યાન રાખે છે તેજ

પ્રમાણે મારા અંતઃકરણમાંથી તમારૂં ધ્યાન લેશ પણ ખસવાનું નથી એજ અંતકરણ એજ ધ્યાનને જોયાં કરશે અને બોલેલુ વચન પાળવાનુ કાર્ય હાથ પગ કર્યા કરશે. એમ શ્વાસ મુકીને પ્રતાપરૂદ્રે વસંતકોકિલાને ધીરજ આપી

પ્યારા હુ સારી પેઠે જાણુ છુ કે ક્ષત્રિ વીરનું શુ કર્તવ્ય છે! અલબત એ કામ આપને કરવાનુ છે પરંતુ અત્યાર સુધી હુ આપના દર્શનથીજ કાંઈક સંતોષ માનતી હતી, શુ તમે નથી જાણુતા! કે મારી ઉમ્મર વીસ વરસની થઈ ગઇ છે! આ વખતે મારા સ્વાર્થની વાત બીલકુલ કરતી નથી કેમકે આપના હાથથી અત્યંત કઠિણુ કામ થાય તે હુ જોવાને ઇચ્છા રાખુ છુ. પણુ સરદાર! હુ આપના વિના બેચેન રહીશ એટલુજ નહી પણુ આ ગાંધર્વ નગર મને ભુતાવળ જેવું લાગશે, આપ જ્યારે અરણ્યમા પથરાઓમા જંગલોમા ભુખ પ્યાસ વેઠીને દુખ સહન કરો ત્યારે આ તમારી દાશી શુ સુખમલના પલંગમા આળોટીને શરીરને સુખ આપશે! સરદાર! ભલે તે કામમા આપ યશ મેળવો આપ મારા તરફ તે કામ પુરૂ થતા સુધી મોહ રાખતા મા કેમકે તે કામમા ખલેલ આવ્યા વિના નહિ રહે, એટલુ કહીને ઝરોખામાં નીચુ જોઇને વસંતકોકિલાએ અફસોસી જણાવી.

સાબાશ વિરાગના! તમારૂ હ્રદય વીરત્વના તત્વને જાણુનારૂ છે તેથીજ મને સંતોષ થાય છે અને તે વચનો તથા તમારૂ મધુર મુખ કદી પણ હું વીસનાર નથી એટલુ કહીને અશ્વને દોડાવતો દોડાવતો એક ક્ષણુ માત્રમા પ્રતાપરૂદ્ર એવો તો વેગથી ગયો કે પછીથી તે જણાયો નહી

હજુ લગ્ન પણુ થયા નથી. પણુ જેણીયે પોતાના તન મને કરીને પ્રતાપરૂદ્રને વરિ ચુકી છે એવી દૃઢ વૃત્તિવાળી વારાંગના વસંતકોકિલા છજામાથી નેત્રમાથી આંસુ કાઢતી એક દર્ભના આસન ઉપર બેઠી પછી તે વસંતકોકીલાએ એક પત્ર સવિસ્તર વર્ણનથી લખીને અને તેને બરાબર રીતે વાળીને પોતાના પલંગના મધ્ય ભાગમા

મુકયો; પછી આખો દીવસ અફસોસીમા વખત ગાળ્યો. જ્યારે રાત્રી પડી ત્યારે પેતાની વિશ્વસુ દાશીયોને દરેક જગોએ કામ માટે કાંઈ પણ મિસ કાઢીને મોકલી દીધી. પછી રાત્રીના અગીયાર વાગ્યાનો જ્યારે સમય થયો ત્યારે દરબાર ઘઢની પાછલી બાજુએ દોરડુ મુકીને અને તે આધારે ઉતરીને શસ્ત્ર અસ્ત્રાદિકથી સજ્જ થઇને અને ત્યાર પછી એક ઉતમ પ્રકારના અશ્વ ઉપર આરૂઢ થઇને કોઇને ખબર પડે નહી એવી રીતે નગર બાહેર નીકળી પડી,–જેમા વાચક વર્ગને એટલુ માલુમ પડશે કે પ્રતાપકુંદના પછી આ વસંતકોકિલા પીસ્તાળીશ ઘટિકા પછી નીકળી ગઇ.

---

## પ્રકરણ ૧૫ મુ.

નિત્ય નિયમ પ્રમાણે પ્રાતઃકાળમા સુવર્ણ ઘટ લઇને પોતાની માતુશ્રીની જોડે બેશીને દાતણ પાણી કરવા બેસનારી તથા પ્રાતઃકાળમા માતુશ્રીના દર્શન કરનારી તેમજ માતુશ્રીની જોડે બેશીને કેસર કસ્તુરી મશાલેદાર ઉષ્ણ દુધ પીનારી વસંતકોકિલા અત્યાર સુધી નિદ્રામા કેમ ઘેરાઇ ગઇ છે તે બાબત તપાસ રાણીજીયે દાશીયોને મોકલીને કરાવ્યો, ત્યારે તેના ઓરડામા કાંઇજ જણાયુ નહી, આવો ઓકાએક દેખાવ જોઇને ઘણી ચિંતા થવા લાગી, વળી પુર્વે જીન પ્રદેશના હરીફજનો વસંતકોકિલાને હરિ ગયા હતા તે બાબતની વાત યાદ આવવા લાગી, એજ વખતે ધનંજય રાજા ચિંતાતુર થયેલો વસંતકોકિલાના સંગારેલા રૂમમાં રાણી સહવર્તમાન ગયો, અને દાશીયોને બોલાવીને તપાસ કર્યો, ત્યારે દાશીયોએ ઉત્તર આપ્યો કે ગઇ રાત્રીએ તે બાઇ સાહેબે અમને પોતાની પાસે સુઇ રહેવાની ના કહી હતી તેથી અમે અમારી બેનપણીયો જોડે સુઈ રહી હતી, ધનંજયે વિચાર કર્યો કે ઘણુ ભાગે તેને કોઇ હરી ગયુ નથી પણ જાણી બુજીને જ્યારે દાશીયોને પોતાની પાસેથી ખશેડી છે ત્યારે તેનું કારણ

કોઇ બીજુજ હોવું જોઇએ, આ પ્રમાણે વિચાર કરીને, રાણી અને રાજાએ બન્ચો ફહારશી ચહેરેથી છજામાં ઉભા રહ્યા એ વખતે છજાને બાંધેલુ દોરડું જોવામાં આવ્યુ અને છજાની પાછળ બાજુ ઉપર વસંતકોકિલાનો અશ્વ જો કે તે વસંતકોકિલાનાજ દેખરેખમા જુદાયદો બાધેલો રહેતો હતો તે અશ્વ પણ જોવામા ન આવ્યો, આ દેખાવથી ધનંજયને વધારે ચિંતા થઇ, એટલામા વસંતકોકિલાની હાશી એક પરબીડીયુ હાથમા લઇને ધનંજય રાજાના હાથમા આપ્યુ અને કહેવા લાગી કે હે રાજેન્દ્ર ! વસંતકોકિલા બાઇ સાહેબના પલંગ ભણી મે સ્હેજ નજર કરી ત્યારે તે પલંગમાં આ પરબીડીયુ પડેલુ જણાયુ જે ઉપર વસંતકોકિલા બાઈ સાહેબના અક્ષરો જણાય છે અને તે ઉપરનું શરનામું વાચતા તેમની બેહેનપણી વિભુધા ઉપર લખેલુ છે એવુ દેખાય છે. એમ કહીને તે હાશી મોન થઇને બાજુએ ઉભી રહી.

ધનંજયે તે પરબિડીયુ ખુલ્લું કરીને જ્યારે વાચ્યું ત્યારે તેમા નીચે લખ્યા પ્રમાણે મતલબ હતી.

બેહેન વિભુધા !

હવે મહાને માટે કે થોડી મુદતને માટે જેમ ભાવી બળ હોય તેમ મારે અને તને દરરોજ મળવાનો લાભ દુર થયો છે હું તને દરરોજ કહેતી હતી કે જેણે મારૂ રક્ષણ કર્યું છે એવા શુરવીર પરાક્રમિ બહાદુરને તન મનથી વરી ચુકી છુ. મે મારા પિતાજી તરફથી ઘણી રાહ જોઈ પણ મારૂ લગ્ન તેમની સાથે કર્યું નહી. છેવટ પરિણામમા મારા હ્રદયમા નિરંતરને માટે નિવાસ કરનાર પ્રિય પ્રતાપરૂદ્ર આજે પ્રાતઃકાળમા કોઈ એવા કઠીણ કામને યોજવા નિકળી પડયા છે કે કાતો શરીરનો અંત આવે અગર કાંતો ગમે તેમ અનિષ્ટ યોગ બને એવુ કાર્ય કરવામાં સાહસ વાપરીને તે નીકળી પડયા છે, જેમાં તે

સત્યવકતા, અને નિમકહલાલ રાજભક્ત પોતાની જીંદગી જગલમાં તથા પથરાઓમાં ભટકીને સહન ન થાય એવુ દુખ ભોગવવાને બાહેર નીકળી પડયા છે પ્યારી બ્હેન ! આ દુનિયામા શું લઈ જવાનુ છે ! સુખ અને દુખ એ માનનાર મન છે, યદ્યપિ રહદ્ય કેંન્દ્રમા જ્યારે પ્રેમનો નિવાસ થાય છે ત્યારે તે પ્રેમ લોહ ચુબકની માફક આકર્ષણુ કરે છે અજ્ઞાન પતગિયો દિપકમા ઝપલાય છે તે જો કે મોહ છે, અજ્ઞાન મૃગ નાદ લુબ્ધ થાય છે તે પણ જો કે મોહ છે. અજ્ઞાન સર્પ મોહરના નાદને વશ થએલો વાદીના કંડીયામા પરતત્ર રહે છે તે પણ મોહ છે. અજ્ઞાન મયુર મેઘ જળને જોઇને આનદ માને છે અજ્ઞાન કુમુદિનિ ચંદ્ર પ્રકાશથીજ પ્રફુલ્લ રહે છે. અજ્ઞાન કમળ સૂર્ય રશ્મિયોગે પ્રફુલ બને છે એમ અનેક પ્રકાર બને છે યદ્યપિ હું અજ્ઞાન નથી, મને જે ઉપકાર કરેલાની કદરની લાગણી થએલી છે તે સાથેજ સદાને માટે પવિત્ર અને નિર્મળ પ્રેમ પ્રતાપરૂદ્ર સાથે મારો જોડાયલો છે તે તમામ હકીકતનુ અજાણપણું મારા પવિત્ર માત પિતાને બીલકુલ રહ્યું નહોતુ તેમણે પણ પ્રતિજ્ઞા કરી હતી કે પ્રતાપરૂદ્રને મારી વસતકોકિલા આપવાની છે યદ્યપિ આટલો બધો સમય વ્યતિત થયો તો પણ મારા લગ્ન કર્યા નહી. જેમાં છેવટે આવા પરિણામમા જે સાહસ પ્રતાપરૂદ્ર વીર પુરૂષે વાપર્યું છે તે સાહસ કર્મ નહિ કરવા દેવાને મારા માત પિતાએ પ્રતાપરૂદ્રને ના કહેવી ઘટતી હતી. યદ્યપિ પોતાના સ્વાર્થ માટે તેવો વિવેક વાપરી શકયા નથી એમ હુ અત્યારે અનુમાન કરૂ છુ પણ કદાચ ભાવી યોગે અનિષ્ટ બને ત્યારે મારે કાષ્ટ ચિતા ખડકીને બળવાનો પ્રસંગ આવ્યા શીવાય રહેજ નહિ. તે કરતા મારા હૃદયમા વસનાર પ્રાણ પ્રિયને મદદ આપવા માટે હું શા માટે ન નિકળી શકુ ! પછી આ દેહ શા કામમા આવવાનો હતો ! લુખો અને સ્વાર્થી પ્રેમ શા કામનો ! સત્ય પ્રેમ અને પરસ્પર સંતોષ એજ આ સસા-

રમાં સુખ છે ભલે કદી અજવાળાનું સુખ હોય નહીં ભલે કદી જમીન ઉપર પડી રહેવાનું હોય ભલે કદી આખા દીવસમા નવટાક આટાનો ટુકડો સુકો ખાવાને મળતો હોય તો પણ જ્યારે પતિ અને પત્નિ વચ્ચે આનંદમય પ્રેમ હોય છે ત્યારે તેવી સમગ્ર દુખપ્રદ સ્થિતિ ઉપર કંઈજ દરકાર રાખવામાં આવતો નથી. પતિ જ્યારે વિપત્તિ ભોગવે ત્યારે આપણને મળેલુ સુખ કઈજ કામનું નથી,—જો કદર કરવાની શક્તિ કિંવા ઉપકાર માનવાને વિવેક હોય તો મારો ભાઇ મદનકુમાર માને, જો હૃદયમા વિવેક સાથે લાગણી ધરાવે તો મારા પુજ્યપિતાશ્રી પ્રતાપરૂદ્રને એકલો મોકલે નહી; આજે તેણે કોઇની સહાય લીધા વીના પડે એકલો પ્રવાસ સહન કરયો છે યદ્યપિ મારા પીતાજીએ તેને આગ્રહ કરીને મદદગાર તરીકે પાચ યોદ્ધા પણ આપ્યા નથી, તો પછી મારા અંત કરણમાં તે પવિત્ર વીર નર માટે શામાટે લાગણી ન થાય ! તે વીરપુરૂષે મારા બચાવ માટે જે સાહસ વાપરયુ છે તે સાહસમા વખતે પ્રાણ જવાનો વખત હતો યદ્યપી મારા હિતને માટે તેમણે પોતાના શરીરના બચાવની કાંઇજ દરકાર રાખી નથી જ્યારે તેવીજ પ્રકૃતિવાળો એકલોજ નીકળી પડે જ્યારે તેની સાહસ વૃત્તિ પતંગિયા પ્રાણી જેવી છે ત્યારે આગળ જતા કેવા કાર્યમાં શુ થશે તેના માટે મારા માનેલા પતિને માટે મારેજ વિચાર કરવાનો છે,—આટલા કારણ માટે હુ તે પ્રતાપરૂદ્રની સહાયતા માટે નિકળી પડી છુ પરંતુ તે પ્રાતઃકાળમાં નીકળી ચુકયા છે અને હું રાત્રિએ લોકો નિદ્રાવશ થયા પછી નીકળી છુ જેમા તેમની અને મારી વચ્ચે પ્રવાસને માટે પિસ્તાળીસ ઘટીકાનો અંતર થયો છે તેમાં તે કયા મારગે જઇ ચઢયા હશે અને હુ કયા માર્ગે જઇશ તેના માટે મોટો અંદેસો રહે છે.

બેહેન! તું ફીકર કરતી માં મે મારા અંગ ઉપર કવચ ટોપ ઇત્યાદિક ધારણ કરયા છે શસ્ત્રઅસ્ત્રાદિકનો ઉપયોગ કરવાની શક્તિ મારામા કેટલી છે તે તું જાણે છે અને

ઉપર બેશીને મેં કેવાં કેવાં કામ કરયાં છે અને તે જોઇને મારા પિતાજીને મે કેવો સંતોષ ઉપજાવ્યો છે ! તે પણ તને ખબર છે તેથી મારા મર્દ પોશાક ઉપર કુટિલ તથા હરામી માણસોની નજર નહી જાય; હું ઘણીજ તજવીજથી મુસાફરી કરીશ, અને મારો તેમના પ્રત્યે નિર્મળ પ્રેમ હશે તો ગમે તે વખતે પણ હું તેમને મળીને તેમની દાસી તરીકે મદદ કરવાને હું ઉભી રહીશ; ભાવી યોગની કાંઇ જુદીજ ગોઠવણ છે પછી પરમાત્મા જે કરે તે ખરૂ

તથાસ્તુ

આ પ્રમાણે રાણીજી સમક્ષ ધનજયે પત્ર વાચ્યો - પત્ર વાચીને ધનજય અને રાણીજીએ દીલગીરી સાથે ઉષ્ણ સ્વાસ મુકયો; છાતી ઉપર હાથ મુકીને વસતકોકિલાના પવિત્ર હૃદયના બન્યોજણ વખાણ કરવા લાગ્યા, જે ઉદ્વેગ વસતકોકિલાને કોઈ હરણ કરી ગયુ હશે તેવી સમજુતીનો ફેલાયો હતો તે ઉદ્વેગ દુર થયો પણ વસત કોકિલાના પવિત્ર અને પુજનીય -હૃદય પ્રતાપરૂદ્ર પ્રત્યેનુ પત્ર ઉપરથી જાણીને ધનજયને સતોષ થયો, તે સાથે રાજકુમારી વસતકોકીલા એકલી છતા પ્રયાસે નિકળે અનેક સકટો ભોગવશે તેના માટે ચિંતા કરવા લાગ્યા, આ વખતે જેમ ભાવીયોગ બને તે ખરૂ એમ માનીને રાજા અને રાણી એ બન્યો રાજઘડીમા ચિતાથી વિકળ બનેલા ગયા.

---

## પ્રકરણ ૧૬ મું

### અચાનક સપડાઈ જવાનો પ્રસંગ.

ભયંકર જંગલોના રસ્તે ચઢેલો બહાદુર વીર પુરૂષ ચળકતા ફળવાળો ભાલો પેંગડાના એક ભાગ ઉપર ટેકાવીને જોસભેર ઘોડાને ગતી આપતો હતો શરદ ઋતુને લીધે કન્યા અને તુલા રાશિનો સુર્ય આકાશમાં જળ

વિનાના વાદળાને છેદીને રશ્મિ આપતો હતો અને તે યોગે કરીને હવે પછી હેમંત ઋતુ વિરાજમાન થશે એવો સંદેશો પ્રસરાયલા છુટાં છુટયાં નિસ્તેજ વાદળાં પશ્ચિમ દિશા એ મંદ મંદ ગતીવાળા કદિ જતા હતાં. અને તે સમગ્ર યોગથી મંદ મંદ ઠંડો પવન વેહેતો હતો આ સમયે શ્રાદ્ધ પક્ષ ઉતરીને નવરાત્રીનો વખત આરંભ થવાની શરૂવાત હતી. જેમાં અશ્વિન શુકલ પક્ષની પ્રતિપદા હોવાથી ઘટ સ્થાપનનો દીવસ હતો. પણ ભયાનક જંગલના આડા અવળા રસ્તામા અને ડુંગરાઓની ભયંકર વાકી ચુકી આવલીયોમાં ઘટ સ્થાપન (દુર્ગાદેવીની ભકતીનો) ઉત્સાહ કયાથી હોય ! આ તરફ તો મોટા સાગ વૃક્ષના પાંદડાનો ખડખડાટ સાંભળવામા આવતો હતો. યદ્યપિ ઘોડેસ્વાર મુસાફરનો ઉમંગ કાર્ય યોજવાને માટે બળવાન થઈ પડયો હતો જો કે અત્યારે માર્ગની માહિતિ આપનાર તેની સાથે કોઇ પણ નહતું. જો કે હજુ તે પોતાનું ધારેલું કામ પાર પાડવાને માટે કયે માર્ગ થઇને કયા જ-વુ ! તેના માટે પાકી રીતે અજાણ્યો છે છતા તે એકલો આધાર વિના શામાટે વૃથા પરિશ્રમ કરતો હશે ! અને આવા વિચાર વિનાની શૈલીયે ચઢનાર સાહસીને મુર્ખ કેમ ન કહેવો એમ હરકોઇ જયારે આ જનાર મુસાફરનું કામ જોશે ત્યારે તેવો વિચાર કર્યાં વિના રહેશેજ નહી પણ આ મુસાફરના હૃદયમા કેવી ગોઠવણ ઘડાઇ છે તેતો એ મુસાફર વિના બીજુ કોઇ જાણી શકે તેમ નહોતું તો પણ તેના કાર્ય અને તેના હલન ચલન ઉપરથી અનુમાન થાય છે કે જ્યા નિર્જન સ્થળ હોય ત્યા દૈવિક ચમત્કાર હોવો જોઇએ, અને ભયંકર સ્થળોમા નિવાસ કરવાથી ભયંકર વસ્તુનો કાંઇ શોધ મળી શકશે. એવા તેના વિચાર હોવા જોઇએ એવો અનુમાન આ મુસાફરને જોઇને થવા જેવો હતો. બરાબર મધ્યાન્હકાળ થયો એટલે એક સરોવર આગળ વડના ઝાડ નીચે ઉતરી પડયો. પોતાના અશ્વને વડની ઝાડી વડવાઇ સાથે દોરડેથી બાંધ્યો અને પોતે

હડપ્રીમાંથી લોટો કાઢીને સરોવરમાંથી જળ લઇને વડના ઝાડ નીચે આવ્યો, એક ડાભડામા ખાવાને માટે રાખી મુકેલુ ભાથુ હતું તે ખાઇ લીધુ આ વખતે સૂર્યના વાદળી તાપની અસર થતી હતી પણ સરોવર કીનારા ઉપર વડના ઝાડ નીચે સીતળ પવન આવતો હતો. તેથી મુસાફરીના કારણથી થાકેલા મુસાફરને ઘણુજ સારૂ લાગતું હતુ, તેથી ઘાસીયો પાથરીને તે ઉપર ઓઢીગણુ દેતો આળોટવા લાગ્યો અને હવે કેમ કરવુ ! તેના માટે વિચારમા તલ્લીન થઇ ગયો, રસ્તો અજાણ્યો હતો. તેમજ આ સરોવર ચારે બાજુના વીંટાયલા ડુંગરોની મધ્ય ભાગમાં સજીવન જળ વાળુ સમુદ્ર જેવુ અખુટ હતુ તેમા લાખો અને કરોડો પોયણીયો હતી, કમળનો સમુદાય એટલો બધો પ્રફૂલ્લ જણાતો હતો કે તે સઘળી કુદરતિ રચનાની મજા મુકીને ત્યાથી બીલકુલ ખસવાનું માન થતુ નહોતું. પણ આ વખતે તે કુદરતિ મજાનું સુખ લેવાનુ આદ મુસાફરે બાજુએ રાખ્યુ હતુ અત્યારે તેના હૃદયમા ઉપરા ઉપરી વિચારોનુ આવૃણ અગ્નિ ઉપર મુકેલા દુધના ઉભરાની માફક થવા લાગ્યુ. પ્રથમ તો તેણે એજ શોચ કર્યો કે આ ભસ્મડલનો સઘળો પ્રદેશ ડુંગરોની આવલીથી વિંટાયલો છે તેથી જ્યા જ્યા જઇયે ત્યા ત્યા વિકટ ડુંગરાઓની શાખા શિવાય બીજુ કઇજ જોવામાં આવનાર નથી, તો પછી હવે માર્ગને માટે કોહોને પુછવાનુ રહ્યુ ! કહેવતમા કહ્યુ છે કે બગડે બે, અર્થાત બે માણસથી ધારેલા ગુપ્ત કાર્યની સિદ્ધિ થતી નથી, ઉલટામા સાથે રહેલા માણુસની વ્યવસ્થા માટે કાળજી રહે છે સઘળા માણુસની એકજ પ્રકૃતિ ક્યાથી હોય ! ત્યારે બીજા માણુસની સહાયતા આ જગોએ શા કામમા આવવાની હતી ! જેવી રીતે અજાણ્યો છતા હુંજ વિચારની શ્રેણી ઉપર ચઢ ઉતર કરૂછું તેવી રીતે જો કે બીજો કાયર હોય તો ઉલટામા અહિંથી પાછુ જવાને માટે મને શિક્ષણ આપવા તૈયાર થાય, તો પછી તેવી દખલ મારી જોડે શા કામની ! ગમે તેમ થાય

તો પણ સુખ મારેજ ભોગવવાનુ છે તે પહેલા અત્યારે તો અનેક પ્રકારની હરકતો રૂપી દુખના ડુંગરા ઉપલાવવાના મારેજ છે. ચાલ્ય જીવ ! હવે તો વિચારમાંને વિચારમાં સાંજ પડવા આવી; અરે આ સરોવર આ વખતે તનદુરસ્તી જે બક્ષે છે તેવી મજા બીજે કંઈ જોવામા આવી નથી. ત્યારે હવે મારે કેમ કરવું ! ઘોડાને આજે ચાલવામાં બહુજ ગતી આપીછે તોપણુ સરાસરી ત્રીસ કોસ ચાલેલો થાકી ગયેલો હોવો જોઈએ; સાંઝ પડવા આવી છે. તેથી થોડી વખતમા હવે મુસાફરી કેટલી કરવાના હતા ! તે કરતા આ જળાશય પણ છે અને તેના કીનારા ઉપર લીલી ઘાસ પણ છે માટે ઘોડાને છુટો મુકીને ઘાસ ચરવા મુકી દઉ અને જળ પ્રાશન કરીને તેનો પરીશ્રમ પણ દુર થશે. સબબ આજની રાત્ર આજ પૃથ્વી ઉપર ગુજારવી યોગ્ય છે યદ્યપિ રાત્રી વખતે જળાશય ઉપર વાઘ વરૂ ઇત્યાદીક જળ પીવા સારૂ આવે તે વખતે માહારા અદીક જળ પીવા સારૂ આવે તે વખતે નાહારા અશ્વને મારી નાખે એવો સંભવ છે, યદ્યપિ ઠીક છે તેના માટે છેક સાયંકાળે હુ ગોઠવણુ કરીશ આ પ્રમાણે વિચાર કરીને પવનની લેહર લાગવાથી તે નિદ્રાધિન થયો, એટલામા જોત જોતામા પશ્ચિમ બાજુએ છેક નિચાણમા સુર્ય લચિ ગયો એ જંગલમાં દીવશના ઉડનાર પાથિયો દરેક વૃક્ષ ઉપર ઠર-વાને કલરવ કરવા લાગ્યા એટલે આ વખતે તુરત જાગ્રત થઇને તે મુસાફર બેઠો થયો; અને લીલી ઘાસ ચરતા ઘોડાને પકડીને તેને જળ પાન કરાવીને એક ઘટ્ટ બોરડીના વિસ્તારવાળા જાળામા તલવારથી કાપીને મોટુ બારણુ બનાવીને તેમાની જગો સાફ કરીને તેમા ઘોડાને છુપાવ્યો અને પેલુ પાડેલુ દ્વાર ઝાખરાથી ઢાંકી દઈને ત્યાથી સચેત થતો વૃક્ષ નીચે આવીને ઉભો રહયો તે વખતે અંધારૂ થવાની શરવાત થઇ હતી, તેથી વૃક્ષ ઉપર ચઢીને બન્યો વિસ્તારવાળા ડાળાના સાધોમાં ત્રીજુ ડાલ ઉગેલુ હતુ એવા ત્રિકોર ખુણા ઉપર હાસીયો મુકીને પળાંઠી વાળીને તે

મુસાફર નિવૃતથી પોતાના ગુરૂના નામથી હાથમા માળા પકડીને બેઠો, આજ અશ્વિનમાસના સુકલ પક્ષની પ્રતિપદા અર્થાત નવરાત્રીનો પેહેલો દિવસ ઘટ સ્થાપનનો હતો, તેથી ચદ્રમા માત્ર દોઢ ઘટિકા હતો નહતો તેવો પૃથ્વીની છેક નીચાંણુ કક્ષામા ગુપ્ત થયો, તેથી સઘળા ભયંકર વેરાન પાહાડી જંગલમાં આ વખતે અંધારૂ પ્રસરાયલું હતું. સમુદ્ર જેવા વિશાળ સરોવરમા જે દેખાય દીવશે જણાતો હતો તેનાથી વિલક્ષણ રીતે અધારામા જુદીજ પ્રકારનો જણાવા લાગ્યો, મોટા વિસ્તારવાળા મઘર પરસ્પર જળમાં તોફાન કરવા લાગ્યાથી પાણીની છોળ ઉડી રહી હતી. તે મદ મસ્ત મઘરનો ચિકાર રાત્રીએ જુદી પ્રકારનો જણાતો હતો, મદ મદ પવનના સપાટાથી વૃક્ષના પાદડા હાલ્યાં કરા હતા અધાકારમા આકાશની અદર ઘુઠપક્ષીયોના પાખનો સપાટો સભળાતો હતો મોટા સરોવરના કિનારા બાહેર કારડ અને સારસ પક્ષિયોનો ચકિત શબ્દ કાને આવતો હતો,આ સઘળો તમાસો ચારે બાજુ નજર કરીને મુસાફર જોયા કરતો હતો, લગભગ અર્ધરાત્રનો સમય થયો એટલે એકાએક આકાશમાથી ત્રણ સ્વરૂપવાન સ્રીયો એજ વડના વૃક્ષ નીચે આવી પોહોચી,તખ્તને ત્યા ઠરાવીને તે ઉપરથી ઉતરી પડી, તેમણે સ્રીયોના મસ્તક ઉપરના મુકુટના મધ્ય ભાગમા મોટા હીરાનો ચળકાટ હતો તે દરેક તખ્તની બન્યે બાજુએ દીવાલમા દીપકનો પ્રકાશ અખડિત રાખેલો હોવાથી તે પ્રકાશને લીધે જણાતુ હતુ અને તે દરેક તખ્ત ઉપર બએ દીપકો વીજળીના તેજ જેવા હોવાથી હજારો દીવા કરતા પણ વધારે પ્રકાશ જણાતો હતો, તેવા પ્રકાશથી આ આવેલી ત્રણે સ્રીયોનુ અદભુત મોહક સ્વરૂપ જણાતું હતુ તે ત્રણે સ્રિયો પૈકી બે સ્રીયો ત્રીસ ત્રીસ વરસની ઉમરની હતી અને ત્રીજી સ્રી લગભગ પદર વરસ ઉમરની જણાતી હતી–તેમાં પદર વરસ ઉમરવાળી સ્રીયે બે સ્રીયોને પ્રસ્ન કર્યો કે બેહેન ! હુ તમારી સાથે આ રમણિય સરોવર ઉપર આજેજ આવીછું જેમા આ આજુ બાજુના

પર્વતની આવલી વચ્ચેના સરોવરને જોઇને ઘણુંજ આનંદ પામીશું; આ પ્રમાણે સાંભળીને પેલી બંને પ્રૌઢા સ્ત્રી પ્રત્યે એક સ્ત્રીયે પેલી જુવાન સ્ત્રીના ગાલ ઉપર ચુંબન કરીને કહેવા લાગી કે પ્યારી ! આ સરોવર ઘણુંજ અદભુત છે; જે વખતે મહિસાસુર રાક્ષસ ઉત્પન્ન થયો તે વખતે દેવ વીગેરે નાશી નાશીને ગુપ્ત અવાસમાં રહ્યા હતા, એવા ગુપ્ત અવાસ ત્રણ છે તેમાં સાક્ષાત ઇંદ્ર જે જગોએ સતાયો હતો તે ભદ્રમંડળના ડુંગરી પ્રદેશથી કાંઇક દુર એક એવી તો ગુપ્ત ગુફા છે કે તે જોઇને આનંદ પ્રગટ થયા શિવાય રહે નહી. એજ પ્રમાણે સદાશિવ અને વિષ્ણુ તથા બ્રહ્મા વિગરેને રહેવાને માટે આ સરોવરની ઉતર દીશાએ એક ગુફા છે જે ગુફામાં દ્વાર ઉપર સિંદુર રંગથી ચક્ર અને શંખનું નિશાન ચિત્રેલુ છે તે નિશાન એજ વખતનું કુદરતિ કરેલુ છે અને આ સરોવર દેવોની આજ્ઞાથી વિશ્વ-કર્માએ રચ્યુ છે માટે આ અદભુત સ્થાન છે પ્યારી ! અમે તો ત્રીજે ચોથે રાત્રી સમયે જળક્રીડા કરવા સારૂ હમેશા આવીએ છીએ તથાપી તુ અજાણી હોવાથી આજે તને લાવ્યા છીએ ચાલો હવે આપણે આપણા મુકટ વિગેરે ઉતારીને જળમા વિહાર કરવા સારૂ અંદર પડીયે આપણા માટે જળમાં મઝા આપનાર અને અનેક પ્રકારના ભયને દુર કરનાર સરોવરમાજ વાહન તઇયાર છે એમ કહીને મુકુટ વિગેરે ઉતારીને તપ્ત ઉપર મુકયા શરીર ઉપર કિમતી વસ્ત્ર હતા તે કાઢીને શ્વેત વસ્ત્ર ધારણ કર્યા પછી દરેક જણીયે પોતાની કાચળીમાથી સુવર્ણની ડાબડી એકેક કાઢીને તે ડાબડી પોતપોતાના કનકના તપ્ત ઉપર મુકી; પછી ચોથી ડાબડી લોખંડની હતી તે ડાબડીજ ખુલી કરીને તે ઉપર પેલી કનકની ડાબડી સાથે વળગાડેલો જાડો વાળ હતો તે વાળનુ ઘર્શણ કરવાથી લોખંડની ડાબડીમાથી કાળા રંગનો બીહામણો અને વિક્રાળ કદવાળો માણસ નીકળ્યો, તેના હાથમાં ખુલી તરવાર હતી, તેનું શરીર ખુલ્લુ હતું, તેના મસ્તક ઉપર ટુંકા વાળ અને નાક પણ

ચપટું હતું; તેના જાડા હોઠ વડા જેવા હતા, શરીરે ઘણોજ દ્દઢ અને બળવાન હતો, તેવો માણસ પ્રગટ થયેલો બે હાથ જોડીને ઉભો રહ્યો; તે વખતે પેલી પ્રૌઢ વયવાળી બે સ્રીયે ઉત્તર આપ્યો કે નિયમ પ્રમાણે આ તખ્ત વીગેરે અમારો તમામ સામાન તેને સ્વાધીન કરીએ છીએ તેમા હરેક તખ્ત ઉપર અમારી સુવર્ણની દાબડી ઉપર વધારે ધ્યાન આપજે હાં કે ! એટલું કહીને તે ત્રણે સ્રીઓ સરોવરના કીનારે જઇને ઉભી રહી અને ત્રણ તાળીઓ બજાવી, એટલે મધ્ય ભાગમાથી સુસવાટા મારતા મસ્ત મઘરો કીનારા આગળ આવીને ઠરી રહ્યા, તે હરેક મઘર ઉપર હરેક સ્રીઓ નીવૃતિથી બેઠી. એટલે સપાટાબંધ પેલા મઘર મોટા વીસ્તા-રવાળા તળાવની મધ્ય ભાગમાં ચાલ્યા ગયા, તે તળાવનો મધ્ય ભાગ ત્રણ કોસનો હતો એટલે તે તળાવનો ઘેરાવો અઢાર કોસનો વીસ્તારવાળો હતો, તેથી તે તળાવના મધ્ય ભાગમાં જનાર તળાવના કીનારા ઉપર બંદુકનો અવાજ થાય તોપણ સાભળી શકે તેમ નહતુ. વળી અધારી રાત્ર હતી, તેથી તે વિચિત્ર સ્રિઓ જળ વિહાર કરવા સારૂ કેટલે બધે દુર ગઈ તેનો પત્તો લાગ્યોજ નહી

આ તરફ પેલો કાળા શરીરવાળો પ્રચડ માણસ હાથમાં ખુલ્લી તલવાર લઇને ત્રણે તખ્તની આગળ આમતેમ આટા માર્યા કરતો હતો આ સઘળો બનેલો તમાસો વડ-વૃક્ષ ઉપર ચઢેલો મુસાફર ધારી ધારીને જોયાં કરતો હતો. આ સ્થળમા ચમત્કારીક દેખાવ જોઇને ઘણુ આશ્ચર્ય પામવા લાગ્યો, તેમા વળી પેલી પ્રૌઢ વયની સ્રીએ લોખ-ડની ડાબડી ખુલ્લી કરીને અને તે ઉપર તેની પાસેની સુવર્ણ ડાબડીના લગતો બાધેલા વાળથી ઘર્શણ કરીને કાળા રગના માણસને કાઢયો તે જોઇને તો તેને ઘણુંજ આશ્ચર્ય લાગ્યુ. પણ તે આશ્ચર્ય લાગતા સાથે તે મુસાફરને ભય લાગવા માંડયો. કારણ કે રખેને કદાપી પેલી ત્રણે સ્રીઓ સરોવરમાં જળવિહાર કરવા ગએલી છે. તે જ્યારે પાછી આવે અને ભાવી યોગે મને જુવે તો તે જાદુવિદ્યા જાણનારી

મારો પરિણામ કેવો કરશે તેના માટે બહુજ સાવચેત રહેવાનું કારણ છે, જયારે લોખંડની ડાબડીમા આવો ચમત્કાર છે ત્યારે સુવર્ણની ત્રણ ડાબડીયોમા કાંઇ જુદોજ ચમત્કાર હોવો જોઇએ, કેમકે ઘણા ભાગે તે સુવર્ણની ત્રણે ડાબડીયો ઉપર વધ રે દેખરેખ રાખવાને માટે આ કાળા રગના કદાવર માણસને ભલામણ કરેલી છે.—વળી આ કદાવર માણસ તે જાદુઇ વિદ્યા જાણનારી વિચિત્ર સ્ત્રીયોનો હુકમ ઉઠાવનારોજ જણાય છે. યદ્યપિ તેમા કઈ પ્રકારનો ભેદ છે તે હજુ સુધી જણાયો નથી ગમે તેમ હોય, પણ જેનો જન્મ છે તેનુ મૃત્યુ તો છેજ, યોગ વિદ્યા જાણનાર પાતજળ મુનિ પણ નાશ પામ્યા, અવતાર ધારણ કરવા-વાળા ઈશ્વરનો અશ કહેવાયા પણ તેઓ સઘળા નિમિત્તને વશ થઈને મર્ણ પામ્યા, તો પછી આ કાળા માણસને પાછો ડાબડીમા સમાસ કરીને તેને જે કોઇ યોગથી અંદર રાખે છે તે યોગથી આ રક્ષક છે તોપણ ઘણા ભાગે આ ત્રણે સ્ત્રીયોની વિદ્યાથી સપડાયલો કોઈ પ્રકારે પણ દુખી હોવો જોઇએ; માટે હવે મને આ વખતે તક સારો મળ્યો છે જો કે આ અમુલ્ય વખત ખોઈ બેશીશ તો ફરી આવો તક મને મારી જીદગીમાં મળશેજ નહી માટે જો કે આ કાળા માણસને મારી કમાનના બળથી તીર વડે કરીને વેધી નાખુ તો તેનો શો પરીણામ થાય છે ! તે જોવોજ જોઇએ. આ પ્રમાણે પેલા મુસાફરે સાહસ વિચાર કરીને કમાનમા તીર ભરાવીને કાન સુધી ઘણા જોરથી ખેચીને પેલા કાળા માણસના હૃદયમા એવુ તો માર્યુ કે તે તીર તેના હૃદયને ભેદીને ઘણુ દુર નીકળી ગયુ મર્મસ્થાન ભેદાયાથી પેલો કાળો માણસ એકદમ તરફડીયાં મારતો જમીન ઉપર ઉથલી પડયો અને હાય હાય ઉચ્ચાર કરતો શરીર તરફડાવતો એકદમ આળોટવા લાગ્યો. પછી બોલવા લાગ્યો. કે અરે હાય ! હું નિરતર બંધનમા રહેનાર દુખીને જેણે તીર માર્યું છે તેનો હું મોટો ઉપકાર માનું છું અને આ વખતે મને તરશ લાગી

છે માટે જરાક પાણી પાશો તો હુ તેને મારો અંતકાળ નજીક આવ્યો છે માટે ઉપકારને બદલે તેનો ઉતમ બદલો આપવા તૈયાર છું. એમ કહીને તે આળોટવા લાગ્યો એટલામા વડ વૃક્ષ ઉપરથી પેલો મુસાફર ઉતરી પડયો. પછી લોટામા પાણી ભરીને પેલા કાળા માણુસના મુખમા ચાગળુ ચાગળુ રેડવા લાગ્યો. પછી કાંઇક શુદ્ધી આવવાથી કહેવા લાગ્યો કે, હે ભાઇ ! શું તેંજ મને વેંધ્યો છે કે, જો તેમ હોય તો હવે હું તારો ઉપકાર માનું છુ હવે હુ નિરંતર કેદખાનાનું દુખ ભોગવનાર કમનસીબ થએલો તારા હાથથી ભાગ્યશાળી બનીને સ્વર્ગમાં જાઉંશુ —તે મને પાણી પાયુ છે તે બાબત હું ઘણો ખુશી થયો છું હવે હુ મર્ણની અણી ઉપર છું માટે તને ખુલાસો આપુ છુ કે આ સરોવરમા જળ વિહાર કરવા જનારી ત્રણ સ્ત્રીયો મહા ઘોર કર્મ કરનારી કૃત્યાઓ છે ઘણું સારૂ થયુ કે તમે તેણીના જોવામા આવ્યા નથી નહિતો તમારી કેવી સ્થિતિ થાત તેના માટે મને દયા આવ્યા શીવાય રહેતજ નહી, માટે હવે તમે આ ત્રણે તક્ષ ઉપર ત્રણ સુવર્ણની ડાબડીયો છે તે તમે તમારા કબજે કરો, ત્રણુ સે સુવર્ણ ડાબડીયો તનને આપવાનુ એજ કારણ છે કે તેમથી ત્રણ પુરૂષો દિવ્ય કાન્તી વાળા જુદા જુદા નગરના રાજકુમારો જોવામા આવશે અને તે દરેક ડાબ-ડીયોને લગતો વાળ છે તે વાળનુ ઘર્ષણ કરશો એટલે તેમાથી પ્રગટ થશે, અને તમારા આ પરોપકારી પરિશ્રમથી તેઓનો છુટકારો થશે, વળી તેઓ તમારો ઉપકાર માનશે. હવે મારો જીવ આ ખોળીયામાથી જવાની તૈયારીમા છે. તેથી તમારા બચાવ માટે વિશેષ એજ કહુ છું કે તે કૃત્યાઓ જે વખતે સરોવરમાથી જળ વિહાર કરીને આવશે તે વખતે તે કૃત્યાઓ મારૂ મૃત્યુ જોઇને ઘણુંજ રોશે ભરાશે તે સાથે સુવર્ણની ત્રણે દાબડીયો ગુમ થઈ ગએલી જાણશે તે વખતે છાતી કુટી અફસોસ થઈને રૂદન કરશે.— કેમકે હવે તે સ્ત્રીયોને તેવી ડાબડો મળવી મુશ્કેલ છે.

માટે આ લોખંડની ખાલી થએલી ડાબડી તે પણ તમારે સ્વાધીન કરજો.

મુશાફરે કાળાનુ વચન સાંભળીને પ્રશ્ન કર્યો કે ડાબડીમાથી માણસને પ્રગટ કરવુ, અને તેમા તેઓનો સમાસ કરીને ડાબડી વાસી દેવાની શક્તી અને તેવો ચમત્કાર વાળમા છે કે ડાબડીમા !

કાળા માણસે કહ્યુ કે તે ચમત્કાર વાળમાં અને ડાબડીમા મળીને એક બીજાને સબંધ આપનાર યોગ છે. તે કૃત્યાઓએ ઉપાસન કરીને આ ડાબડીયો મેળવી છે તે ઘાતકી સ્ત્રીયોની ઉપાસના શરીરને કમકમારો છુટાવે તેવી છે તેમ તેણીનાં કૃત્યો પણ તેવાંજ છે.

મુસાફર ઘણા વિચારમા પડીને વિશેષ ખુલાસો માગવા લાગ્યો કે, મારા મેહેરબાન ! જો કે મેં તમારામાં આવા ઉતમ ગુણ જાણ્યા હોત તો હું તમને તીર મારત નહી કેમકે હવે મને બહુજ પસ્તાવો આવે છે પણ કાંઈ ઇલાજ રહ્યો નથી માટે હુતો છેક લાચાર થઈ ગયો છું માટે મિત્ર ! હવે હુ એ પુછુ છુ કે તે ત્રણ કૃત્યાઓ કયા રહે છે

તે સ્ત્રીઓ જાદુઈ પ્રભાવથી તખ્ત ઉપર બેશીને જલદીથી આવે છે પણ અત્રેથી હજાર કોસ દુર પ્રબળ ગજ ડુંગરાની તળેટીમા એક સુંદિર મહેલમા રહે છે, અને એ મહેલમાં કેવા વૈભવથી રહે છે તે તો હુ કહી શકતો નથી પણ તે સ્ત્રીયો હવે ડાબડીયો ઘુમ થવાથી ક્ષણ માત્ર ટકયા વિના તખ્ત ઉપર બેશીને જલદીથી પ્રાતઃકાળમા ત્યાં પોહોચશે સઘળી સત્તામાથી તેની એક સત્તા નાશ પામી કેમકે તે વાળમા સાધારણ એવીજ શક્તિ છે કે કાન આગળ ધરવાથી જાણે કોઈ મનમાં વાત કરતુ હોય તેવી વાત ખુલાસેથી મળી શકે છે તે વાળમા એવી સત્તા છે કે ઘુમ થએલી વસ્તુ કયા છે તે તુરત જણાવી આપે હવે જ્યારે વાળ ઘુમ થાય છે ત્યારે તે કૃત્યા તમને શોધી કાઢવાને બીલકુલ સમર્થ નથી એ શિવાય બીજો કોઈ

ચમત્કાર એ ડાબડીમાં નથી,

આટલો ખુલાસો કાળા માણુસથી મળ્યો પછી તે ઘણો બેચેન થવા લાગ્યો તેના નેત્ર ખુલ્લાં ફાટી ગયા જેવા થવા આવ્યાં. તે વખતે મુસાફરને કંઈક યાદ આવવાથી તે કાળા માણુસના કાન આગળ મુખ રાખીને ઘાટો પાડીને કહ્યું કે થોડી વખતના મિત્ર ! તેં ઘણોજ ઉપકાર મને કર્યો છે. છતાં તેમા જરાક એટલું પુછુ છુ કે, આ ડાબડીયોનો કાંઈ બીજો ઉપયોગ લઈ શકાય એમ છે કે ! તે સ્રીયો આ ડાબડીમા પુરૂષોનો કેવી રીતે સમાસ કર્યો ! તેનો ખુલાસો મળ્યો નથી એમ મુસાફરે પુછયુ.

કાનમા અવાજ આવવાથી, હરદથી ઘણોજ ઉંડો ઉતરી ગયેલો કાળો માણુસ દેહ ત્યાગ કરીને જવાની તઇયારીમાં હતો તેણે બહુજ ધીરે રહીને કહ્યુ કે મિત્ર ! હજુ મને બરાબર ભાન નથી તો પણ કહું છુ કે ડાબડીમા ઉતારવા ધારેલા મરદને કે સ્રીને વાળ અડકાડયો એટલે છેક દાબડીમાં સમાય તેટલુ તેનું સ્વરૂપ થઇ જાય છે પછી જરાએ વાર ન કરતા તુરત તેને ઉપડીને જયા દાબડીમા મુકયો એટલે દર્શન થઇ જાય છે પાછી તુરત ડાબડી બંધ કરી દેવી. પછી જયારે તે વસ્તુને બાહાર કાઢવાનું મન થાય ત્યારે તે વાળ દાબડી ઉપર ઘસીને તેનુ ઢાકણુ ખુલ્લુ કરતાજ પ્રગટ થાય છે પ્રગટ થયા પછી તેનાથી નાશી જવાતુ નથી, હે ભાઈ ! હવે તમે જ્યાં હતા ત્યા ચાલ્યા જાઓ હવે મારો પ્રાણ જાય છે મારા શબની વ્યવસ્થા તે કલ્યાઓ કરશે, એટલુ કહીને પેલો કાળો માણુસ બોલતો બંધ થઇ ગયો અને કાષ્ટ પથ્થરવત્ થઇને પાસુ વાળીને સુતો. કાળા માણુસનું મર્ણ અને તેના અંતઃકરણમાં પરોપકાર વૃત્તિ જોઇને અરે રામ રામ ! મ્હે ઘણુજ સાહસ કર્યું એમ બોલતો મુસાફર પેલા વડના ઝાડ ઉપર ચઢીને સ્થાનકે બેઠો.

પાછલી રાત્રીના ચાર વાગ્યા એટલે પરસ્પર વિનોદ કરતી મસ્ત બનેલી ત્રણે સ્રીયો પોતાના તખ્ત આગળ

આવીને ઉભી રહી પછી જુવે છે તો પેલો કાળો માણસ જ-મીન ઉપર પડી ગએલો છે છેક હાફળી ફાંફળી બની ગએલી ત્રણે જણીયો જમીન ઉપર પડેલાને તપાસવા લાગી, મર્મ-સ્થાન ભેદાઇ ગએલુ જોવામા આવ્યુ. અને એથીજ મર્ણ પામ્યો જોઇને વિસ્મય પામી તુરતજ તખ્ત ઉપર તપાસવા લાગી ત્યારે હરેક સ્રીયોએ પોતાની સુવર્ણની ડાબડી જોઈ નહી. આ બનાવ જોઇને તે ઘણીજ અધીરી બની ગઈ અને ત્રેણે સ્રીયોએ પોતાના અંતકરણની પાપ બુદ્ધિથી ફરીથી કોઇ બીજી આફત આપણા ઉપર આવશે તથા આપણા કરતા ઘણો ઉસ્તાદ જે હશે તેણેજ આ કામ કર્યું છે માટે અહીયા ક્ષણવાર નહિ ટકતાં ચાલ્યા જવુ ઠીક છે. એવો વિચાર કરીને પેલા કાળા માણસની લાશને એક તખ્ત ઉપર ગોઠવીને બાકીના બે તખ્તમા ત્રણે જણીઓ સમાસ કરી ઘણીજ ત્વરાથી ઉપડીને ગતી કરવા લાગ્યા.

પેલી સ્રીયો તખ્ત ઉપર બેશીને ગઇ એવી ખાત્રી થઇ એટલે મુસાફરને આનંદ થયો. પછી નિવૃતિથી ચારે તરફ નજર કરવા લાગ્યો ત્યારે તેને સ્વપ્નવત્ લાગ્યુ, હે પ્રભુ ! ઘડીમા ચમત્કાર કેવો બની ગયો ! આહાહા કાળા માણસનુ મર્ણ કેવુ, ! અને તે અત્યારે કાંઈજ દેખાતુ જ નથી એ શુ ! હજુતો માહરા પ્રવાસનુ પેહેલુજ પગથીયુ છે તેમા જ્યારે ભય ઉપજાવે તેવી હુ રચના જોઉં છુ ત્યારે કોણ જાણે આગળ શું બનશે ! આ પ્રમાણે વીચારમા લીન થએલા મુસાફરે પૂર્વ દીશા તરફ દ્રષ્ટિ કરી ત્યારે સુર્ય માહારાજની સ્વારી પધારવાના ચિન્હ દેખાયા, ત્યાર બાદ આકાશમા કીરણનો પ્રકાશ ફેલાવા લાગ્યો, અને અજવાળુ થવા લાગ્યુ; એટલે વડના ઝાડ ઉપરથી મુસાફર ઉતરીને પેલા ઘટ્ટ જાળામાં રાખી મુકેલા ઘોડાને કીનારે લેતો આવ્યો અશ્વને જળપાન કરાવ્યુ પછી પોતે પણ દતધાવનાદીક મળ ત્યાગ કીયાથી પરવારી સ્નાન કરીને અંગપર વસ્રાદિક શસ્ર ધર્યા,—પછી પેલી સુવર્ણની ત્રણે ડાબલીયો તથા ચોથી લોખડની ડાબડી લઇને તેણે વિચાર

કર્યો કે ત્રણ ડાબડી માટે જે માહીતી મળી છે તેનો પરિણામ કોઇ સારૂ નગર આવે ત્યાજ કરવામા આવે તો આમાંથી પ્રગટ થએલા ત્રણે માણસોને તે નગરમાં મુકીને મારે આગળ પ્રવાસ કરવાને અનુકુળ થશે; એમ નક્કી કરીને તેણે જાપતાથી ત્રણે ડાબડીયો પોતાના ઘુઆમા મુકી દીધી- પછી ત્યાથી પ્રવાસ માટે ઘોડાપર થઈ આગળ ચાલવા લાગ્યો, દડમજળ દર કુચ કરતા આખો દિવસ મુસાફરીમા લેતા છેક સાજની વખતે સરાસરી અર્ધ કોસ છેટેથી વિસ્તારવાળુ નગર એક ડુગરની ઉચી તળેટી ઉપર આવેલુ તે મુસાફરને જણાયું; એટલે તેને ધૈર્ય ઉત્પન્ન થયુ, તે સાથે તેણે જગત કર્તા પરમેશ્વરનો મોટો ઉપકાર માન્યો, ઘોડાનો વેગ ચાલવાનો ઘણોજ ચપળ હતો, તેથી થોડી વખતમાં ગામને ગાંદરે પોહોચ્યો, આ વખતે આકાશમા સુર્ય એક રાશ પૂરનો દેખાતો હતો તેથી અનુમાન દ્વારાએ પાચ ઘટિકા દીવશ હતો; નગરની બાહેર મોટુ સરોવર હતું તે તરફ ઘોડાને લઇ જઇને જળપાન કરાવ્યુ, પોતે પણ પ્રવાસથી શ્રમિત થયો હનો તેથી તેણે તે વખતે સ્નાન કરી લીધુ, વળી પોતાની હડપ્રીમાથી ડાબડો કાઢીને તે વખતે ખાઇ લીધુ, પછી વસ્ત્રાદિક શસ્ત્ર અગ ઉપર ધારણ કરીને ઘોડેશ્વાર થયો, અને નગરના દરવાજામા પ્રવેશ કરવા લાગ્યો,

દરવાજામા પ્રવેશ કરતાજ દરવાન લોકોએ તે મુસાફરના ઘોડાની લગામ પકડીને એજ જગોએ તેને રોકયો અને કહેવા લાગ્યા કે માહારા મેહેરબાન ! આ નગરનો હાલ રીવાજ રાજદરબાર તરફથી એવો થયો છે કે નગરમા કોઇ પરદેશી માણસ પ્રવેશ કરતો હોય તેને દરબારના દિવાન સાહેબ પાસે લઇ જઇને અને તેનુ નામ ઠામ વીગેરે લખીને તેમને ઉતમ પ્રકારનો ઉતારો આપવો માટે તમે બીજે કોઇ ઠેકાણે જવાનો વિચાર મુકી દઇને અમારી સાથે દીવાન સાહેબ પાસે ચાલો

દરવાનનું વચન સાંભળીને તે મુસાફરને ઘણોજ

આનંદ થયો, અને પોતે સંતોષ પામ્યો કે પરમેશ્વરની કૃપાથી આપણી મહાવજત વગર પ્રયાસે અહીયાથીજ થાય થાય છે, મુસાફર પોતે ખુશિથી તે દરવાનની સાથે દીવાન સાહેબના મુકામ સુધી ગયો, દીવાન એ વખતે કચેરી બરખાસ્ત કરીને પોતાને ઘેર આવ્યો હતો તેથી દીવાનને ત્યા તે મુસાફર અને દરવાન હાજર થયા; દીવાને તે નવીન માણુસને જોઇને પૂર્ણ પરિક્ષા કરી કે આ કોઈ વીર પુરૂષ છે યદ્યપિ ભાવીમા જે બનવા કાળ હોય તે કાંઇ ફરી શકતું નથી. એમ સેજસાજ મનમા બડબડીને પોતાની પાસેના પટાવાળાને આજ્ઞા કરી કે જે કોઇ પરદેશી ઉતારૂ માણુસો આવે છે ત્યા તેમને લઇ જઇને તેમા રાખો, વળી ઘોડાને જોઇયે તેટલી ઘાસચંદી પણ સાથેજ લઈ જાઓ, તેમજ આ મુસાફર જે કોઈ પ્રકારનો ખોરાક માગે તે તેમની સેવામા રજુ કરો, એટલું કહીને અફસોસ મુદ્રાએ દીવાન પોતાના ઘરમા પેશી ગયો

આજ્ઞા પ્રમાણે મુસાફરની માહીતી લઇને બે પટા વાળા ઘાસ ચંદી, અને મુસાફરને માટે દુધ, પુરી અને માલપુવા વીગેરે થાળમા ભરીને એક મકાન આગળ રહ્યા, આ વખતે દીવા બત્તી થયાનો વખત થયે હતો ચારે બાજુ અંધકાર થવાની શરૂવાત થઈ હતી આજે નવરાત્રીનો બીજો દીવસ એટલે અશ્વિન શુકલપક્ષ દ્વિતિયા હતિ; તેથી ચંદ્રમા છેક નીચેજ લટી ગયો હતો, પેલા મુસાફરને મકાન બતાવવા અને તેમા પ્રવેશ કરાવવા આવનાર પટાવાળાઓના પગ ચાલતા ચાલતા તે મકાન જોઇને ઢીલા થવા લાગ્યા; તેઓએ મોટા રામપાત્રમા આખી રાત દીવો બળે તેટલું દીવેલ મુકીને તૈયાર રાખેલું હાથમાંજ ઝાલેલુ હતું; એવી તૈયારીની સાથે પરદેશીયોને ઉતારો આપવાના વિસ્તિર્ણ મકાન આગળ ઉભા રહ્યા, આ વખતે એક પટાવાળાએ ચકમકથી અગ્નિ ઉત્પન્ન કરીને દીવક પ્રગટયો; પછી તે અવાસને વાસેલુ તાળું ઉઘાડીને ખુલ્લુ કર્યું, તે અવાસનું પ્રવેશક દ્વાર ઘણુ મોહોટું હતું; તે

ઉઘાડીને પટાવાળાઓએ પેલા મુસાફરને કહ્યું કે આપ સુખએથી આ અંગાસમાં તમારા ઘોડા સુદ્ધા જાઓ, ઘોડાને બાધવાને માટે આગલી પડાળીમા ખીલાઓ છે, અને આ દીપક પ્રગટાવેલો પ્રથમ તમે અદર જઈને કોઈ ગોખલામાં ગોઠવી ઘો, એ પ્રમાણે કહીને દીવાનુ કોડીયું લીધુ અને તેની અદર જઈને એક ગોખલામા ગોઠવી દીધુ; પછી ઘાસ અને દાણો પણ પટાવાળાઓના હાથમાથી લઈને અદર મુકીને આવ્યો. પછી પોતાના અશ્વને લઈને એક બાજુએ ખીલે બાધ્યો,– તે મુસાફર પોતાનો તમામ સામાન લેઈને જે વખત અદર ગયો તે વખતે પેલા બન્ચો પટાવાળાએ એજ મકાનનુ આગળનું દ્વાર બધ કરી તાળુ વાશીને બ્હીકને લીધે બોલ્યા ચાલ્યા વિના મુઠીયો વાળીને એવા તો જોશસેર નાઠા કે તેટલી હદ જયારે તેઓએ મુકી ત્યારે પરમેશ્વરનો તેઓ ઉપકાર માનવા લાગ્યા —

પેલા પટાવાળાઓએ મોટાં દ્વારના કમાડ વાશીને બાહાર તાળુ લગાવ્યુ છે તેવી ખબર મુસાફરને રહી નહી. પણ ખાવાપીવાનો અને રાત્રે શયન કરવાને બીસ્તર વીગેરેનો તથા જરૂર પુરતો બદોબસ્ત ઉત્તમ મકાન સાથેનો થયો સમજીને સતોષ પામેલો મુસાફર શકા રહીત થઈને ઘોડાની સારવારમા કેટલીક વખત રોકાયો, ત્યારપછી હાથમા દીવો પકડીને જેમ જેમ આગળ પગલા ભરે છે તેમ તેમ તે મકાન એટલો મોહોટો વિસ્તારવાળો જણાયો કે તેને ઘણુ આશ્ચર્ય લાગ્યુ, તે મકાનના સાત મજલા હોવાથી આકાશ મડળને ભેદી નાખે તેવું હતુ વળી મધ્ય ભાગમા આરસપહાણના પથ્થરથી મોટા વિસ્તારવાળો ચોક જડેલો હતો; તે તમામ ચોક વટાવીને મધ્ય ભાગના દીવાનખાનામા ગયો ત્યારે તેને મોહોટો છત્ર પલગ માલુમ પડયો વળી તે છત્ર પલગની પાસે એક મોહોટુ તાકુ હતુ, તે તાકામા પીવાને માટે પાણીની માટલી ભરી મુકેલી હતી, પટાવાળાઓએ ટાટમા ભરીને દુધ પુરી તથા

આલપુવા આપ્યા હતા તે લેઈને પલગ આગળ તે સુથા ફરે ગોઠવ્યું. પછી પોતે તેમાથી જરૂર પડતું ખઈ લીધું, ત્યારબાદ એવા પરચુરણ કામથી અટપીને તેણે પલગ તરફ નજર કરી તે વખને તેને એવો વિચાર સુજ્યો કે આ પલંગમા સેકડો માણસ ઉતારૂઓ શયન કરતા હશે માટે તેવા પલંગમા મારે શયન કરવુ ઘટતુ નથી, એમ વિચાર કરીને જે મોહોટી જાજમ પાથરી હતી તે જાજમ ઉપર પોતાનો રૂવળ ગાસીયો પાથરીને પલાઠી વાળીને બેઠે આ વખતે તેણે પોતાના મસ્તક ઉપરથી લોહનો ટોપ ઉતાર્યો હતો આ વખતે તેણે અગ ઉપરથી લોહનું કવચ કાઢીને ખીંટીએ ભરાવ્યુ હતુ અગ ઉપર ફકત મલમલનો ઝભ્ભો પહેરેલો હતો. પછી એક રીતે આ ભવ્ય મકાનની સ્થિતિ માટે સેજસાજ વિચાર કરવા લાગ્યો કે, અને બડબડવા લાગ્યો કે આવો વિસ્તિર્ણ અવાસ છતા તે અવાસની આજુબાજુ કોઈની પણ વસ્તી શામાટે જણાતી નથી ! અરે ! જે વખતે પટાવાળા સાથે મ્હે પ્રવેશ કર્યો તે વખતે છેક ગામથી દસ ખેતરવા દૂર આ છેવટનો મકાન છે; તો પછી આમ થવાનુ શુ કારણ હશે ! ખેર ગમે તે કારણ હો તોપણ નગર નજીક મકાન છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. એવો વિચાર કરીને તે મુસાફર પોતાના ઈષ્ટ દેવનું સ્મર્ણ કરવા લાગ્યો

આ વખતે સરાસરી રાત્રીના દસ વાગ્યાનો સુમાર થયો હતો, આ મકાન છેવાડો અને આજુબાજુ વસ્તિ વિનાનો હોવાથી કેવળ શાન્ત જણાતુ હતુ. બીજી તરફ બીસ્તર ઉપર બેઠેલો મુસાફર પોતાના આગળ તલવાર મુકીને ગુરૂના નામની માળા ફેરવ્યાં કરતો હતો સરાસરી મધ્ય રાત્રીનો વખત થયો તે વખતે મેડા ઉપર જેવી રીતે મેઘ ગર્જના કરે તેવી રીતે ગડગડાટ થવા માડયો, જાણે કોઇ જોસ ભેર દોડતુ હોય તે પ્રમાણે પગના પ્રહારની ભયંકર ધ્વનિ સભળાતી હતી, તે વારંવાર આમતેમથી સોહોર બકોર સાથે સાભળવામાં આવી—આ તમાસો

સાંભળીને મુસાફર સાવધ થયો; અને તુરતજ પોતાના મસ્તક ઉપર લોહનો ટોપ ધારણ કરીને અંગ ઉપર કવચ પેહેરી દીધુ. આ વખતે જેમ બને તેમ તેણે વસ્ત્ર શસ્ત્રાદિકથી સજ્જ થવામાં ઉતાવળ કરી; પછી તેણે અનુમાન કર્યો કે આ મકાનમા બિલકુલ વસ્તિ નહિ છતાં મેડાના સુના ભાગમા ભય ઉત્પન્ન કરે તેવી જે ધ્વનિ થાય છે તેનું કોઈ પણ કારણ જુદુજ હોવુ જોઇએ. આમ વિચાર કરીને હાથમા લાબો ભાલો પકડીને એજ દીવાનખાનામાં દીપકને સારી પેઠે ચાક કરીને આમતેમ તે મુસાફર ફરવા લાગ્યો, અને હવે શુ થાય છે! તે અવલોકન કરવાને માટે તેણે ચારે બાજુ પોતાની દ્રષ્ટિ ફેંકવા લાગ્યો, થોડીકવાર થઇ એટલે મેડા ઉપરના ભાગમા ધમ ધમાટ થવો બંધ થઇ ગયો, ત્યાર બાદ દીવાનખાનાની સામી ભીતમા તોપના જેવો અચાનક અવાજ થયો. તે અવાજ સાંભળીને મુસાફર એકદમ ચમક્યો અને ધારી ધારીને તે અવાજ થતી ભીત તરફ સચકિત થએલો જોઇ રહયો.—એટલામા થોડીકજ વાર થઇ એટલે એકદમ ભીતમા ભયકર અવાજ થતા સાથે મોટો ચીરાડો પડયો; અને તે ચિરાડામાંથી ગધેડીનો કાન પકડીને મોટા કદવાળો પ્રચડ રાક્ષસ ઉત્પન્ન થયો; તેનો દેખાવ ભયકર હતો, તેને મસ્તક ઉપરના વાળ કમ્મર સુધી ઘોડાના પુછડાના વાળ કરતાં પચાસ ઘણા જાડા લટકતા હતા, તેના હોઠમાંથી એકેક ગજ લાબા દાત છેક આગળ આવી ગએલા હતા. તેની જીભ કુતરાની માફક લોહીથી ખરડાયલી લટકતી હતી તેનુ શરીર એવુ તો મજબુત હતુ કે તેની મજબુતીને માટે કોઇ માણસ જાતના શરીરની ઉપમા આપી શકાય તેમ ન હતું પણ તે જે વારે ભીતમાથી નીકળીને ચોકના મધ્ય ભાગમાં ઉભો રહયો તે વખતે તેની ઉચાઈ તાડના વૃક્ષ જેટલી માલુમ પડી, તેના હાથમા ખુલ્લી તલવાર પાચ ગજ સુધી લાબી અને એક વેત પોહોળી હતી, આ વખતે તેની જોડે ધોળા રગની જે ગધેડી હતી, તે ગધેડી પણ તેના ઉચાણના

પ્રમાણુ પ્રમાણે કમર સુધી ઉંચી હતી. અહાવા રાક્ષસે ચોકમા ઉભા રહેલા પેલા મુસાફરને હાક પાડીને પોતાની પાસે બોલાવ્યો, મુસાફરે આ રાક્ષસનું અદભુત સ્વરૂપ જ્યારે જોયુ ત્યારે તેના પ્રત્યે યુદ્ધ કરવાને હામ હારી ગયો અને કેવળ વીચારમા ફસાયલા રાક્ષસની આજ્ઞાને આધીન થએલો મુસાફર તે રાક્ષસની પાસે આવીને હાથ જોડીને ઉભો રહ્યો, એટલે તે મુસાફર ઉપર ક્રૂર નજર કરીને અને જમણા હાથમાં ખુલ્લી તલવાર પકડીને કહેવા લાગ્યો કે, અલ્યા નાદાન! તું શામાટે આ અવાસમાં આવીને ફસાયો છે! હવે તું મર્ણના સપાટામા આવી ગયોછું. તારૂ મસ્તક આ તલવાર નીચેજ આવી જવાનું છે, કદાચ તુ બચવાની આશા રાખતો હોય તો હું જે પ્રશ્ન કરૂ તેનો ઉત્તર આપ,

મુસાફરે ઉત્તર આપ્યો કે માહારા મેહેરબાન! ભલે આપ પ્રસ્ન કરો, અને જેટલી મારામા બુદ્ધિ હશે તેના પ્રમાણમા હુ ઉત્તર આપવા ત્યાર છુ.

પેલા રાક્ષસે ગધેડી ઉપર હાથ ફેરવીને ઉત્તર આપ્યો કે આશક માણસ કોહોના ઉપર ફિદા થઈ જાય છે.

મુસાફર વીચારમા કેટલીકવાર સ્તબ્ધ થઇ ગયો પછી પોતાના ગુરૂનુ સ્મર્ણ કરીને ધ્યાન ધરવા લાગ્યો; તે વખતે તેને એકાએક બુદ્ધિની પ્રેરણા પ્રગટ થવાથી, ઉતર આપ્યો કે માહારા મેહેરબાન! જ્યારે આશક માણસ માશુક ઉપર પ્યારથી બધાય છે ત્યારે ગધેડીને પણ પદ્મની પ્રમાણે માને છે,–દુનિયામા એવા અનેક બનાવ બનેલા જોવામા આવે છે કે, પદ્મની સમાન ઉર્વશી અને રંભા જેવી અપ્સરાનુ માન ખંડન કરે તેવી પોતાની ઉતમ ગુણવાળી પત્નીને મુકીને કદરૂપી શંખણી જેવી સ્ત્રી ઉપર આશક થાય છે,–પુર્વે શાન્તનું રાજા પોતાના ઘરમા પદ્મની સમાન રાણીયો ઉપરનો પ્યાર ભુલી જઇને ગંગા કિનારા ઉપર નિવાસ કરનારી માછીની પુત્રી કે જેના અંગમાથી બારબાર કેસ દુર્ગંધ છુટતી હતી છતા તેની ઉપર આશક

થયો હતો; માટે આશક થનારના વિચારનું કાંઇજ પ્રમાણ નથી, આ પ્રમાણે મુસાફરનો પ્રત્યુત્તર સાભળીને, અત્યત આનદના આવેશમાં પેલો રાક્ષસ કુદવા લાગ્યો, અને પુર્ણ પ્રેમ અને મમતા બતાવીને પેલા મુસાફરને બે હાથે પકડીને અને ઊચકીને છાતી સરસો ચાંપ્યો જો કે તાડ વૃક્ષની ઉચાઇ પ્રમાણે તે પ્રચડ ઉચો હતો અને તેની ઉચાઇના પ્રમાણમા મુસાફરના શરીરનુ કદ કાંઈ હીસાબમા નહતુ છતા તે બહાદુર મુસાફર એવા કદાવર રાક્ષસથી જરાએ ડરતો નહતો રાક્ષસનો આનદ જોઇને તે મુસાફર પોતાના નશિબને ધન્યવાદ આપવા લાગ્યો જ્યારે તે રાક્ષસે મુસાફરને છાતી સરસો ચાપીને પાછો પોતાના સામે ઉભો રાખ્યો તે વારે રાક્ષસે મુસાફરને કહ્યું કે મારા પ્યારા સરદાર ! માહારૂ પ્રશ્ન એજ હતુ કે જે કોઇ મારા પ્રશ્નનો જવાબ આપે તે માણુસના આધીનમાં હુ જીવત પર્યંત સુધી રહીશ હવે હું તમારો દાસ બન્યો છુ મારા જેવુ જે કામ હોય તે ફરમાવશો તે કામ કરવાને અત્યારથી હુ હાજર છુ વળી જો તમારી ઇચ્છા હોય તો આ નગરના રાજાને ગાદી ઉપરથી ઉઠાવીને તેનું તમામ રાજ્ય ક્ષણવારમા હું તમને સ્વાધિન કરૂ ! મારા પ્યારા સરદાર ! આ નગરના રાજાએ મારા પ્રશ્નનો ઉતર ન આપ્યો તેથી તે હરરોજ મારો ખોરાક પુરો કરવાને માટે બધાયો છે અને તેટલા માટે કોઇ નવિન મુસાફર આ નગરમા પ્રવેશ કરતો હોય તેને ઉતારો આપીને આ મકાનમા મોકલે છે. સેંકડો મુસાફરો મારા દાંત તળે કચરાઇને મરણ પામ્યા છે પણ મારા પ્રશ્નનો ઉતર કોઈ આપી શકયુ નથી મારા બળ પરાક્રમથી આ નગરનો રાજા પીપળાના પાનની માફક ફરફડે છે, અને જે કઈ હું કહુ તેમ કરવાને હાથ જોડીને ઉભો રહે છે. તેઓ મારી કૃપાથીજ ટકી શકયા છે આવી સ્થિતિવાળુ રાજ્ય હુ છીનાવીને તમને ઇચ્છા હોય તો આપવાને તઇયાર છુ અને વળી જયારે મારૂ કામ પડે ત્યારે આ હુ મારા મસ્તકનો વાળ

તમને આપુ છું તે વાળને અગ્ની સાથે અગ્રભાગને સ્પર્શ કરશો એટલે તુરત હાજર થઇશ, આ પ્રમાણે કહીને આનંદ સુખ મુદ્રા બતાવતો રાક્ષસ ઉભો રહયો.

મુસાફરે સઘળી વાત સાંભળી લીધી; પછી આ નગરના રાજા ઉપર રાક્ષસના ઉપદ્રવથી ઘણુ જ સંકટ છે એવો વિચાર કરીને તેણે રાક્ષસને કહ્યું કે હવે હુ અત્યારે તમને એટલું કહુ છુ કે તમારે આજથી આ નગરમા રહેવુ નહી તમે કોઇ બીજા વન ઉપવનમા નિવાસ કરો તો સારૂ કારણ કે આ નગરના રાજાને તમારે માટે ઘણીજ મુશ્કિલત ભોગવવી પડે છે.

મુસાફરનુ વચન સાંભળી હાથ જોડી રાક્ષસે ઉત્તર આપ્યો કે હવે હું તમારી આજ્ઞાથી અત્યારે જ આ નગરનો ત્યાગ કરીને શ્વેત સૃગ પર્વતની ટેાેટીમા નિવાસ કરીશ મને ત્યાજ અનેક પ્રકારનો આનંદ મળશે, અને જ્યારે મારૂ કામ પડશે ત્યારે હું હાજર થઇશ, હાલ મારૂ કામ હોય તો ફરમાવશો

વીચાર કરીને મુસાફરે ઉતર આપ્યો કે હું જે કામને માટે નીકળ્યો છુ તે કામમા તમને એટલુ પુછુ છુ કે બાવન અપ્સરાઓનો પ્રદેશ કયાં છે ! અને તે અપ્સરાઓની સાથે મને મુલાકાત થાય એવુ તમારાથી બની શકે તેમ છે !

મુસાફરનુ વચન સાંભળીને રાક્ષસના શરીરના રૂવાટા એકદમ ઉભાં થઇ ગયા, તે સાથે તેણે એવીતો ગર્જના કરી કે આખા નગરના લોકો પોતાના ઘરમા ભયથી ચમકવા લાગ્યા; કેમકે કોઈ દીવસ આ પ્રમાણે ક્રૂર બરાડો સાંભળવામા આવ્યો નહોતો; તેવો ભયકર નાદ કરીને પેલા મુસાફરને કહેવા લાગ્યો કે તમે મને આજ્ઞા કરી પણ તે પ્રદેશમા જવાને માટે મારામાં સત્તા નથી. તે હદમા પગ મુકતાજ મારા પ્રાણનો નાશ થાય તેમ છે. પણ મારી જરૂર પડે તો તે પ્રદેશની હદની આ તરફની બાજુના

હદમાં અર્થાત બે હજાર કોસ સુધી હું તમને ઉચકીને ત્યા મુકીશ વળી તે બાવન પરીયોની મુલાકાત થવી હાલની વખતમા મુશ્કેલ છે કેમકે તે બાવન પરીનો જે ઉસ્તાદ ચંદ્રજ્યોત નામનો હતો તેના ઉપર તે પ્રદેશના રાજાએ ક્રોધ કરીને કૃષ્ણાબરી નામની યોગિણી જાદુગિરી કૃત્યા પાસે મોકલીને તેને પક્ષીરૂપ બનાવી દીધો છે, તેથી પોતાના ઉસ્તાદની આવી સ્થિતિ હોવાને બદલે તે બાવન અપ્સરાઓ અફસોસ થએલી કોઇ કહી અને કોઈ કહી એમ વિખેરાઇ ગએલી છે. તેથી એ યોગ શી રીતે મેળવશો તેના માટે મને તો આશા લાગતી નથી. માટે હાલ હુ તમારી આજ્ઞા પ્રમાણે શ્વેત સંગ પર્વત તરફ ચાલ્યો જાઉ છુ એમ કહીને તે રાક્ષસ અદૃષ્ટ થઇ ગયો રાક્ષસના ગયા પછી તે મુસાફર નિવૃત્તીથી નિદ્રાધિન થયો

## પ્રકરણ ૧૭ મું

વાચક વર્ગને માલુમ તો પડયુંજ હશે કે આ મુસાફર પ્રતાપરૂદ્ર છે, પ્રાતકાળ થયો એટલે નિત્યના નિયમ પ્રમાણે મહદાની વ્યવસ્થા કરનારા માણસો રાજ્ય તરફથી તે મકાન આગળ આવીને ઉભા રહ્યા અને આગળનો દરવાજો ખુલ્લો કરયો ડોકીયુ કરીને અંદર જુવે છે તો પ્રતાપરૂદ્ર દાતણ કરવા સારૂ બેઠેલો જોવામા આવ્યો આ વિચિત્ર તમાસો જોતાજ તે મહદાની વ્યવસ્થા કરવ આવનારા ત્યા ક્ષણમાત્ર પણ ઉભા નહી રહેતા એકદમ રાજાને ખુશ વધામણી ખબર આપવાને દોડયા ગઇ રાત્રીએ કદી પણ સાભળવામા નહી આવેલો એવો ભયંકર અવાજ રાક્ષસનો સાભળવામા આવ્યા હતો તેનુ શુ કારણ હશે! એ બાબતની ધાસ્તીમાં રાજાને ઉંઘ પણ આવી નહોતી તેમ છતા મુસાફર તંદુરસ્ત છે અને રાક્ષસે બુમ પાડી હતી એ બનેલા બને બનાવનો મુળભેદ જાણવાની ઇચ્છા રાખનાર અને તે પરાક્રમિ વીર મુસાફરને મળવાની ઉમેદ રાખનાર રાજાએ પોતાના દીવાનને બોલાવીને આજ્ઞા આપી કે તમે જાતે જઇને તેને સરા માનપાનથી અત્રે લાવો.

આજ્ઞા પ્રમાણે કેટલાક માણસો સાથે લઈને દીવાન પેલા આવાસ ભણી ગયો, અને તે મુસાફરને સન્માન આપીને રાજદ્વારમા રાજા પાસે આવવાને વિનતી કરી મુસાફર પ્રતાપરૂદ્રે શસ્ત્રાદીક ધારણ કરીને દીવાનની સાથે જવાની તઈયારી કરી, પછી દરબારમા દાખલ થયા, ખુદ રાજા તે પ્રતાપરૂદ્રને રાજદ્વારની મર્યાદાની હોહોડી સુધી મળવાને માટે આવ્યો, પછી યોગ આપીને રાજાએ પુછયું કે તમે તે સ્થાનમા આરોગ્ય રહયા તેના માટે હુ પરમેશ્વરનો મોટો ઉપકાર માનુછું તે સાંભળી પ્રતાપરૂદ્રે કહ્યું કે તમામ વાત તે મકાનમા રહેનાર રાક્ષસે મને કહી હતી તેથી હું જાણીતો થયોછું અને તમારા ગામમા હવે તે બીલકુલ નહી રહેતા ગઇ કાલે પાછલી રાત્રીએ હજારો કોશ ડુંગરાઓમા રહેવા ચાલ્યો ગયો છે, એ ગોઠવણ મેં પોતેજ કરી છે મારા જાણવામા આવ્યુ કે તે રાક્ષસથી તમને ઘણુ સકટ વેઠવુ પડે છે તે સકટ ઇશ્વરની કૃપાથી હવે દુર જાણી તમે આનદમા વખત કાઢો અને આજે ઉત્સવ કરો—પ્રતાપરૂદ્રનુ વચન સાભળી એ નગરનો રાજા ઘણોજ ખુશ થયો, એજ વખતે પોતાની તીજોરીમાથી પચાસ હજાર રૂપીયાની થેલીઓ પ્રતાપરૂદ્રના આગળ ગોઠવીને કહ્યુ કે હુ મારા ગજા પ્રમાણે આપને ઈનામ આપુછું વળી તમે જે ઉપકાર કરયો છે તે હુ મારી જીદગીમા કદી પણ નહી ભુલુ; વળી તમે નિરતર અહિયાજ રહો તો તમારી મદદ મને નિરતર રહેશે તમારા જેવા ચતુર બાહોશ અને વીર પુરૂષથી મારો નિવાસ શોભાને પામશે અને આજથી મારી જોડે બેશીને ભોજન લ્યો

પ્રતાપરૂદ્રે કહ્યુ કે જ્યારે તમારો અત્યત આગ્રહ છે તો હું આજનો દીવસ અતરે એજ ભયંકર મકાનમાંજ હુ એકાન્તમા રહીશ, અને આવતી કાલે પ્રાત.કાળમા હું મારા જરૂરીઆત કામને માટે પ્રવાસે નીકળી પડીશ વળી આપની સાથે બેશીને હુ ભોજન લઈશ યદ્યપિ રાત્રિએ નિંદ્રા લેવાને તો એજ સ્થાનકે જે ઉતારો મને પ્રથમથી

આપ્યો છે ત્યાંજ રહીશ, વળી તમે મને ઇનામની જે રકમ આપોછો તે હુ પ્રવાસ કરનારને અત્યારે ઉપયોગની નથી માટે તે રકમ મારા નામ ઉપર અનામત રાખી મુકશો જ્યારે હુ મ ગાવીશ ત્યારે મોકલી દેશો આ પ્રમાણે તે મુસાફરે રાજાને ખુલાસો આપ્યો. આજે આ વીર વરના પ્રતાપે કરીને હમેશાંની ઉપદ્રવ સ્થિતિ દુર થઈ ગઈ તેના મહોત્સવ માટે રાજ્યધઢીમાં વ્યવસ્થા થવા લાગી, વળી નગરમા ઢઢેરો પીટાવ્યો કે આપણા નગરમા જે ભય હતો તે ભય પ્રતાપરૂદ્ર નામના ક્ષત્રીવીર પુરૂષે દુર કર્યો છે માટે સઘળાઓએ આજે આનદમાં અને ઉત્સવમાં દીવસ ગાળવો, આ પ્રમાણે નગર નિવાસી જનોને જણાવાથી તેમને પણ હર્ષનો પાર રહયો નહી, આખા નગરમા શેઠ શાહુકાર વિગેરે લોકોએ લગ્નમ ડપના ઉમ ગ જેવો ઉમ ગ દરસાવ્યો, ઘેર ઘેર ઢોલક મૃદ ગ અને પખવાજના સુર સાભળવામા આવ્યા નગર બહાર આનંદ દર્શક મેળો ભરાવા લાગ્યો, રાજધઢીમા દરબાર દ્વારમાં પ્રતાપરૂદ્રને રીઝાવવાને અનેક તમાસગીરથી તમાસાની મજાહ નૃત્ય, ગાયન નાચથી લે વામા આવી બરાબર વખત થયો એટલે પ્રતાપરૂદ્રને લઈને ભોજન અરથે રાજા બેઠો, આ પ્રમાણે આખો દીવસ એજ ઢબમા વ્યતીત કર્યો

રાત પડી એટલે પ્રતાપરૂદ્ર પોતાના ઉતારા તરફ ગયો, તે ઉતારામા ગયા રોજ કરતા વિશેષ સગવડ કર વામા આવી વળિ પ્રતાપરૂદ્રની આજ્ઞાથી બીજા ત્રણ ચાર છત્રપલ ગ ગદેલા અને ગલીચા વીગેરે તે મકાનમાં ગોઠવ વામાં આવ્યા. રાજદ્વાર તરફથી બે ચાર ચાકર લોકો ત્યા હાજર રહેવાને જણાવ્યુ હતું પણ કેટલાક કારણ માટે પ્રતાપરૂદ્રે પોતાનો વિચાર એ મકાનમાં એકાંત રહેવાને જણાવ્યો તેથી તે પ્રતાપરૂદ્રની મરજી પ્રમાણે તેમજ થવા દીધું અને એકાતજ રહેવાનો શો હેતુ છે ! તેનો ભેદ કોઈ જાણી શકયુ નહોતું તથાપી બરાબર વખતે પ્રતાપરૂદ્ર રાજસભામાથી એજ વિચિત્ર અવાસમા ચાલ્યો ગયો એ

અવાસમા ઠેર ઠેર દીપકની રોશની ઉત્તમ પ્રકારની કરાવી હતી; અને ઉમદા મેવા વીગરે સામાન તઇયાર રાખી મુકચો હતો; સરાસરી રાત્રીના દશેક વાગ્યાનો સુમાર થયો હશે તે વખતે પ્રતાપરૂદ્ર પેલી સુવર્ણની ત્રણે દાબડીયો બાહાર કાઢી અને પેલા કાળા રંગના માણસે પૂર્વે જે યુક્તિ સરોવર ઉપર બતાવી હતી તે યુક્તિ પ્રમાણે તે દાબડીના લગતો વાળ હતો તે વાળનું ઘર્ષણ કરવાથી અને દાબડી ખુલ્લી કરવાથી દિવ્ય ચેહેરાવાળા ખુબસૂરત ત્રણ મરદ જુવાનો ત્રણે દાબડીયોમાંથી પ્રગટ થયા તે પ્રગટ થનારા મરદો પ્રગટ થતાજ ખુસસુરત સ્રીયોનેજ જોતા હતા પણ આજે તો તે ત્રણે જણાએ એક મરદનેજ જોયો તેથી વિસ્મય પામીને તે પ્રતાપરૂદ્રની એક બાજુએ બેઠા, અને આજે કોઈ પ્રકારે આપણો છુટકારો થવાનો સંભવ છે એવી આશા ધરાવતા નમ્રપણે પ્રતાપરૂદ્રના સામે જોઇને જાણે કાંઇ આજ્ઞા થતી સાંભળવાને ઉમેદવાર હોય તેવા જણાયા પ્રતાપરૂદ્રે તે ત્રણે તરફ નજર કરીને કહ્યું કે તમે કોણ છો ! અને આવી જાદુવાળી ભ્રમજાળમા કેવી રીતે સપડાયા ! તે હુ જાણવા માગુછુ હવે તમારો અત્યારથી છુટકારો થયો એમ નક્કી જાણી લેજો

ડાબડીમાથી પ્રગટ થયેલા ત્રણ મરદમાથી પહેલો મરદ પ્રણામ કરીને અને હાથ જોડીને બોલવા લાગ્યો કે, આપ દયાલુ મેહેરબાનની કૃપાથી અમારૂ કલ્યાણ થયુ જાણી અમે ત્રણે જણા મોટો ઉપકાર માનીએ છીએ; અને તેનો બદલો વાળવા અમે તદન અશક્ત છીએ, કારણ કે જે કામ કોઇના જાણવામા ન આવે તે કામ કોઇ આપના અદ્ભુત પરિશ્રમે કરી જાણવામા આવ્યુ હશે તેથી તેમા અમારૂં ધન્યભાગ્ય છે અને તે સંસ્કારીક પરિશ્રમનો બદલો કેવી રીતે વાળી શકાય !

આપે જે પ્રશ્ન કર્યો તેનો ઉત્તર હુ આપું છું તેમાં અમે ત્રણે જણની એકજ મતલબ ધ્યાનમાં આવશે કે દરેકને પોતાનો ઇતિહાસ કહેવાની જરૂર નહિ પડે.

હુ જે આપની સમક્ષ વાત કરનાર અને મોટો ઉપકાર માનનાર તાબેદાર વિજયપ્રભ નામથી ઓળખાઉ છુ હુ ભદ્રમડળના રાજા ધનજયનો નાનો ભાઇ ચરિત્રકેતુ મણ પામ્યા છે તેનો હુ પુત્ર છુ મારી અને મારા કાકા ધનજયના પુત્ર મદનકુમારની ઉમ્મરમા માત્ર ત્રણ વરસનો અતર છે મારી માતુશ્રી મર્ણ પામી છે મને મારા કાકા ધનજયે મારા નિર્વાહને માટે પાચ ગામ કાઢી આપ્યા છે; જેથી તે ગામોનો વહિવટ કરીને હુ આનદ મેળવતો હતો અને મારા કાકા ધનજય રાજાજીની આજ્ઞામાં હું નિરતર રહેતો હતો, જેમાં તેમણેજ મારા ઉપર મમતા રાખીને વિદ્વાન પુરોહિત પાસે મદનકુમારની સાથે રાખી અભ્યાસ કરાવ્યો હતો અને મદનકુમાર પણ મને પોતાનો નાનો ભાઇ જાણી મારા ઉપર સપુર્ણ મમતા રાખતા હતા; દરમિયાન ત્રણ વરસ ઉપર હુ મૃગયા રમવા સારૂ અરણ્યમા જગલમા નિકળી પડયો હતો; પછી હું ઘણોજ દુર એવા કોઇ કઠગા અને ગુચવણ ભરેલા રસ્તા ઉપર આવી પોહોચ્યો કે ડુગરાઓની લથ્થ બથ્થ શાખાઓમા ભુલો પડવાથી હુ બીજેજ રસ્તે ચઢયો. અને ત્રણ દીવસ અને રાત્ર જગલોમા ભટકી ભટકીને અને ફળાહાર કરીને હુ મુસાફરી કરવા લાગ્યો છેવટે જ્યારે હુ કોઇ બીજા વનમા આવી પોહોચ્યો ત્યારે તે પ્રસગે આ મારી જોડે બેઠેલો મર્દ કે જેનુ નામ આનંદપ્રભ છે તે એક વડના વૃક્ષ નીચે બેશીને મુસાફરીથી થાકેલા હોવાથી વિશ્રાતી લેવા સારૂ બેઠા હતા તે પણ જગલમા આથડીને એકલા હોવાથી મને સાદ કરીને પોતાની પાસે બોલાવ્યો, હુ તેમની પાસે જઇને બેઠો, અને પરસ્પર વાત કરતા એમ જણાયુ કે સિહલપુર નગરના રાજા રાય રાજા નામના નરેદ્રનો પુત્ર છે. અને તેમના કહેવાથી અફસોસી એટલી થઇ કે તેમના નગરમા કોઇ એવો બળવાન રાક્ષસ છે કે તે રાક્ષસનો ખોરાક પુરો પાડવાને રાયરાજા ન ચાલે પોતાને માથે બોજ લીધો છે. જો કે તેમ ન કરે તો તમામ નગરનો નાશ કરી

નાખે તેવો તે રાક્ષસ છે. એવી વાત પોતાના પિતાના નગરની યાને પોતાના સ્થાનની જ્યારે કહી ત્યારે તે નગરમાં નહિ જવાને માટે મેં પણ નિશ્ચય કર્યો. અને આ આનંદપ્રભ પણ પોતાના નગરમાં રાક્ષસના ઉપદ્રવથી સંતાપ પામેલો એજ અરણ્યમા અનેક પ્રકારના વિચારમા ફસાયલો હતો એમ તેણે વાત કરી ત્યારે જણાયુ અમે બન્યો જણ એક બીજાને મળવાથી રાહત પામ્યા હતા, જેમા એજ જગોએ અમે સરાસરી બપોર પછી ચાર ઘટિકા સુધી બેઠા હતા એટલામા એક મુસાફર હરણનો શિકાર કરતો કરતો મારતે ઘોડે આવતો હતો તે મુસાફર અને હરણ વચ્ચે બાસે કદમનું છેટુ હતું, દરમિયાન હરણ તો કયાએ જાળામાં અને લથબથ બથ્થ વૃક્ષોમા એવુ તો ભરાઈ ગયુ કે તે સ્વારના જોવામા આવ્યું નહી. પણ નજીકના ઘટ્ટ ઝાડીના મધ્ય ભાગમાં વાઘ બેશી રહયો હશે તેણે તે સ્વાર ઉપર એવી તો તરાપ મારી કે પીઠની બાજુએ બન્યે ખભા ઉપર બન્યે પઝા ભરાવીને અને મોઢુ ફાડીને મસ્તકનો ભાગ તે વાઘે પકડયો હતો પણ તે મુસાફરે મસ્તક ઉપર લોખંડી ટોપ પેહેર્યો હતો અને અંગ ઉપર લોહનુ કવચ ધારણ કર્યું હતું તેથી મસ્તક અને ખભાને ઇજા થઇ નહોતી પણ અમે જે વડ વૃક્ષ નીચે બેઠા હતા તે જગોએ વાઘની દ્દની અને મુસાફર સ્વારના મુખમાંથી નીકળતા શબ્દોનો સોહોર બકોર અમારા સાંભળવામાં આવ્યો. જે ઉપરથી અમે જાણ્યું કે કોઇ હિંસક પ્રાણીએ કોઇ ઉપર તલપ મારી છે માટે આપણે મદદ કરવી જોઇએ. એમ ધારીને અમે બન્યો જણ ધનુષ ખેંચીને થોડાક દુર જઈએ છીએ એટલે એજ બનાવ જોવામા આવ્યો; તેજ વખતે તીરના મારથી પેલા વાઘને નિર્જીવ કરી નાખવામા આવ્યો મુસિબતમાં પડેલો મર્દ જે કે આ અમારી ઓળમા ત્રીજા નબરે બેઠેલો છે તેજ છે. અને તેને જોતાંજ હું મોટી મમતાથી ભેટયો કેમકે ભદ્રમંડલના દીવાનનો દીકરો કે તેની સાથે અમારો બાલ્યાવસ્થાનો લાબો પરિચય હતો. તેનું નામ શૈલ્યદત્ત

છે; જ્યારે તેની સાથે મેં વાત કરી અને તેને પુછયુ ત્યારે તે મારા પેહેલા ત્રણ દીવસ અગાઉ ભદ્રમંડલ નગરથી ત્રણ ચાર માણુસો સાથે બાહેર નીકળી પડયાનુ જણાવ્યુ. યદ્યપિ ડુંગરાઓના વિચિત્ર રસ્તાની અને એક બીજાના સાહસ કામના પરીણામની એજ ખુબી છે કે અત્યારે જંગલમા વડના વૃક્ષ નીચે ત્રણેનો કોઇ સંસ્કારિક મેળાપ થયો જણાયો. જ્યારે ત્રણે ભેગા થયા ત્યારે અમને ઘણો આનંદ થયો યદ્યપી પેલા રાક્ષસવાળા ગામમા ગયા કરતા કોઇ બીજા નગરમા જવાનો અમારો ઇરાદો થયો જેથી અમે ત્રણે જણાએ બીજો રસ્તો પકડયો અને ત્રણ ચાર રોજ સુધી ભટકી ભટકીને થાકયા. પણ રસ્તાનો પત્તો લાગ્યો નહી છેવટે એક સરોવર આવ્યુ તે સરોવર ઉપર અમે વડના વૃક્ષ નીચે ઉતારો કર્યો પણ અમે કયે રસ્તે આવ્યા છીએ અને કયા જઇએ છીએ તેના નિશ્ચય ઉપર બિલકુલ આવ્યા નહોતા. પણ સાયંકાળ થયો હતો તેથી ચારે બાજુ ડુંગરોના વચમા આવેલા રમણીય સરોવરની પાળ ઉપર વડ વૃક્ષ નીચે નિવાસ કર્યો જયારે અર્ધ રાત્ર વીતી ત્યારે તે સરોવર ઉપર ત્રણ સ્ત્રીયો તખ્ત ઉપર બેઠેની આકાશમા ગમન કરતી ત્યાંજ ઉતરી; તે સ્ત્રીયોને જોઇને અમે તો મોહ લુબ્ધ બની ગયા, અમારી જીંદગીમા તેવી સ્ત્રીયો કદી પણ જોઇ નહોતી, આ વખતે અમારા હૃદયમા ઉત્સાહનો કાંઇજ પાર રહયો નહોતો, જો કે જંગલ ઘણુંજ ભયંકર હતુ અને તેવા ભયંકર જંગલમા ત્રણે સ્ત્રીયો બે સુમાર સ્વરૂપવાળી આવેલી કાંઇ પણ ભય નહિ રાખનારી મસ્ત બનેલી તેવી જગોએ આવી ત્યારે તેવી સ્ત્રીને મળવાની અમને પણ ઉત્કંઠા થઇ, જેથી અમે બેઠા હતા તે ત્રણે જણા એકદમ ઉભા થઇને તે તખ્ત આગળ જઇ પોહોચ્યા. તે દરેક તખ્તની બન્યો બાજુ શમેદાની ( દીપક ) પ્રકાશ મારતી હતી. તે પ્રકાશના આધારથી તે ત્રણે સ્ત્રીઓનુ અવર્ણનિય સ્વરૂપ અમારા નિહાળવામા આવ્યુ એજ વખતે અમે ત્રણેને તે સ્ત્રીઓએ નજર કરીને જોઇ લીધા. જેમા તે સ્ત્રીએ અમારા

વાણી નેત્ર કટાક્ષરૂપી બાણુ ફેકતી હોય એમજ ખરેખર રીતે જણાયુ અમારા હૃદયમાં વિકાર હતો તેથી તે સ્ત્રીયોના નેત્ર વિકારને અમે ઓળખી શકયા હતા, અમને જોતાંજ તે સ્ત્રીયોએ અમને ઘણા માનથી બોલાવ્યા, અને મધુર વચને કરીને તે સ્ત્રીઓએ અમારૂ મન હરી લીધું આ વખતે એ જગલમાં આવેલા શરોવરના તટ ઉપર અમને તો સ્વર્ગ તુલ્ય આનદ લાગ્યો, હૃદયમા અનેક પ્રકારના સંતાપ હતા તેતો સુકાઈ ગયેલા તળાવ ઉપરથી જેમ પક્ષી નાશી જાય છે તથા ચુટકી વગાડનાજ પક્ષી ઉડી જાય છે તે પ્રમાણે સતાપ દુર થઇ ગયો અને તેના ઉલટમા વીકાર વડે કરીને મનોવાચ્છના પૂર્ણ થવાની આશાનો વધારો થવા લાગ્યો. અમેતો છેક મોહ લુબ્ધ થએલા સજ્જડ બનિ ગયા હતા અને તે સ્ત્રીયોએ મિષ્ટ વાણીવડે કરીને જે આવકાર આપ્યો તેને જવાબ દેવા જઇએ છીએ એટલામા તો તે ત્રેણુમાની એક પ્રૌઢા વયવાળી જો કે અમારી ઉમ્મરને લાયક હતી તેણીએ મારૂ કાડુ પકડીને કહેવા લાગી કે જાઓ મારા મેહેરબાન ! આમ બોલ્યા ચાલ્યા વિના છેક ઉભા કેમ રહ્યા દો અમે સ્ત્રી જાત બહુજ નરમ હૃદયવાળી છીએ અમને ખબર છે કે તમારૂ હૃદય જ્યારે અમારા તરફ ખેચાયુ ત્યારેજ અમારા તખ્ત સુધી તસ્દી લઇને આવ્યા છો એટલે તમે અમને સારી રીતે ચ્હાઓ છો એનો દેખાવ તમારા વર્તણુક ઉપરથી જણાય છે. વારૂ બહુ સારૂ થયુ કે તમારી ભેટ થઈ દુર જઇને એક વૃક્ષ પાછળ ઉભી રહી અને એક કાળા રંગના માણુસને પકડીને તે તખ્તની દેખરેખ રાખવાની આજ્ઞા આપી અને તે સાથે અમારૂ પણ રક્ષણ કરવાની ભલામણ કરીને તળાવના કીનારે ગઇ અને સીટી વગાડી એટલે તે તળાવમા ખઠખડાટ થતી કોઇ પણ એવી વસ્તુ હાજર થઇ કે તે તરફ શુ હતું તે સબધી અમે કાઈ સમજી શકયા નહી પણ તે સરોવરમા ત્રણે સ્ત્રીયો જળવિહાર કરવા ચાલી ગઈ પછી ઘણીવારે પાછી આવી અને ત્યાંથી

જવાની તૈયારી કરી તે વખતે તે પ્રૌઢા સ્ત્રીએ મ્હારો હાથ પકડયો એટલે બાકીની બે સ્ત્રીયોએ બાકીના બે માણુસો જે કે અમે સાથે હતા તેમનો હાથ પકડીને પેલા સુવર્ણના આસન ઉપર બેસવાની ભલામણ કરી આ વખતે અમેતો એમજ સમઝયા કે અમારા ભાગ્યનો કાંઇજ પાર રહયો નથી. અમારી મૂળ ઇચ્છા તે સ્ત્રીયોને મળવાની હતી, છતા તેમાં વળિ અમારૂ પ્રેમપૂર્વક નેત્રના કટાક્ષ સાથે જ્યારે દરેક જણીયોએ દરેકનુ કાંડુ પકડયુ ત્યારે પછી અમેતો એમજ સમઝયા કે પરમેશ્વરે અત્યંત સુખરૂપી કલ્પવૃક્ષ અહીયાજ વગર પરિશ્રમે બક્ષ્યુ આ વખતે એક સ્ત્રી ફરીથી એક વૃક્ષ પાછળ જઇને પેલા કાળા રંગના માણુસને કયા મોકલ્યો અને શુ થયુ તેની ખબર બિલકુલ પડી નહિ પણ તુરત તેવુ કરીને પાછી આવી , પછી ત્રણે જણીયોના અત્યાગ્રહને લીધે અમે તો ખુશી થતા તે દરેક તખ્ત ઉપર અમે ત્રણે જણા બેઠા,–અમે બેઠા તો ખરા, પણ અમારા વાહન ઉપર એટલે ઘોડા ઉપર રાત દીવસ ખુમ મમતા રાખતા હતા તે ઘોડાને માટે અમને ઉચાટ થવા લાગ્યો તેથી તે સ્ત્રીયોને મ્હે કહ્યું કે અમે તમારી આજ્ઞા પ્રમાણે તમારી સાથે આવવાને તઇયાર થયા છીએ પણ આ બીચારા ઘોડા જંગલમા અથડાઇ અથડાઇને દુઃખ પામશે તથા કોઈ ફાડી ખાનારા ક્રૂર પ્રાણીના હાથથી મરણ પામશે એમ જાણીને અમને ખેદ થાય છે, તે વખતે મંદ હાસ્ય કરીને તરૂણ સ્ત્રી બોલી કે મ્હારા રસિલા મેહેરબાન! વળી વીર પુરૂષો એવા ઘોડા ટાયડાની શું કાંઈ ફિકર રાખતા હશે કે! જુવોને! ભમરાની જાત કેવી છે! કે આજ આ કમળ પુષ્પમા ભરાઇ જાય છે તથાપી એકજ પુષ્પ માટે તે ભમરો પ્રતિબંધનમા પડતો નથી તો પછી તમે તો ચતુર અને બુદ્ધિવાન કહેવાઓ છો છતા તેવા ઘોડા ટાયડાની ફીકર શાની રાખવી! જે મજાહ તમે દુનિયામા પણ દીઠી નથી તે મજાહ શું ત મારા ટાયડા બતાવી શકશે! સાઝ પડશે એટલે

ચડી અને ધાક માગશે અને પગ ઠોકી ઠોકીને તથા ખુંખારા કરી કરીને મસ્તક પણ દુખાવી દે છે તેવી દુઃખદાયક ઉપાધી ઉપર દરકાર રાખવામાં શો ફાયદો છે ! આ પ્રમાણે એક જુવાન તરૂણ યુવતિએ અનાર જેવા સ્વચ્છ દંત મંદ હાસથી અડધા બતાવીને જ્યારે ખુલાસો આપ્યો તે વખતે તો અમે છેક લટુ બની ગયા. અને જે કારણ બતાવ્યું તે કારણ વાસ્તવિક છે એમ અમારી ધ્યાનમા આવ્યું. એજ વખતે પેલાં નિરપરાધી ઘોડાં ઉપર અમે કાંઈજ દરકાર રાખ્યો નહી અને મોહરૂપી ચુંબકથી ખેંચાઈ ગએલા અમે ત્રણે જણા તખ્ત ઉપર નિવૃતિથી બેઠા એટલે તે ત્રણે સ્રીયોમા દરેક જણીયો અકેક અમે ત્રણે સાથે બેઠી. આ વખતે અમારા હૃદયમા ઉમગનો પાર રહ્યો નહોતો શમેદાની પ્રકાશ આપતી હતી તેથી તે સ્રીયોના નેત્ર અને મુકુટની શોભા જોઈને તો અમારા મનમાં કાંઈ કાંઈ થવા લાગ્યું. જેથી અમે ત્રણે જણા અમારા ઘોડા ઉપરની પ્યારની લાગણી તથા તે ઉપરનો અમારો કીમતી સામાન ઉપરની કાળજી વીગેરે ઉપર બેદરકારી રાખી, અને તે મદહાસથી બોલનારી સ્રીયોના મધુર વચનોને બલિહારી આપતા મોટા ઉત્સાહથી અમે બેઠા, અને તેમના બોલેલા શબ્દો માન્ય કર્યાં એટલે જોત જોતામા તખ્ત આકાશ ભણી ગતી કરવા લાગ્યુ.—આ તમાસો જોઇને તો અમને જે આનંદ ઉત્પન્ન થયો છે તે આનંદની પરિશિમા બતાવવાને અત્યારે પણ અમારામા શક્તિ રહી નથી. પણ પ્રાતઃકાળનો વખત થવા આવ્યો તે વખતે અમે મોટા મહેલમા આવી પોહોચ્યા, એ મહેલ એક મોટા વેગરાની આજુબાજુની ચાલેલી હારોના વચમા ઉંચા ટેકરા ઉપર હતો, અને તે ટેકરો બારસે ગજ ઉંચો હોય એમ જણાતો હતો; વળી છેક નીચાણમા વિસ્તારવાળી નદી વહેતી હતી તે નદી કરફ નજર કરતા ચંપા અને ગુલાબ વીગેરે સુગંધી ચારે બાજુ પ્રસરાયલી હતી. તે ટેકરા ઉપર રહીને નીચે દ્રષ્ટિ કરતા નદી ઉપરના વૃક્ષો નાના નાના છોડવા જેવા દેખાતા હતા;

આ સઘળો દેખાવ જોઇને તો ત્યાથી ક્ષણુ માત્ર પણુ ખસવાનું મન થાય નહી તેવું પ્રવેશ કરતાજ કુદરતિ દેખાવથી આનંદ થયો પણ જ્યારે તે મહેલમા પ્રવેશ કર્યો ત્યારે તો અમારો તમામ અભિમાન દુર થઈ ગયો કેમકે તેમાં જેજે રચના શોભા અને વસ્તુઓ હતી તેનુ વર્ણુન કરવાને અમારામા શકતી રહી નથી, એ પ્રકારે અપાર વૈભવ અમારા જોવામા આવ્યો તે અવાસના જુદા જુદા એક એક ભાગમા ચાદી અને સુવર્ણુની એટલી બધી ચીજો જોવામા આવી કે તે ઉપરથી અંગ ઉપર દાગીના ધારણુ કરવાને હવે કયા પદાર્થની જરૂર છે ! એવી કલ્પના કરવાને પણુ અમને માર્ગ જડયો નહી, કેમકે માણુક, હીરા, પન્ના, મોતી, વીગેરેથી જડીત્ર અનેક વાસણો જોવામા આવ્યા તે ત્રણે સ્રીયોએ અમારા હાથનુ કાડુ પકડીને, દરેક સ્થાનમા ફેરવીને સઘળો વૈભવ બતાવ્યો ત્યાર બાદ ત્યાથી પાછલી બાજુએ જે વખતે અમે ગયા ત્યારે મોટા વિસ્તારવાળો બાગ જોવામા આવ્યો તે બગના મધ્ય ભાગમા સગેમરમરના પથ્થરોથી તૈયાર કરેલો બગલો હતો તેમા અમે બેઠા તે વખતે તો તે બાગની રચના અને બગલાની અદરની શોભા જોઇને અમે તો છક થઇ ગયા આ વખત સુર્ય એક રાશ ઉચો આવ્યો હતો અને રાત્રીના ભુખ્યા હતો; તેથી કાઇ ખાવાનો પદાર્થ આ રમણીય સ્થાનમા આવે તો સારૂ એવી કલ્પના મનમા કરીયે છીએ એટલામા તો એક કળારગનો કદાવર માણુસ મોટો ખુમચો લઇને એ-જગ્યાએ આવ્યો અને સ્ફાટીક પથ્થરની મોટી ચોકી તે બગલાના મધ્ય ભાગમાં હતી તે ઉપર તેણે ગોઠવણી કરવા માડી તેણે સુવર્ણુના ચળકતા ટાટ છ અને ચોવીસ ચાદીની વાડકીઓ ગોઠવી દરેક મોટા મોટા ટાટમા ચાર વાડકા મુકી દીધા અને તે ચારમા ઉત્તમ પ્રકારની ચીજો, શાક, ભાજી મશાલા, રાઇતા અથાણુા, ભજીયા રસાદાર બત્રણુ પ્રકારના સ્વાદીષ્ટ વ્યુશ, રોટલીયો, ભાત વિગેરે અકેક ટાટમા એટલી બધી વસ્તુઓ યુક્તથી ગોઠવી કે તે ગોઠવવામા તેને

કાંઇજ વાર લાગી નહી, એટલામાં એક બીજો કાળો માણસ સુવર્ણનો ઘટ ભરેલો શરાબ અને તે સાથે હીરા રત્નથી જડેલા છ જાતના રંગબેરંગી જામ ગોઠવી દીધા; પછી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા; ત્યાર પછી પેલી ત્રણ સ્ત્રીઓ માંથી એક સ્ત્રીએ મારો હાથ પકડીને ચાલો મારા પ્યારા સરદાર ! પધારો આપણે ભોજન કરી લઇએ. એજ વખતે અમે ત્યાંથી એજ મોટી વીસ્તારવાળી ચોકીની આજુબાજુ સુવર્ણ યુક્ત રત્ન હીરા જડીત બેઠકો કરી હતી તે ઉપર બેઠા અને અમે ત્રણેની સાથે પેલી ત્રણે સ્ત્રીઓ દરેકની સાથે ગોઠવાઈ ગઇ—મારી સાથે પ્યાર રાખનારી જેણીયે મારો હાથ પકડયો તે હતી; અને આ બીજા નંબરે મારી જોડે બેઠા છે તેની સાથે તરૂણ વયની જે હતી તે પ્યાર રાખતી હતી તેથી તેની જોડે તે બેઠી અને તીજા નંબરે બેઠા છે તેની જોડે તીજી સ્ત્રી બેઠી છે. આ પ્રમાણે ગોઠવણી તે સ્ત્રીઓએજ પોતાના મનગમતી રીતે કરી હતી, એ પ્રમાણે અમે દરેક જણને પસંદ કરીને તે સ્ત્રીયો બેઠી હતી અને તે પ્રત્યેક સ્ત્રીયે અમે પ્રત્યેકને શરાબનો પ્યાલો ભરીને આપ્યો અને તેજ પ્રમાણે અમે પણ તે બાનુને આપવાની શરૂવાત કરી, પછી ખાવાની લેહેજત લેવા માંડી; જે ખાણુ બનાવ્યુ હતું તે ખાણાના સ્વાદની બલીહારી તો ત્યાંજ જોવામાં આવી, આ વખતે અમે જાણે સ્વર્ગમાં અપ્સરાઓના સમુદાયમાં બેઠેલા હોઇએ એવુ લાગ્યુ. પણ સ્વર્ગમાયે આવી મજાહ નહી હોય એવી રીતે શરાબ બાજી અને તે સાથે ભોજનની મજાહ ચાલવા માંડી, તે વખતે તે ત્રણે સ્ત્રીઓ હાસ્યવદનથી અમારા ભણી વારંવાર જોયા કરતી હતી, અને દરેક શરાબના પ્યાલા સાથે મુબારકબાદી આપવા લાગી, તેણીના હાથના કંકણોનો રણકાર અમારા કાનને મજાહ આપી રહયો હતો શરાબથી અમે તો મસ્ત બની ગયા હતા; તેજ પ્રમાણે તે સ્ત્રીયો પણ મસ્ત બની હતી અને તેની મસ્ત સ્થિતીમા પેલી તરૂણ યુવતીએ હાથમાં સરોદો લઇને બજાવવાની શરૂવાત કરી એટલે તે સાથે નરઘા ઉપર હાથ મારવાની શરૂવાત મારી સાથે સબંધ રાખનારી બાનુએ કરવા માંડી ત્યારે આ ત્રીજા નંબરવાળા પાસે બેઠેલી મસ્ત બનેલીએ

ગાયનની શરૂવાત કરવા માડી. તે ગાયનનો ઇલાપ ભૈરવી રાગણીનો ચલાવ્યો હતો પ્રાતઃકાળમા સરાસરી નવ વાગવાનો વખત થયો હતો. તેથી તે ઇલાપની મજાહ એવી તો કાનને મોહ પ્રગટાવીને લક્ષ ખેંચાવતી હતી કે અમારા મ્હોં આગળ સ્વાદિષ્ટ પદાર્થમાંથી ગ્રાસ લેવાને પણ ભુલી ગયા. શરાબના નિશાથી અમે પણ તલ્લીન થઈ રહ્યા હતા, તેમા રગરાગ સાથે આંગળીયોની ચુટકી દેતી હાવભાવ બતાવતી અને અગ સરકાવતી તથા ભ્રકુટી નચાવતી બાનુએ ગાયનની શરૂવાત કરી. એજ વખતે અનાયાસ બહારથી કોઇ બે માણુસોનુ હાડપીંજર આવીને ત્યા હાજર થયુ. તે હાડપીંજર એવુ તો ભયકર લાગતુ હતુ કે જોતાજ કાચા હૃદયનો માણુસ છળ્યા વિના રહે નહી કેવળ હાડકાનોજ માળો હતો, મસ્તકની કેવળ ખોપરી હતી અને નેત્રની જગોએ મોટા મોટા કાણા દેખાતા હતા ડાચામા માત્ર દાતની હાર દેખાતી હતી, પણ તેમાં જીભ નહોતી ગળાની જગોએ માત્ર હાડકાના મણકા ઓચી તરફના જણાતા હતા; અને તેના નીચેની હાડકાની કરોડને લગતી વાકી વળેલી પાસળીયોજ દેખાતી હતી, તે પાસળીયોના મધ્ય ભાગમાં કેવળ પોલાણ હતુ અને કમરના બધનની જગોએ હાડકાની કમર જાળ હતી તેને લગતા બન્યો પગ કેવળ સોટાની માફક પાતળા હાડકાના દેખાતા હતા, તેવા બે હાડપીંજરના ગળામા માણુસના માથાના તુબલાનો હાર ભરાવેલો હતો તેવા ભયકર વેશવાળા બે હાડપીંજર પગમાં ઘુઘરા બધેલા ભેરવી ગાયનના તાલ પ્રમાણે નૃત્ય કરવા લાગ્યા પેલી તરૂણ યુવતિ જેમ જેમ શરોદા ઉપર તાલની લહેરો ચલાવવાને શુર આપતી હતી તેમ તેમ પેલાં હાડપિંજર પગ ઉઠાવીને નાચ કર્યો કરતા હતા વળી ગાયન ફેરબદલ કરીને એજ વખતે તરૂણ લલનાએ ખમાચ રાગણીની છેડછાડ કરવા માડી આ મજાહ જોઇને મને તો એટલો બધો આનદ થઈ ગયો કે તે આનંદના આવેશમાં વાહ વાહ વાહ વાહ કહીને અને ઉભો થઇને સાબાશી આપવા લાગ્યો. અને પછી હું મારા આસન ઉપર બેશી

ગયો. તે તરૂણ સ્ત્રીએ પ્રાશિત ભર્તિકા નાયકાના અર્થવાળુ ગાયન નિચે પ્રમાણે કરવા માંડયું હતુ.

### પીલુ ખમાચ

મોયકો છિન ભર નિંદિયા ન આવે;
ન આવે મોયકો છીન ભર નિંદિયા ન આવે
નિંદિયા ન આવે મોય બિરહ સતાવે. ન આવે ટેક.
કારી ઘટા ઘન બિજુરિ બરસતે,
એહિ ડર મોયકો લાગેરે,
હર્ષદ પાતી પિયુકી જો આવે મોયકુ.

આ પ્રકારે પ્રોશિત પતિકા નાયકાનુ સ્વરૂપ ગાયનમા તે તરૂણ સ્ત્રિયે ખમાચમા જે વારે ગાયુ તે વખતે પેલા બન્ચો હાડ પિંજરે પતિથી વિયોગ વિરહ વેદનાનો જે હાવ ભાવ બતાવ્યે છે તે જોઇને તો અમારી અક્કલ છેક હેરાન પામવા લાગી કેટલીક ઘટિકા સુધી આ પ્રમાણે રંગ રાગની રચના ચાલી, ત્યાર બાદ જ્યારે તે કામ બંધ કર્યું એટલે તે હાડ પિંજર નીચે નમીને તે ત્રણે સ્ત્રીયોને નમસ્કાર કરીને ચાલ્યા ગયા તેઓ કયા દ્વારથી કઈ બાજુએ ગયા ! તે અમે કોઇ પણ ભેદ જોવા પામ્યા નહી પણ અમારા મનમા તો એક રીતે જુદીજ પ્રકારનો કાંઇક ભય સાથે વ્હેમ પેશી ગયો, કારણ કે જે ખુબી તે ત્રણે સ્ત્રીયોની ખુબસુરતી ઉપર અને તેણીયોની લાવણ્યતા ઉપર રહેલી હતી તે તમામ ખુબીનુ ખંડન કરી નાખે તેવો દેખાવ આ વખતે પેલા ભયંકર હાડપિંજરના નૃત્ય ઉપરથી જોઇને આનંદ અને ભય એ બે વિષયો ઉપર અમારી નજર ગઇ અને આ નિર્જીવ હાડપિંજર જડ વસ્તુ છતા હાવભાવ હાથવડે કરીને બતાવવામાં જે ચાતુર્યતા બતાવી હતી તે વીષે ઘણી ઘણી કલ્પનાઓ અમે કરી ત્યારે અમારા મનમા એટલો વીચાર આવ્યો કે સુવર્ણનુ તખ્ત નિરજીવ છે છતા તે ત્રણે સ્ત્રીયોની અજબ શક્તિથી આકાશમા ગમન કરે છે તો આ કદાચ હાડપિંજરમા એમ થતુ હશે યદ્યપિ આ હાડપિંજર કયા માણસોના હશે ! અને તે માણસોનો નાશ આ સ્ત્રીયોએ કર્યો હશે કે કેમ ! આવા વિચારથી અમે જે સુખને માટે તે સ્ત્રીયો સાથે અવ્યા હતા તે સુખની શિમામાં આ દેખાવથી અમને વધારે

સંતાપ થવા લાગ્યો; અને આ સ્ત્રીઓનું કર્તવ્ય અદ્ભુત છે એમ જાણીને અમારૂ હૃદય તે વખતે અધીરૂં બની ગયુ. પણ અમે એક પણ શબ્દ બોલ્યા વિના આ વખતે ચુપ થઈ ગયા હતા, ભોજનનો વખત થઇ રહ્યો એટલે અમને તે સ્ત્રીઓએ આરામિયત લેવાને ત્રણે જણને ત્રણ ઓરડા સુઆરેલા જુદાજુદા બતાવ્યા અને કહ્યું કે તમે આ દરેક ઓરડામા જઈને છત્ર પલગમાં સુઈ રહો. અને જરા આરામ લો. એમ કહીને તે સ્ત્રીયો ત્યાથી તે બાગના એક રસ્તે થઇને ચાલી ગઇ અમે ત્રણે જણા જુદાજુદા ઓર ડામાં ન જતા એકજ ઓરડામા ગયા એટલે તેમા જે શો-ભા હતી તે અમે વર્ણી શકતા નથી. પણ મોટા મોટા મુ-ખમલના ગદેલા પાથરેલા હતા તે ઉપર અમે ત્રણે જણા આળોટવા લાગ્યા; ગઈ રાત્રીના ઉજાગરાને લીધે અને આ વખતે ઉતમ પ્રકારનું ખાણુ શરાબ સાથે ખાવાથી નીશા ના તોરમા અમે દરેકને નિદ્રા આવવાથી એવા તો ઉઘી ગયા કે પછી અમે કયાં છીએ તે વિશે કાંઈ ભાનજ રહ્યુ નહી, પછી અમારી સ્થિતિ એવી તો વિચિત્ર બની ગઈ કે છેવટે અમે પરતંત્ર થઇ ગયા, અમારો અનુમાન હવે એવો થાય છે કે જે વખતે અમે નિદ્રાવશ થયા તે વખતે તે ત્રણે સ્ત્રીયો અમારી પાસે આવીને કોઈ એવો પ્રયોગ કર્યો કે અમને દરેકને સુવર્ણની દાબડીમાં દાખલ કરી દી ધા, તે દીવશે સાય કાળ કેવો હતો ! તે અમારા જાણવામા આવ્યોજ નહી પણ જ્યારે તે સ્ત્રીયોની મરજી અમને મ ળવાને માટે થાય ત્યારે તે દાબડીમાથી અમને કાઢતી હ તી ત્યારે જુદાજુદા ઓરડામા અમે અમારી કલ્પેલી સ્ત્રી-પાસેજ હાજર હોઇએ અને અમારી સાથે આનંદ બાજી ચલાવ્યા કરે યદ્યપિ તે દાબડીની દસ દસ કદમ આજુ બાજુ મર્યાદાથી અમારાથી બીલકુલ બીજે કઇ જવાય ન-હી એવી યુક્તિ કરી હતી જો કે દસ કદમ મુકીને આગળ પગલુ મુકવા જઇએ તો નેત્રની ઇંદ્રી કામ કરી શકેજ નહી પગની શક્તિ એવી તો નિર્બળ થાય કે એક પગલુ પણ આગળ મુકી શકાય નહી આવી અમારી સ્થિતિ હોવાથી અમારે તેનાજ તાબામા રહેવું પડયુ હતું અને તેવી સ્થિ-તિમા રહ્યાથી અમે એટલા બધા પસ્તાવો કરતા હતા કે

આ દુઃખમાંથી કયા પ્રકારે છુટવાનો આરો આવશે ! અમે જીવતા છતાં મુવા જેવા બન્યા હતા, અમે સ્વતંત્રાનું સુખ ભોગવીને જે ફરતા હતા તે એ સ્થાનમાં સ્વપ્નમાં પણ સુખ ભોગવવાનો પ્રસંગ આવ્યો નહી. તેથી આ કરતાં મર્ણ નીપજે તો સારૂ એમ સમજીને નેત્રમાથી નિરંતર આસુ ચાલતા હતાં, જે મોહ એજ ખુબસુરત સ્રીયો ઉપર અમારો હતો તે મોહ જતો રહયો અને એવો તો કંટાળો આવ્યો કે નર્ક દ્વાર કરતા પણ અમારી અધમ સ્થિતિ થઇ હતી, પણ તે સ્થિતિ અમારે ન ચાલે ભોગવવી પડતી હતી. તે સ્થિતિમા અત્યારે પડેલો ફેરફાર અમે જોઇએ છીએ, જે વખતે તે કુત્યાઓ ડાબડીને ખુલ્લી કરતી હતી તે વખતે અમે દરેક જણા જુદાજુદા ભાગમાં જેને સ્વાધીન ડાબડી હતી તેજ સ્રીને જોતા હતા, અને જો કે તે સ્રી અમને ખાનપાન અને શરાબબાજી વીગેરેનું સુખ આપતી હતી; વળી દીલબાજી ચલાવતી હતી; યદ્યપિ તે તમામ અમને ઘણુ જ દુખદાયક થઇ પડેલુ નજરે જોતા હતા. પણ અત્યારે અમે આ જગોએ પ્રગટ થયા છીએ અને અમે ત્રણે મરદો આપને જોઇએ છીએ તે ઉપરથી અમને એટલુ બધું આશ્ચર્ય લાગે છે કે અમારો પુનર્જન્મ થયો હોવો જોઇએ. હે સુઘડ સરદાર ! અમે ત્રણે જણા આપનો જે ઉપકાર માનીયે છીએ તેનો બદલો વાળવાને અમારામા બીલકુલ શક્તિ નથી. પણ પરમેશ્વર આપનું કલ્યાણ કરો એમ અમે શુદ્ધ હ્રદયથી કહીએ છીએ.

પ્રતાપરૂદ્રે પ્રશ્ન કર્યો કે, ભાવી યોગ બન્યા કરે છે; મહાવિદ્યા માયાની રચના જુદીજ છે; અને તે રચના એવી તો અકળ છે કે, તેના માટે ઘણા જણ ભુલાવો પામે છે; તમામ વસ્તુ ઉપાધીય ઉલટપાલટ થયા કરે છે; અને ક્યાંની વસ્તુ ક્યા પ્રવેશ થાય છે જડવસ્તુ પવનના આશ્રયથી બીજે કંઇ જાય છે, પરવસ્તુતોના એવા તો અજબ કાર્ય છે કે, તેની તુલ્યના કરવાને બુદ્ધિ પણ કામ કરતી નથી, તમારો છુટકારો માહારા હાથથી નિર્માણ હશે તો તેમજ થયુ છે. હવે અર્ધરાત્ર ઉપર વખત વ્યતિત થયો છે માટે આ ન્યારા ન્યારા પલંગ ઉપર તમે નિદ્રાવશ થાઓ અને

કાલે પ્રાત કાળમાં તમે તમામને પોતપોતાના સ્થાન તરફ જવાને અત્રેના રાજા પાસેથી ઘોડાં વીગેરે સમગ્ર સામાનની સાહ્યતા આપવાને હુ બંદોબસ્ત કરીશ, આ પ્રમાણે પ્રતાપરૂદ્રની આજ્ઞા થવાથી પેલા ત્રણ મર્દો પલંગ ઉપર શયન કરવા લાગ્યા, અને પોતે પ્રતાપરૂદ્ર પણ શયન કરી નિંદ્રાધિન થયો.

પ્રાત કાળ થયો એટલે પ્રતાપરૂદ્રના ઉતારા તરફ એજ રાજદ્વારનો દીવાન આવી પોહોચ્યો, અને પ્રતાપરૂદ્રને મળ્યો તેણે એવુ કહ્યુ કે મેહેરબાન ! આપને રાજાજી બોલાવે છે માટે કૃપા કરીને પધારશો; આ પ્રમાણે દિવાનનો આગ્રહ સાભળીને પ્રતાપરૂદ્ર વસ્ત્રાભુષણ અને શસ્ત્ર ધારણ કરીને અને પેલા ત્રણ જુવાનોને સાથે રાખીને એજ નગરના રાજદ્વારમા પ્રવેશ કર્યો, રાજસભામા પ્રતાપરૂદ્રને માન આપવામા બાકી રહી નહોતી તેમને તે સભામા એક ઉંચા આસન ઉપર બેસારવામા આવ્યો, કે જે ઠેકાણે તે રાજા પોતે બેસતો હતો, એ રીતે રાજાએ પોતાની જોડે બેસારીને બીજા ત્રણ નવિન પુરૂષો આવ્યા છે તે પેકી જે વખતે આનદપ્રભને તે રાજાએ જોયો એજ વખતે આસન ઉપરથી આનદના આવેશમાં ઉભો થઇને તેને ભેટ્યો, મ્હારા પ્યારા પુત્ર ! તુ ત્રણ વરશે આ પ્રતાપશીળ વીરપુરૂષની સાથે કયાથી આવ્યો ! હે પુત્ર ત્હારા વિયોગે કરીને મારા નેત્ર આસુથી ભરાયલા સુકાયાજ નહોતા, તને આજે જોતા જે આનદ થયો છે તેનુ વર્ણન કરી શકતો નથી, પ્રતાપરૂદ્ર ભણી રાય રાજાએ નજર કરીને કહ્યુ કે આ મ્હારા પ્યારા પુત્ર સાથે બીજા બે મર્દોની શી રીતે આપને મુલાખાત થઇ ! આટલુ સાભળતા પ્રતાપરૂદ્રે જે વાત રાત્રીએ સાભળી હતી તે તમામ વાત રાજા રાયને સભળાવી, સઘળી વીચીત્ર વાત સાભળીને અને પેલી ચમત્કારીક સુવર્ણ દાબડીયો પ્રતાપરૂદ્રે પોતાને અખત્યાર કરેલી જાણીને અને પ્રતાપરૂદ્રના હાથથી આ ત્રણ માણસોનો છુટકારો થયો એવુ જાણીને રાજાને આનંદાશ્ચર્ય થયુ, અને પ્રતાપરૂદ્રની બોલે બોલે અને દરેક વાતના શબ્દે શબ્દે તારીફ કરવા લાગ્યો, વારવાર ધન્યવાદ આપવા લાગ્યો અને એટલો તો તાબેદાર

થઈ ગયો કે પ્રતાપરૂદ્રના દરેક શબ્દો પાળવાને અને થતિ આજ્ઞા બજાવવાને પોતે આતુર રહ્યો, તમામ વાત પ્રતાપરૂદ્ર જ્યારે કહી રહ્યો ત્યાર પછી પ્રતાપરૂદ્રે તે રાજા રાયને કહ્યું કે, જોકે હું કયા પ્રદેશથી આવુ છુ અને શું કામ કરવા જાઉ છુ તથા હું કોણ છું એ હકીકત તમને મ્હે કહી નથી. તેમ કહેવાનુ હાલ કારણ નથી યદ્યપિ આ બન્ને-માથી એક વિજયપ્રભ નામનો જે માણસ છે તે ભદ્રમડલ રાજા સાહેબના નાહાના ભાઈનો પુત્ર થાય છે અને બીજો શૌર્યવ્રત છે તે ભદ્રમડલના રાજ્ય દિવાનનો પુત્ર છે તેમને ઉતમ પ્રકારના ઘોડા સામાન સરંજામ સુધા કાઢી આપીને અને તેમની સાથે રસ્તાના જાણનાર સારા માણસોને મોક-લીને પોહોચાડવા જોઇએ, કેમકે જેટલો આનદ તમને તમારા પુત્રને જોઇને થયો તેટલો આનદ તે ભદ્રમડલમા તેમના નિકટ સબધીયોને થશે. અને હવે હું અહિયા આપની જોડે ભોજન કરીને આજે મારૂ કાર્ય સાધ્ય કર વાને માટે મુસાફરીએ જનાર છુ

તે નગરના રાય રાજાએ હાથ જોડીને પ્રતાપરૂદ્રને કહ્યું કે અત્રેથી જો કે આપ ભદ્રમંડલ જતા નથી અને બીજે કઈ જવા ઇચ્છો છો એમ આપની વાત ઉપરથી જણાય છે તો તેના માટે હુ કહુ છુ કે આગળ જતા ત્રણસે કોસ સુધી ત્રણે બાજુ એવા તો ડુગરાઓ આવે છે કે તેમા થઇને ઘોહાથી બીલકુલ જઇ સકાશે નહી એ તમામ વિકટ પ્રદેશ છે માટે તેવા પ્રદેશમા જ્યારે પગેથી ચાલીને પ્રયાણ કરશો તોજ જવાશે, માટે જો આપની ઇચ્છા હોય તો અમારા તાબામા ભોઇ લોકો છે તેઓ આપને મ્યાનામા બેસારીને લઈ જવાને શક્તિવાન છે વળી આ બન્ને ભાઇયોને ભદ્રમડલ પોહોચાડવાને હુ સારી રીતે કાળજી રાખીશ, મારા પુત્ર આનંદપ્રભના આગ્રહથી બેચાર દિવસ રહીને તે નિશ્ચિતથી ભદ્રમડળ જશે યદ્યપિ આપ પ્રવાસ માટે અત્યંત ઉતાવળ કરો છો તેના માટે હુ દિલગીર છુ. આપે કરેલા ઉપકારનો બદલો સેકડોજન્મ ધારણ કરીને પણ આપની તાબેદારી કરૂ તોપણ વળી શકે તેવો નથી. છતા હું આપની માવજત કાંઇજ રાખી શક્યો

નથી, માટે મ્હારી આજીજી એજ છે કે થોડાક દીવસ રહીને નિવૃતથી આપ પ્રયાણ કરો આ પ્રમાણે રાય રાજાનુ વચન સાભળી પ્રતાપરૂદ્રે માથુ હલાવ્યુ. અને કહ્યુ કે જે કામ કરવાનુ છે તે કામની મુદત ટુંકી છે માટે એક દીવસ વ્યતિત કરવો તે એક વરસ જેવો મારે સમજવાનો છે. સબબ મારા માટે આગ્રહ કરવાનું બંધ રાખશો તમારા આગ્રહથી તમારી સાથે બેશીને ભોજન લઈને આજે પગે ચાલીને નીકળીશ જેમા મારી સાથે કોઈની પણ જરૂર નથી જે કામ મારે સાધ્ય કરવાનુ છે તે કામમા હુ માત્ર એકલાનીજ જરૂર છે. બીજા માણસ માટે ઉલટમા મારે કાળજી રાખવી પડે તેવી ઉપાધી મને પસદ નથી–રાય રાજાએ તે વાત માન્ય કરી અને ભોજન વખત તઈયાર હતો તેથી સમગ્ર જનો ભોજન લેવા સારૂ બેઠા જમી કરીને ઝટપ્યા એટલે કવચ, ટોપ ધારણ કરી અને શસ્ત્રથી સજ્જ થઇને પ્રતાપરૂદ્ર રાય રાજાને મળીને ત્યાથી આગળ જવા સારૂ નીકળ્યો.

## પ્રકરણ ૧૮ મું.

અત્યત વિકટ ડુગરાઓમા સાંકડા રસ્તા હતા; તે જ્યારે વટાવ્યા ત્યારે બીલકુલ રસ્તોજ જણાયો નહી; જે તરફ દ્રષ્ટિ કરે તે તરફ મોટી મોટી ખીણ્યો નજરે પડવા લાગી, પ્રતાપરૂદ્રે વિચાર કર્યો કે આતો પાશેરામા પેહેલીજ પુણી છે, અર્થાત હું આજેજ આહાવા કઠિણ પર્વતમા મુસાફરી કરવા નીકળ્યો છુ અને સરાસરી સાત કોસ આવ્યો હઇશ, એટલામાતો હવે રસ્તાનોજ પત્તો લાગતો નથી. આ પ્રમાણે વિચાર કરતો એક ધવલ શિલાતલ ઉપર થાકી ગએલો પ્રતાપરૂદ્ર બેઠો હતો; એ પ્રમાણે ચારે તરફ નજર કરતો હતો, જેમા પર્વતોની ઉચી શીરાઓ સાથેની ભયકર હારાવલી, તે સાથે અનેક વૃક્ષ અને પથ્થર ભેદીને જનારી નદીના જળ શિવાય બીજું કઇ જણાતું નહતું, જંગલમા ફરનારા જનાવરો તથા પક્ષીઓનો સમુદાય કલ્લોલ કરી રહ્યો હતો માત્ર આહાવા વેરાન જંગલમાં સતાપને પામેલો એકલો પ્રતાપરૂદ્ર હતો, તે પ્રગટ થએલા

સંતાપના ચિત્રને નિહાળ્યાં કરતો હતો. અને એજ વખતે તેને યાદ આવ્યું કે પેલી કૃત્યાઓનાં વસ્ત્ર અને કનકની ત્રણ ડાબડીયોનું રક્ષણ કરનાર મર્ણ પામતી વખતે જે કહ્યું હતું તે હું શા માટે ભુલી જાઉ છું ! એમ વિચાર કરીને તેણે એક ડાબડી કાઢીને તે ઉપરના વાળ સાથે પોતાનો કાન ધરીને સાંભળવા બેઠો તેમાં તે વાળના અધિપતિએ જણાવ્યું કે આ તરફની હદ સુધીમાં અમારી બીલકુલ સત્તા નથી. તેથી અમે કાંઈ પણ મદદ આપવાને શક્તિવાન નથી. જ્યારે આહાવો જવાબ મળ્યો ત્યારે તે ત્રણે ડાબડીયોને નિરર્થક સમજીને તેણે પોતાના ગજવામા મુકી દીધી પણ પેલા ભયંકર મકાનમાં રાક્ષસ મળ્યો હતો તે રાક્ષસનો વાળ લઈને ચકમકથી અગ્નિ પેદા કરીને તે અગ્નિ આગળ ધર્યો એટલે એકદમ પૂર્વ દિશાએથી પવનની ફુક એવી ચાલી કે પર્વત શિખર ઉપરના મણ મણના પથરો ગડગડવા માડયાં; તેમજ મુળમાથી ઝડ ઉખડી ઉખડીને કેટલાંક લાબાં થઈને જમીન ઉપર પડી જવા માડયા, તેમજ પર્વ્દિશા તરફની આકાશ તરફનો રંગ ધુમ્રવર્ણનો જણાયો, એ વખતે મેઘની ગર્જના જેમ થતિ હોય તેવી ભયંકર ગર્જના થતિ સંભળાઈ; એટલામા જોત જોતાંમા તે રાક્ષસ પ્રતાપરૂદ્રની આગળ પ્રચંડ વેશવાળો હાથ જોડીને ઉભો રહ્યો પછી કહેવા લાગ્યો કે માહારા મેહેરબાન ! મને શા કામે આપે બોલાવ્યો છે ! જે કઇ આજ્ઞા હોય તે ફરમાવો; ત વખતે પ્રતાપરૂદ્રે કહ્યુ કે બાવન-પરિયોનો જ્યા નિવાસ છે ત્યા જવાને માટે મારો ઇરાદો છે, માટે તે તરફ મને તમે લઈને મુકશો તો હુ તમારો મોહોટો ઉપકાર માનીશ ?

☛ રાક્ષસે હાથ જોડીને કહ્યું કે બે હજાર કોસ સુધી મુકી આવવાને મારી સત્તા છે. પછી તે બાવન પરીયોવાળા ઘણો વીસ્તારવાળા પ્રદેશની હદમા મારાથી જઈ શકાય તેમ નથી માટે ઇચ્છા હોય તો ત્યાં સુધી હું તમને મુકીશ, વળી તે હદથી પચીસ કોસ મુસાફરી કરશો તો તે પ્રદેશ આવશે. પ્રતાપરૂદ્રે તેમ કરવાને હા પાડી. એટલે પ્રતાપરૂદ્રને પેલા રાક્ષસે પોતાના ખભા ઉપર બેસારીને આકાશ માર્ગે તીરની માફક ગતી કરવા લાગ્યો; આ

વખતે એટલો તો ઉંચાઈ ઉપર તે રાક્ષસ ગયો હતો કે મોટા મોટા ડુંગરાઓ પણ છેક નાની આકૃતિ વાળા જોવામા આવ્યા; તે ડુંગરાઓ વીત્યા પછી મોટા વિસ્તારવાળો સમુદ્ર જોવામાં આવ્યો તે સમુદ્ર ઘણોજ લાંબો અને પોહોળો હતો તે જોઇને પ્રતાપરૂદ્રે વિચાર કર્યો કે આ રાક્ષસની મદદ ન હોત તો આ સમુદ્ર શી રીતે વટાવત ! ક્યાંથી વહાણ મળત ! માર્ગની ખબર પડયા વિના ક્યા જઇ શકત ! અહાહા ! જ્યારે ઈશ્વર સાનુકુળ હોય છે ત્યારે સાધનો પણ મળી શકે છે એમ વિચાર કરતો અને પ્રસન્ન થતો તથા ઇશ્વર કુદરતિ દેખાવ જોઇને આશ્ચર્ય પામતો પ્રતાપરૂદ્ર પેલા રાક્ષસને અંતઃકરણમાં પોતાના કાર્યની કદર થઈ એમ સમજીને પ્રસન્ન થવા લાગ્યો અને ઘણી ઝડપથી ગતી કરવા લાગ્યો. આ પ્રમાણે ત્રણ દીવસ અને ત્રણ રાત્રી વીતી ત્યારે સમુદ્રનો પાર આવ્યો; સમુદ્ર વિત્યા પછી કેટલેક દુર જઈને જ્યા પોતાની હદ હતી તે હદની અંદર પેલો રાક્ષસ જમીન ઉપર ઉતરી પડયો, જ્યા ઉતરી પડયો તે જગો અત્યંત વિકટ હતી તે એવી તો વિકટ હતી કે ત્યાંથી ક્યા જવુ તેનો માર્ગ પણ નહોતો તેવી જગોએ ઉભો રહીને પ્રતાપરૂદ્ર પાસે પેલો રાક્ષસ વિદાયગીરી માગવા લાગ્યો, પ્રતાપરૂદ્રે ન ચાલે તેને રજા આપી અને પૂર્વે જેવી રીતે સંતાપમા પડયો હતો તેવી રીતે આ સ્થળમા પણ પ્રતાપરૂદ્રને સંતાપ ઉત્પન્ન થવા લાગ્યો. નજીકમા મોટી નદી વહેતી હતી તે નદીના ડુંગરી કીનારા ઉપર કે જે કીનારો ઘણો ઉચો હતો ત્યા તે પ્રતાપરૂદ્રને મુકીને અને નમસ્કાર કરીને પેલો રાક્ષસ ચાલતો થયો, આ વખતે સાયંકાર થયો હતો તેથી ત્યાંથી આગળ જવાને વિચાર બંધ રાખ્યો અને રાત્રી ગાળવા માટે કોઇ ઝાડ ઉપર બેશી રહયો, આ પ્રમાણે એ વિકટ જંગલમા પાંચ મહિના સુધી રાત્ર દીવસ આથડયા કર્યું, અને ફળ તથા વનસ્પતિનું ભક્ષણ કરીને જ્યાં જળાશય હોય તે જગોએ પડી રેહેવા માંડયુ અન્ન વિના સઘળુ શરીર જરજરીત થવા લાગ્યુ મોઢા ઉપર કરચોલી-

યો પછી, તાપને લીધે અને ઠંડને લીધે શામતા થઇ અને દાઢીના વાળ પેટની ડુંટી સુધી વધી પડયા. આહાવી સ્થિતિવાળો પ્રતાપરૂદ્ર કેવળ નિરાશાની દોરીના ફાંસામાં લટકવા લાગ્યો, ઘણે દુર સુધી સમુદ્રની મર્યાદા ઉલ્લઘવાને કંઇ પણ સાધન ન હોવાથી પસ્તાવા લાગ્યો, જે જગોએ પેલો રાક્ષસ મુકી ગયો હતો તે જગોને મુકીને કેટલેક દુર ડુગરાઓની લતાઓમા તેણે મુસાફરી કરી હતી તેથી ભુલી ગયો હતો કે હવે તે રાક્ષસની હદ કયાં હશે ! હદ મુકીને રાક્ષસ આ તરફ આવવાને શકિતવાન નથી એમ તેણે પાકી રીતે જાણ્યુ હતું તેથી આધાર વિના અને મદદ વિના ઘણુ જ ગભરાવા લાગ્યો રસ્તો ન હોવાથી જ્યા જ્યાં જાય ત્યા ત્યા ડુગરાઓની હારાવલી અને જ્યા ત્યા નદી શિવાય બીજુ કંઇજ જોવામા આવતુ નહતુ, અને જે જોવામા આવતું હતુ તે કેવળ ત્રાસ અને ભયજનક ક્રૂર પ્રાણીયોના ટોળા હતા, તેથી તેવા વિકટ જગલમાં ભય અને અજપ શિવાય બીજુ કઇ હતુ નહી આવા કારણથી પ્રતાપરૂદ્ર છેક સુકાઇ ગયો તે એવો કે તેને જોવાથી કોઇ ઓળખી પણ શકે નહી એવા તેના દીદાર થઇ ગયા હતા ગૌરવર્ણને બદલે શ્યામ વર્ણ હતુ. જુવાનીને બદલે અન્ન પાન વિના દુર્બળતા હોવાથી વૃદ્ધાવસ્થા હતી, અને શરીરના દરેક અવયવો ઉપર કરચોલીયો ફેલાયલી હતી તેથી તે પ્રતાપરૂદ્ર સાથે ભલે કદી ગાઢો પરીચય હોય તોપણ તેને જોઇને ભુલાવો ખાધા વિના કોઇ રહે નહી તેવો તેનો ચેહેરો બની ગયો હતો. જ્યારે શરીરની શકતી કમી થાય છે ત્યારે મનના વિચાર પણ સિથિલ થઇ જાય છે. જગલમા કંટક વનસ્પતિયોના આહાર કરવાથી તથા સારફ્રુળો ખાવાથી અતિસારની પેઠે વ્યાધીને લીધે શરીર કેવળ સિથિલ થઇ ગયુ હતું પણ જે ટેક તેના શરીરમા અડગ હતો તે ટેક અને કાર્ય કરવાની દ્રઢતા દેહમાથી પ્રાણ જતા સુધી પણ ખસે તેવી નહોતી, યધપિ જ્યારે તેને આ વિકટ જગલમા કેઇ પણ ઈલાજ ન સુઝયા ત્યારે તે ઘણુજ મુંઝાવા લાગ્યો; એક વખત તો એક સફેત શિલાતલ ઉપર બેશીને પોકે પોકે રોવા બેઠો. અને પોતાના સાહસ કાર્યને

ધિક્કારવા લાગ્યો; અને પોતાનેજ કહેવા લાગ્યો કે અરે મુર્ખ ! બુદ્ધિરૂપી કીમ્મતી ધનનો ઉપયોગ લીધા વિના તુ સાહસ કામ શા માટે લઈ બેઠો ! આહાવા જગલમાં બાવન અપ્સરાઓ કયાંથી મળવાની હતી ! પ્રથમ નીકળતાજ ત્હે શા માટે વિચાર ન કર્યો કે એકલા માણસથી અજાણ્યા જગલમા શુ ઉદ્યોગ થશે ? જેટલું કાર્ય બુદ્ધિની સાહ્યતા વિના કરવામા આવેછે તેટલુ બધુ કાર્ય જરાએ સફળ થતુ જ નથી. છતા તુ શુ સમજીને આહાવા વિકટ વેરાનમા આથડયો ! અને નકામો વખત ગુમાવતા શરીરરૂપી રત્નને પણ ઝાંખુ કરવા લાગ્યો ! અરે હાય ! હવે હુ શુ કરૂ ! અને કયા જાઉ ! શુ મારો સઘળો જનમારો હેવાનની સ્થિતિવાળો જગલમા જશે ! અરે મૃગના ટોળા અરણ્યમા જે આનદ ભોગવે છે તે આનદ હુ સ્વપ્નને પણ જોતો નથી, ત્યારે હવે મારો જનમારો કહેવો જશે આ પ્રમાણે વિચાર કરીને ખુબ રોઇ પડયો પણ તેને મદદગાર કોણ હોય ! છેવટે જ્યારે વીસ દીવસ બાકી રહ્યા, અને પોતાનુ પણ હવે પળશે નહી એમ જ્યારે તેને લાગ્યુ ત્યારે તેને ઘણુજ માઠુ લાગ્યુ અને આખરે તેણે વિચાર કરયો કે જ્યારે મારી જીદગી આ જગલમા ભટકી ભટકીને પુર્ણ થવાની છે વળી જ્યારે સ્વર્ગનો ઇદ્ર છ મહિના પુરા થયા બાદ મારા કિવા રાજકુમાર તરફથી આમ ત્રણને હસિ કાઢશે વળિ જ્યારે તેમ થશે ત્યારે પેલી રૂપમંજરી રાજકુમારને તિરસ્કારની નજરે જોશે હુ અહિયા ભટકીને મરણ પામીશ છતા મારી પાછળ નંઘાની ટીચકારીયો થશે તો પછી માહારે જીવીને શું કરવાનુ છે, આહાવા જગલમા કરમદા, કેઠાં, ટીભરવા વીગેરે ખાઇને વૃક્ષ ઉપર પડયા રહયા કરતા હવે એકી વખતે યાહોમ કરીને મર્ણ પામવું એજ ઉત્તમ છે એવો વિચાર કરીને પ્રતાપરૂદ્ર તે ધવલ શિલા ઉપરથી આગળ ચાલવા લાગ્યો અને તેણે દુરથી સફેત આરસપાહાણુ પથ્થરનો ઉચામા ઉંચો એક પર્વત જોયો તે પર્વત તરફ ચાલવા લાગ્યો, ચાલતા ચાલતા છેક સાયંકાળની વખતે તે ડુગરાના ટોચ ઉપર જઈ ચઢયો જ્યારે તે ચારે બાજુ નજર કરે છે ત્યારે તમામ ડુંગરાઓની ઘણે ઘણે દુર વિસ્તાર સાથે એક બીજાને મળતી હારાવલી જોવા લાગ્યો, અને નીચે છેક ઉંડાણમાં પર્વતને ભેદીને

વેહેતી નદીને જોવા લાગ્યો આ પ્રમાણે જોઇને તેણે એજ નિશ્ચય કર્યો કે આટલે ઉંચેથી પડતું મુકી દઉં તો હું નદીમાં પડીશ અને ટીચાઇને તુરતજ મરણ પામીશ. વળી અગ્નિદાગને બદલે છેક ઉંડા જળમાં જવા પામીશ તેથી જળદાગ પણ થશે આવા વિચારથી તે જગતકર્તા પરમેશ્વરની સ્તુતિ કરવા લાગ્યો આ વખતે પોતાના મરણની આણી નિશ્ચય કરી છે તેથી ઇશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો; પોતાના ગુરૂનુ સ્મરણ કરીને હે જગદીશ્વર ! હવે તુ મારૂ કલ્યાણ કરજે. એમ કહીને જેવો પડતુ મુકવાની તઇયારી કરે છે એટલામા પાછળથી કોઇએ તેનો હાથ પકડીને પાચ કદમ પાછો હઠાવ્યો, આ વખતે તેણે જાણ્યું કે કોઇએ મારો હાથ પકડીને પાછો હઠાવ્યો છે છતાં તે કોણ છે ! એમ કલ્પના કરીને આજુબાજુ બધી તરફ તેણે નજર કરી પણ કાઇ જોવામા આવ્યુ નહી તેથી તે ઘણીજ ભ્રાંતીમાં પડી ગયો. અને અનાયાસ આમ બનવાનુ શું કારણ હશે તેવો વિચાર કરીને સ્થિર ઉભો રહયો, એટલામા નજીકના એક ઝાડના થડ પાછળથી એવો ગેબી અવાજ થયો કે અરે મુસાફર ! તું શા વાસ્તે વિના કારણે તારો પ્રાણ ગુમાવી બેસે છે ! અરે નાદાન ! આત્મ હત્યા કરવાથી કેટલુ પાપ છે તે તુ શુ નથી જાણતો ! જે કેવળ કાયર પુરૂષ છે એજ આત્મહત્યા કરે છે, જે નિર્બળ સ્ત્રી છે તે અબળા એવી પદવી મેળવનારી સાહસ વૃત્તિને તાબે થનારી નિર્બળ સ્થિતિવાળી આત્મહત્યા કરે છે તુ પોતે ક્ષત્રી બચ્ચો થઇને કાયરપણુ સહન ન થવાથી જ્યારે આત્મહત્યા કરીશ ત્યારે તારા ક્ષત્રી ધર્મને મોટી એબ છે; તું આત્મહત્યા કરનારો પરોપકાર શી રીતે કરી શકીશ ! હું જાણુંછુ કે આ વિકટ વેરાનમા તને રસ્તાની ખબર નહિ પડવાથી અથડાઇ કુટાઇ અને કેવળ થાકીને મરણુ આદરીને બેઠોછું. અને તારી ઇચ્છા શી છે ! તે પણ મારા જાણવામાં આવ્યુ છે, માટે હુ તને ખુલાસો આપુછુ કે અહીથી ડાબી બાજુના નીચાણમા તુ ઉતર, અને તે તરફ જતા જમણા હાથ ભણી એક મોહોટી ગુફા આવશે તે ગુફામા અર્હતાનંદ સરસ્વતિ નામના મહાજ્ઞાની, ત્રિકાળજ્ઞાની અને યોગ વિદ્યા નિપુણ પોતે ત્યાજ રહે છે, ત્યા

તુ જા. જો કદાચ તેમણે સમાધી ચઢાવી હશે તો સમાધી ઉતરતા સુધી તેમની ધુંણી આગળ તુ બેશી રહેજે જ્યારે તેમના નેત્ર ખુહ્લાં થાય ત્યારે તે વખતે તુ તારી તમામ મનકામનાની હકીકત વીદિત કરજે. એટલે તે દયાળુ મા હાત્મા તારા ઉપર કૃપા કરીને સર્વ પ્રકારનો રસ્તો બતાવી દેશે અને તારી મનકામના પૂર્ણ કરશે આટલી દ્વનિ નીકળીને તે ગેબી પ્રયોગ બધ થઇ ગયો આ વખતે પ્રતાપરૂદ્રે તમામ વાકયો કાન માંડીને સાભળ્યા, અને તે નાદ કયાથી આવતો હતો તે તેણે નિશાની સારી પેઠે રાખી હતી તેથી તે પેલા વૃક્ષની પાછળ તમામ જગોએ આટા મારીને ચારે બાજુએ જોયુ પણ કાંઇજ જોવામાં આવ્યું નહી; તેથી આશ્ચર્ય પામતો એક શિલાતલ ઉપર થોડીક વાર બેશી રહયો આ વખતે પશ્ચિમ દિશાએ સુર્ય નમિ ગયો હતો, તેથી તે તરફ જોઇને પ્રતાપરૂદ્રને ગીલટ થવા લાગી કે જે ગેબી અવાજ થયો છે તે ખાસ મારા ઇષ્ટ દેવની કૃપાનુ સાહજ થએલ છે માટે તે ગેબી આશ્વાસન પ્રમાણે માહારે જોવુજ જોઇએ દક સાહસ કામ કરવામા જે ફળ હુ ભોગવુછું તેનો પરિણામ મારા જાણવા બાહાર નથી માટે ચાલ્ય જીવ! થએલી ગેબી આજ્ઞા પ્રમાણે ઉદ્યોગ કરીને જોઉ તો ખરો! એમ વિચાર દ્રઢ કરીને તે ત્યાથી બતાવેલી નિશાની પ્રમાણે જવા લાગ્યો, અને છેક સુર્ય અસ્ત થવાની સધીમા પેલી ગુફા આગળ આવીને પ્રતાપરૂદ્ર ઉભો રહયો ત્યારે કહેલી નિશાની પ્રમાણે તમામ વાત મળતી આવી, આ વખતે તે ગુફાના એક ચેલા સાથે અદ્વૈત તત્વનુ પ્રતિપાદન કરવાને અનેક પ્રકારના દ્રષ્ટાતો આપતા અદ્વૈતાનદ યોગીરાજ બિરાજેલા હતા, તે જગોએ પ્રતાપરૂદ્ર આવીને તે પવિત્ર યોગીરાજના ચરણ કમળમા મસ્તક નમાવ્યુ, આ વખતે પ્રસન્ન વદનથી યોગીરાજે પ્રતાપરૂદ્રના સામે નજર કરીને કહયું કે બચ્ચા! આનદ કરો ઔર મૌજ કરો, લેકિન તુ જિસ કામકે લિયે હ્યાં તક આયા હય વોહ મય સબ જાનતા હું; મગર તું સારા જગલમેં બહુત દિનસે ભટક ભટક કર ખુબ હયરાન હુવા હે, ભુખ ઓર પ્યાસસેં બ્યાકુલ હો ગયા હય; જગલમે ફ્રુક્ષ ફ્લકો અહાર કરકે શારીરીક સંપત્તિકો

વિનષ્ટ કર દિયા હય, ઇસ લિયે અબિ તુ ગુરૂકા પ્રસાદ લેકર આરામિયતકો પ્રાપ્ત કર; એ પ્રકારે પ્રતાપરૂદ્રને ખાવાની વસ્તુ અપવાને પોતાના શિષ્યને આજ્ઞા કરી; એટલે શિષ્યે મસ્તક નમાવીને તે ગોઠવણ કરવાને પ્રયત્ન કર્યું; થોડેક દુર જઇને તાજુ કદમુળ ઇત્યાદિક લાવીને અગ્નિ કુડની ભરસાડમા મુકી દીધુ. બે ત્રણ ઘટિકા થઈ એટલે ખાખરાનાં તાજા પાદડા લાવીને તેનુ પત્રાળુ બનાવીને પેલી ભરસાડમાથી કદ કાઢીને તેને ખખેરવા માડયું; એટલે તેમાથી કમોદના ચોખાની માફક સુગધીદાર દાણા નીકળવા માડયા જાણે કમોદનો ભાત સાકર અને ઘીઈ મિશ્રિત હોય તેવી રીતે તે જણાવા લાગ્યુ તે સાથે બીજુ કદ પણ બીજી ઢબનુ હતુ આ પ્રમાણે પત્રાળામા પીરશીને યોગીરાજના શિષ્યે પ્રતાપરૂદ્રના આગળ મુકયુ, એ વખતે અદ્વૈતાનદ માહારાજે પ્રતાપરૂદ્રને તે પ્રસાદ જમવાને આજ્ઞા કરી, ઘણા દીવસથી ક્ષુધાએ કરીને પીડીત થએલા પ્રતાપરૂદ્રે યોગીની આજ્ઞા માથે ચઢાવીને ભોજન કરવા માડયુ, તેમા જે સ્વાદ અને મજાહ હતી તેવી મજાહ અને સ્વાદ કોઇ પણ જગોએ તેના જન્મ ભરમા પામ્યો નહતો, આહાવા વિકટ પ્રદેશમા યોગી વિના આહાવા પદાર્થનુ શેવન કરવાને કોણ સમર્થ યાને અનુભવિ હોય ! એવો વિચાર કરીને તેણે ભોજન લીધુ; જાણે ઉતમ પકવાન યાને માલપુવા અને દુધપાકનુ ભોજન કર્યું હોય તેવા તેની છાતીમાંથી સુગંધીદાર ઓડકાર આવવા લાગ્યા, એજ વખતે યોગીરાજે કહ્યું કે હે મુસાફર ! આ પ્રસાદ ત્હે લીધો છે તેથી કરીને તને પદર દીવસ સુધી બીલકુલ ભુખ લાગશે નહી, અને સુગધીયુક્ત ઓડકાર આવ્યા કરશે, ગુરૂજીનુ વચન સાભળી પ્રેમવડે કરીને મુમુક્ષુ બનિ ગએલા પ્રતાપરૂદ્રે તે યોગીરાજના ચરણમા મસ્તક નમાવીને કહ્યું કે માહારાજ ! આપ ત્રિકાળજ્ઞાની છો આપની પ્રબળ સત્તા આગળ અમે ક્ષુદ્રપ્રાણી અજ્ઞપણામાં શુ સમજી શકનાર હતા ! હે માહારાજ ! આપના દરશણથી મારા હૃદયમા દુખદાયક ચિંતા અને તાપ દુર થયાં છે. હે યોગીરાજ ! આપના

પરાક્રમનો અને તપનો પ્રતાપ એવો છે કે આપના આશ્રમની મર્યાદામા પગ મુકનાર હિંસક પ્રાણી પણ અહિંસા કરનાર દયાળુ થાય છે, વળિ જડપદાર્થ છતાં આપની વાણીના વિલાસે કરીને સદગતીને પાહોચે છે તો મહારા જેવા મનુષ્ય જાતનું કલ્યાણ આપના દર્શણથી થાય એમાં કઈજ નવાઈ નથી, મારો પુર્વજન્મનો સસ્કાર સારો હોવાથી હું આપના દર્શનનો અમુલ્ય લાભ પામ્યોછું. હે દયાનિધિ ! આપ ત્રિકાળજ્ઞાની છો, એટલે મારા હૃદયનો વિચાર આપના જાણુવા બાહેર નહિ હોય; આ પ્રમાણે વિનતી કરતો હાથજોડીને પ્રતાપરૂદ્ર અદ્વૈતાનદ ગુરૂ સન્મુખ શ્રદ્ધાપુર્વક ઉભો રહયો, તે વખતે તે યોગીરાજે કહ્યુ કે; તેરી મુરાદ કયા હય વોહ મય જાનતા હુ લેકિન તુ તેરે દિલસે હકીકત હમકો કહદે કી જીસસે કુછભિ તેરે હિતકે લિયે પરોપકાર હોવે તો હામ કર સકે,-મહાત્માનુ વચન સાંભળીને પ્રતાપરૂદ્રે તમામ હકીકત કહી દીધી. જેમા તે હકીકત સાભળીને મહાત્માને ઘણીજ દયા ઉત્પન્ન થઈ, અને કૃપા નજરથી પ્રતાપરૂદ્ર તરફ દ્રષ્ટિ કરી એટલામા પ્રતાપરૂદ્રની નજર તે ખીટી ઉપર ધનુષ ભરાવેલું હતુ અને માત્ર ત્રણ બાણ બાધી મુકેલા હતા તે જોઈને પ્રતાપરૂદ્રના મનમા શકા ઉત્પન્ન થવાથી પ્રશ્ન કરવા લાગ્યો કે હે કૃપાસિધુ ! આ બાજુ ઉપરની ખીટીએ ધનુષ અને માત્ર ત્રણ બાણ ભરાવેલા જોવામા આવે છે તેથી આ આપના પવિત્ર ચરણ રજના શેવકને સેજસાજ શંકા આવે છે કે આપ યોગી મહાત્માના અવાસમા પ્રાણુનો નાશ કરે તેવું ધનુષ શા માટે રાખી મુકયુ હશે.' એમ કહીને પ્રતાપરૂદ્રે મહાત્મા પ્રત્યે હાથ જોડયા તે વખતે તે યોગીરાજે પોતાના વૃદ્ધ શિષ્યને આજ્ઞા કરીકે ઇસ ધનુંશ બાણકા ઇતિહાસ યહ મુમુક્ષુ ઔર જીજ્ઞાસુકો સુનાવો વહાતક ચાર ઘટિકા તક સહજ સામાધીમેં મય મય લીન હોતા હુ એટલુ કહીને તે માહાત્મા સમાધિસ્થ થયા, પછી પેલા વૃદ્ધ શિષ્યે પ્રતાપરૂદ્રને ' તને આ ધનુષ બાણ જોઇને શા માટે શકા આવી ' પ્રતાપરૂદ્રે ઉત્તર આપ્યો કે પુર્વે વિશ્વામિત્ર રાજરૂષિ હતા, જુવો કે તે

તપમાં ચંદ્રમા જેવા પ્રકાશ આપવાવાળા હતા છતાં ક્ષત્રી હતા તેથી શસ્ત્ર અસ્ત્રાદિ ધારણ કરતા હતા. એવી મેં કથા સાંભળી છે, તેજ પ્રમાણે આ પવિત્ર અવાસમાં તપસ્વિ મહાત્મા નિકટ ધનુષ બાણ જોઇને તે ઇતિહાસ મને યાદ આવ્યો.

શિષ્યે કહ્યુ કે હે ભાઈ! આ પ્રતાપિક ગુરૂ રાજઋષિ નથી પણ તેનો ઇતિહાસ વિચિત્ર છે એટલુંજ નહિ પણ વેદવ્યાસ મહારાજે તે વિષય લખ્યો છે એવી રીતે છે કે; પુર્વે કાઈ કારણસર પાડવમા ઉદય થતા સુર્ય જેવો અર્જુન પાતાળ પ્રદેશમા ગયો હતો, પાતાળમા અત્યંત સ્વરૂપવાન પવિત્ર વૃત્તિવાળી સાધવી નાગકન્યા સાથે પ્રેમ જોડાયાથી તે કન્યાને પેટ ગર્ભ રહયો: અને અર્જુન તો કેટલોક મુદતે હસ્તિનાપુર આવતો રહયો. ત્યારબાદ વીસ વરસ વીત્યા પછી કૌરવ અને પાડવ વચે તુમુલ સંગ્રામ થવાનો આરભ થયો. તે વખતે નગારાં ઉપર ધુંસ વાગવા માંડી. તે વખતે શ્રી કૃષ્ણ મહારાજ અર્જુનનો રથ હાંકવા સારૂ બેઠેલા છતાં પાચજન્મ શખનો નાદ કર્યો, એ વખતે રથ ઉપરની ધજા સાચવનાર હનમાનજીએ ગર્જના કરી હતી. તે સાભળીને પાતાળમા ખળભળાટ થવા માંડયો. આમ થવાથી જે નાગકન્યાને પેટે અર્જુનથી પુત્ર થયો હતો તેનું નામ બબરૂવાહન હતું તેણે આ માહાત્મા ગુરૂની પાદુકાનું શેવન કરીને તપ આચર્યું હતુ, અને મહાત્માએ તેના ઉપર કૃપાવાન થઇને પોતાના તપ બળનું પુન્ય મુકીને એક ધનુષ અને ત્રણ બાણ બબરવાહનને આપ્યાં હતાં. તે ત્રણ બાણથી આખી સૃષ્ટિમાં વિજય પ્રાપ્ત થાય તેવું હતું તે એવી રીતે કે એક બાણને ધનુશમાથી છોડી દે એટલે તે બાણ શત્રુનુ મોત કયાં છે! તેનુ નિર્ણય કરીને પાછું આવે અને તે કાનમાં તમામ હકીકત કહી દે. મોત અંકાઇ ગયા પછી બીજુ બાણ છોડીને શત્રુને એવુ મારે કે તે મર્ણ પામ્યા શિવાય રહેજ નહી, એટલુંજ નહી પણ તે બાણ પાછુ ભાથામા આવીને સમાઇ જાય, આ પ્રકારે વિજય ધનુષ્ય અને બાણ તે બબરૂવાહનને આ માહાત્માએ આપ્યું હતું તે ધનુષ બાણ લઇને ગુરૂને પગે લાગીને

બબરૂવારન પાતાળે ગયો હતો, જ્યારે ઉપર કહ્યા પ્રમાણે પ્રસગ આવ્યો ત્યારે બબરૂવાહને પોતાની સતી માતાને કહેવા લાગ્યો કે માજી! આ યુદ્ધના ઉચ્છાહનો ડકો તથા શખ કોહોના તરફથી સભળાય છે! માતાએ ઉત્તર આપ્યો કે દીકરા! પૃથ્વિ ઉપર હસ્તિનાપુર કૌરવ અને પાડવ બન્યોનુ તુમુલ સગ્રામ થવાની શરૂવાત થાય છે તેમા પાડવમા અર્જુન નામનો મહા સમર્થ તારો પિતા થાય છે ભીમ, ધર્મ, નિકુલ અને સહદેવ એવા ચારે તારા કાકા થાય છે વળી અર્જુનની સાથે મિત્રાચારી રાખનાર સાક્ષાત શ્રી કૃષ્ણ ભગવાન રથ હાકે છે તે પાડવો કૌરવની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા છે અને તેથી કરીને યુદ્ધના ઉચ્છાહની ધ્વનિ સભળાયછે માતાજીનુ વચન સાભળીને બબ્રુવાહને કહ્યુ કે માહારે જોવાની ઇચ્છા છે માટે હવે હુ ત્યા ગયા શિવાય રહેવાનો નથી માતુશ્રીએ તેને પ્રશ્ન કર્યો કે તું તે યુદ્ધ જોઈને શુ કરવા ધારે છે! તેના પ્રત્યુત્તરમા બબ્રુવાહને ઉત્તર આપ્યો કે તે બેમાથી જે હારશે તે તરફનો હુ પક્ષ પકડીને યુદ્ધ કરીશ.-ત્યારે સતીએ ઉત્તર આપ્યો કે બેટા! તારા પિતાની સાહાયતાના શ્રી કૃષ્ણ ભગવાન છે તેથી પાડવોની જીત થવાનો સભવ છે અને કૌરવો હાર્યા શિવાય નહિ રહે, ત્યારે બબરૂવાહને કહ્યુ કે હુ કૌરવનો પક્ષ લઇને દરેકનુ મોત શોધી કાઢીને નાશ કરીશ,-આ પ્રમાણે બબરૂવાહનના વચન સાભળીને સતીને ઉચાટ થવા લાગ્યો, અને જેમા કૃષ્ણના અગમ્ય ચરિત્રથી બબરૂવાહન નાશ પામશે એવી તેણીને ધાસ્તી લાગવાથી બબરૂવાહનને જતો વારવા મડયો પણ છેવટે નહી માનતા ધનુશ બાણ લઇને થોડીકજ વારમા કૌરવ અને પાડવોના યુદ્ધ સ્થળ આગળ એક જગોએ દુર જઇને ઉભો રહયો આ વખતે ત્રિકાળ જ્ઞાની શ્રી કૃષ્ણ ભગવાનને માલુમ પડયુ તે પોતે સજ્જ કરેલા સૈન્યમાથી બ્રાહ્મણનો વેશ લેઇને જ્યા બબરૂબાહન ઉભો હતો ત્યાં આવી પોહોચ્યા. છેક વૃદ્ધ સ્વરૂપ ધારણ કર્યુ હતુ અને આખ્યો ઉપર આડો હાથ મુકીને બબરૂવાહનને તે બ્રાહ્મણને જોઇને બબરૂવાહને આવકાર આપ્યો તેથી પ્રસન્ન થતો

બ્રાહ્મણ બભ્રુવાહનને કહેવા લાગ્યો કે હે ભાઈ! આ કૌરવમાં નામાંકિત દુર્યોધન રાજાનો હું ગોર છું. તે મ્હારો યજમાન છે પણ આ વખતે મને એજ ઉચાટ થાય છે કે પાંડવો તેઓને જીત્યા વિના રહેવાના નથી કારણ કે અર્જુનને સાહાયકારી શ્રી કૃષ્ણ ભગવાન છે તેથી મને મોટી ધાસ્તી થાય છે કે કોણ જાણે આ વેળાએ ભાવીમા કેવો યોગ બન્યો હશે હરે પ્રભુ! મારો યજમાન કૌરવોનો અધિપતિ દુર્યોધન જીત મેળવે તો ઘણું સારૂ આ પ્રમાણે બોલતો અને નિશ્વાસ મુકતો બ્રાહ્મણ ફરી પ્રસ્ન કરવા લાગ્યો કે હે ભાઇ તમે કોણ છો! અને કયાથી આવ્યા છો! તે ઉતરમા બભ્રુવાહને તમામ હકીકત કહી દીધી જેમા જણાયુ કે અર્જુનનોપુત્ર બભ્રુવાહન છે, તે જાણીને બ્રાહ્મણે પ્રસ્ન કર્યો કે ત્યારે તો તમે તમારા પીતાજીની પક્ષ ખેચીને કૌરવ સામા યુદ્ધ કરવાના હશો! બભ્રુવાહને કહ્યુ કે જે પક્ષ હારશે તે પક્ષ ભણી હું મદદ કરવા ઇચ્છુ છુ અને એટલાજ માટે હું દુર જઈને ઉભો ઉભો તમાસો જોઉછુ બ્રાહ્મણે કહ્યુ કે પેલો શ્રીકૃષ્ણ કાળા રંગનો છે તે જ્યા સુધી પાંડવોમા છે ત્યા સુધી કૌરવોનો જય થવો ઘણોજ મુસ્કેલ છે—તે સાભળી બભ્રુવાહને કહ્યુ કે તે કૃષ્ણને હું એકજ બાણથી વીધી નાખુ એવો છુ—આહાહા શબ્દ સાભળી સાબાશી આપતો બ્રાહ્મણ બોલ્યો કે હે ભાઈ તું એટલો બધો પરાક્રમી છે એવી મને શી રીતે ખાત્રી થાય; બભ્રુવાહને કહ્યુ કે શુ તમારે ખાત્રી કરવી છે! ત્યારે તો તમે મારી પાસે ઉભા રહો અને તમને એટલુ તો નક્કી કરી આપુ કે તે શ્રીકૃષ્ણ ભગવાનનુ મ્હોત આહી કાઢી નજરે બતાવુ. એમ કહીને બભ્રુવાહને ધનુષ ચઢાવીને મ્હોત આકી કાઢવાનુ બાણ છોડયુ. આ વખતે શ્રી કૃષ્ણે પેલા બભ્રુવાહનને ખબર પડે નહી તેવી રીતનુ વિરાટ સ્વરૂપ એવુ તો ધારણ કર્યું કે મસ્તક ચૌદ બ્રહ્માડ લગી ઉચુ કર્યું અને ચરણ સપ્ત પાતાળ લગી પ્રસરાવીને ઉભા રહયા; પેલું છોડેલુ બાણ સર્વ જગોએ ફરી વળ્યુ પછી પાતાળમા પ્રવેશ કરીને છેક નીચાણમા જઈને શ્રીકૃષ્ણ ભગવાનના પગના તળીયા ઉપર જ્યા પદ્મ હતુ તે પદ્મ ઉપર સિંદુરનો ચાલ્લો કરીને બભ્રુવાહન પાસે આવીને ભાથા

આગળ ખડું થઈ ગયું. અને કાનમાં જણાવી દીધું. પછી બભ્રુવાહને પ્રસન્ન થઈને પેલા બ્રાહ્મણને ઉત્તર આપ્યો કે હે માહરાજ ! જો કૃષ્ણને જમીન ઉપર પાડવો હોય તો તેના પગના નીચે પણ ઉપર બાણ મારૂં તેટલીજ વાર છે,—આહાવું વચન સાભળી બ્રહ્મણ પ્રસન્ન થતો આશિર્વાદ દઈને ચાલતો થયો. શ્રીકૃષ્ણ ભગવાનને પૂર્ણ ભય પેશી ગયો, અને જાણ્યું કે આ યોદ્ધો પાડવમાંના દરેકનો સહાર કર્યા વિના રહેવાનો નથી માટે એનુજ એવી રીતે યુક્તિથી કાટલુ ઘડવુ કે ભયમાત્ર દુર થાય આ પ્રમાણે વિચાર કરીને અર્જુનને તમામ હકીકતથી શ્રીકૃષ્ણ પરમાત્માએ માહીત કર્યો, તેથી પાડવોમા અત્યત ચિંતા પેઠી, તે વખતે શ્રીકૃષ્ણ માહારાજે યુક્તિ બતાવી, અને તે યુક્તિ પસદ કરીને શ્રીકૃષ્ણ અર્જુન એ બન્ને બભ્રુવાહન પાસે ગયા; શ્રીકૃષ્ણે બભ્રુવાહનને કહ્યુ કે હે વીર પુરૂષ ! આ તમારા પીતા અર્જુન તમને મળવા સારૂ આવ્યા છે એટલુજ સાભળતા બભ્રુવાહન પિતાના ચરણ પ્રત્યે મસ્તક નમાવી ઉભો રહ્યો. પછી કહેવા લાગ્યો કે હે પિતાજી ! શેવકને શી આજ્ઞા છે તે આજ્ઞા હું પાળવા તૈયાર છુ. તે વખતે અર્જુને કહ્યું કે પુત્ર ! આ યુદ્ધમાં બત્રીસ લક્ષણા પુરૂષનુ મસ્તક રણસ્થભ ઉપર જ્યારે મુકીયે ત્યારેજ અમારો વિજય થાય તેમછે તુ મારો પુત્રછે અને પીતાની આજ્ઞા માનવી એ તારો ધર્મ છે તુ સર્વ કરતા વિર શિરોમણી છે. તેથી હુ તને જોઇને ઘણો પ્રસન્ન થાઉછુ પિતાની થએલી આજ્ઞા માથે ચઢાવીને કહેવા લાગ્યો કે હે પિતાજી ! મને યુદ્ધ જોવાની ઇચ્છા હતી, તે ઇચ્છાનો આપે ભગ કર્યો પણ એટલી માગણી કરૂછુ ક મારૂ મસ્તક રણસ્થભના ફળ ઉપર એવુ ગોઠવો કે હુ તમામ જોઇ શકુ—અર્જુને કૃષ્ણ ભગવાને તેમ કરવા હા પાડી પછી બભ્રુવાહને ધનુષ અને ત્રણ બાણ હાથમાં પકડીને એવા ફેકયા કે તે આ સ્થાનમાં આવીને પાછા પડયા પછી તે બભ્રુવાહનનું મસ્તક કાપીને રણજગના મધ્ય ભાગમાં જે સ્થંભ હતો તે ઉપર ગોઠવ્યુ પછી યુદ્ધની શરૂવાત થઇ જેમાં કૌરવોના દળમાં નાશા નાશથવા લાગી અને ભગાણ થયું. આ તમાસો જોઇને પેલા રણસ્થંભ ઉપરનુ મસ્તક ત્યાથી બોલ્યું

તો ફરક્યું કે પાંડવોની છાતીમાં અથડાવા લાગ્યું. જેને મસ્તકનો વજ્ર પ્રહાર લાગે તે જમીન ઉપર પડીને મર્ણ પામે તેવા હજારો યોદ્ધાઓનો ઘાણ કાઢી નાંખનારૂ માથું પાંડવના દળનો નાશ કરવા લાગ્યું આ તમાસો જોઇને તે મસ્તકની સ્તુતિ શ્રીકૃષ્ણ ભગવાને ને અરજુને કરી ત્યારે તે શાંન્ત થઈને જમીન ઉપર પડયું અને તેને વરદાન આપ્યુ કે કળિયુગમાં કાંકા બળીયા નામથી સરવે તાહરૂ પુજન કરશે આ પ્રમાણે તે મસ્તકની વ્યવસ્થા કરી અને પાડવોની ત્યાર પછી જીત થઈ હે પ્રતાપરૂદ્ર ! આ ધનુશ બાણુ બભ્રૂવાહનને સ્વાધીન કરેલુ બભ્રૂવાહને પોતાના ગુરૂ તરફ પે'હોચતુ કરેલું છે આટલુ કહીને વૃદ્ધ ચેલો બોલતો બંધ થયો એટલામા અદ્વૈતાનંદ માહારાજની સહજ સમાધી ઉતરી ગઈ અને જય રામ જય રામ નો ઘોષ થવા લાગ્યો. થોડીક વાર થઇ એટલે ગુરૂ માહારાજ સ્વસ્થ થઇને પ્રતાપરૂદ્રને કહેવા લાગ્યા કે બચ્ચા! યહ ધનુષ બાણુકા ઇતીહાસ હમારે શિષ્યસે તુઝકો માલુમ પડા હોગા અબ અર્ધ રાત્રી વ્યતિત હુઈ હે તુ નિશ્ચિતસે નિદ્રા લેના અ-ઉર પ્રાત કાળ થયો એટલે ગુરૂએ પ્રતાપરૂદ્રને કહ્યુ કે યહ ધનુશ અઉર તીન બાણુ તુ તેરી પાસ રખ ઇસસે તેરા કાર્ય સફલ હોગા. તુ બ વન અપ્સરાઓકુ ઉસ્તાદ ચંદ્ર-જ્યોત વઇદ હુવા હય. વોહ કૃષ્ણુબરી નામકી માહા જાદુઇ બિદ્યા જાનનેવાલી કૃત્યાકે જાદુમે ફસાયા હય અઉર ઉસકો જાનવર બનાકે રખ દીયા હયે ઇસલિયે તુ યહ ધનુષમે ઇલકા મહોત આક કર દુસરે બાણુસે પ્રાણ લેના. જીસ બખત વોહ કૃત્યા પર્વત સમાન રૂપ ધારન કરને-વાલી જમીન પર ગીરેગી, ઓર પ્રાણુ ત્યાગ કરેગી ઉસ બખત અત્યંત ભયંકર દેખાવ ચારૂ તરફસે દીખા જાયગા. અઉર ઉસ કૃત્યાકે મર્ણ પીછે વોહ ચંદ્રજોત ઉસ્તાદ પ્રગટ હોયગા અઉર વોહ તેરા બડા ઉપકાર માનેગા. અઉર ઇસકે લીયે તેરા સબ કાર્ય સફલ હોગા.

આ પ્રમાણે કહીને માહાત્માએ તે પ્રતાપરૂદ્રને ધનુષ અને ત્રણે બાંણુ આપ્યા. અને વિશેષમાં તે કૃત્યા તરફ જવાનો સુગમ અને ટુંકો રસ્તો એવો બતાવ્યો કે બપોરની વખત થાય એટલે તે તરફ જઇ પોહોચે. આ પ્રમાણે તમામ માહીતી મેળવીને

પ્રતાપરૂદ્ર માહાત્માના ચરણ કમળમાં મસ્તક નમાવીને ત્યાંથી આગળ ચાલ્યા જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ મોટા મોટા ડુંગરાઓની ઉંચાઇનો ભાગ જોવામાં આવ્યો જેમા કેટ લોક ભાગ નીચાણ અને ઉંચાણના સેંકડો ભયંકર વિભાગ નજરે પડયા. યદ્યપિ પેલા માહાત્માએ જે રસ્તો અને દીશા જણાવી હતી તેજ દીશાનું ધોરણ પકડીને નિર્ભય થતો પ્રતાપરૂદ્રે ચાલવાનેજ શરૂવાત કરી; અને પોતાના મનમા સમર્થ ગુરૂના દર્શન માટે આનંદ પામતો અનેક વિચાર કરવા લાગ્યો; જેમા તે મહાત્મા કૌરવ અને પાંડવની વખતના લાબા આયુર્બળવાળા અને કૃષ્ણ પરમાતમાનું મ્હોત નિર્ણય કરે તેવુ મનુષ પોતાના તપ બળથી બનાવનારા જાણીને તેવા પવિત્ર હિતચિંતક મહાયોગીરાજના દર્શણ પામેલો પોતાને ધન્યવાદ આપવા લાગ્યો વળિ સમદરશી સાધુત્વના લક્ષણને વારવાર બલિહારી આપવા લાગ્યો આ વખતે પ્રાતઃકાળની આઠ ઘટિકા વીતેલ હતી, મંદ મંદ પવનની લહેર આવતી હતી, વળિ અનેક પંક્ષયો રંગ બેરંગી વહેતી નદીના બન્યો તટ ઉપર અત્યંત્ય ઘટ વૃક્ષ ઘટામા દરેક હરખતો ઉપર બેશીને મધુર નાદ કરી રહેલા હતા, સુગંધી ખીલેલા પુષ્પથી સ્પર્શાઇને આવતો પવન મગજને તર કરી નાખતો હતો આવી કુદરતિ રચના જોતો જોતો અને આનંદ પામતો પામતો તથા ગુરૂ તરફથી અમુલ્ય મદદ મલ્યાને લીધે ઉમંગથી પ્રફુલ્લિત થતો પ્રતાપરૂદ્ર વેગથી ચાલતો હતો, એમ કરતા નદીના કીનારા ઉપર છેક નિચાણમા આવી પોહોચ્યો તે વખતે જ્યારે તેણે નજર કરી ત્યારે જાણે ભેદાઇ ગએલી જમીનમા છેક પાતાળમા ઉતરી પડયો હોય તેવુ તેને લાગ્યુ એટલે ત્યાથી ડુંગરાઓની ઉંચાઈ એટલી તો બધી માલુમ પડી કે મસ્તક ઉપર મુકેલો પાઘ પણ ખશી ગયા વીના રહે નહી નદી ઉપરની વનકટી એટલી બધી જુથવાળી હતી કે તેમા સુર્યનો પ્રકાશ જણાતો હતો પથ્થરને ભેદીને નદીનુ નીર પુર જોશથી વહેતું હતુ તેથી પાણીની ધ્વની ભયંકર સંભળાતી હતી આવી જગોએ કોની મગદુર હોય કે મનુષ્ય જાત એક ઘટિકા પણ વિશ્રાંતિ લઈ શકે! કેમકે હિંસક પ્રાણીનો જથો આવી વિકટ જગોમાં અને જળાશય ઉપર

ગુફામાં હોય તેની કંઈજ નવાઈ ન હોય; તેવી જગોમાં નદીના તટ ઉપર પ્રતાપરૂદ્ર આવી પોહોચ્યો અને જળમાં થઈને સાંમેના તટ ઉપર જવાને માટે કપડાં ઉંચા કરવાને લાગ્યો. આ વખતે સેજસાજ તેની નજર એક સફેત પથ્થર તરફ ગઈ, તે પથ્થર આરસપાહાણનો બે ચાર માણસો બેશી શકે તેવો પહોળો અને સ્વચ્છ હતો, તે પથ્થર ઉપર જરીયાન કપડાનો રૂમાલ માલુમ પડ્યો. તે જોઈને શંકા યુક્ત થતો તે રૂમાલ પાસે ગયો ત્યારે તે રૂમાલમાં કાંઈક પદાર્થ હોય એમ માલુમ પડ્યુ, પ્રતાપદ્રે તે રૂમાલને લઈને તેમાં જે કંઈ બાધેલુ હતું તે છોડીને તપાસ્યું ત્યારે તેમાથી એક સુવર્ણની દાબડી નજરે પડી તે દાબડીને ખુલ્લી કરતા તેમા પોતાની છબી માલુમ પડી, અને તે છબી જોડે વસતકોકિલાની પણ છબી હતી, આ વખતે આ છબિયો અને દાબડી જોઈને પ્રતાપરૂદ્ર છેક અધિરો બની ગયો તે સાથે રૂમાલના એક ખુણા તરફ જોવામા આવ્યુ ત્યારે તે રૂમાલ ઉપર વસંતકોકિલા એવુ નામ લખેલુ હતુ,—આ સઘળું જોઈને પ્રતાપરૂદ્ર ઘણોજ વિસ્મય પામ્યો, એક તરફ કામના પુર્ણ થવાની આશાની ઉમેદવારીમા જ્યારે ગુરૂની સહાયતાથી આનદ વ્યાપ્યો હતો ત્યારે અત્યારે બીજી તરફ અનાયાસ આ ચમત્કરીક રીતનો દેખાવ જોઈને અનેક તર્ક વિતર્કના ભ્રમણ ચક્રનુ બળ હૃદયમા વધવા માંડ્યુ અને તે સાથે ચિંતા વધવા માડી, અર્થાત, વસતકોકિલાની પાસેજ નિરતર મારી છબિ રહ્યા કરે છે તે છબી આ ધવલ શિલાતળ ઉપર શી રીતે આવી હશે ! જેમા છેવટે પ્રતાપરૂદ્રના હૃદયમા એજ નિશ્ચય થયો કે વસતકોકિલાને કોઈ રાક્ષસ ઉપાડી ગયો હોવો જોઈએ, વળી આ સરિતા પાસે શિલાતળ ઉપર થોડીકવાર વિશ્રાતી કરી હશે; કે જેમા આ રૂમાલની પુટકી ભુલથી રહી ગએલી હોવી જોઈએ અરે હાય ! એક સકટ તો હજુ દુર થયુ નથી તેની સાથે બીજુ સકટ આવી પડ્યુ છે, અહાહા ! તે સાધ્વીનો મારા પ્રત્યે નિખાલસ પ્રેમ એવો તો અવર્ણનિય છે કે તેના માટે અત્યારે મળેલો દખલો કહી આપે છે, મારૂ દર્શણ કરીનેજ નિરાશવૃત્તિમા રહેલી અન્ન જળ લેતી હશે ! મારા વિના જળ વિનાની માછલી જેવી

તેણીની સ્થિતિ રેહેતીજ હશે; તેવી ઉપકારને માનનારી શુર યવતિ સેંકડો સ્ત્રીયોમાં તે એક છતાં આહાવા વિકટ વેરાનમા શીરીતે આવી હશે ! અરે પ્રભુ ! માહારી કલ્પના કાંઈજ પોહોચી શકતી નથી હે નાથ ! તે અબળા માહારૂ નામ સ્મર્ણ નીરંતર કરનારી સાથે તું મેળવીશ તો હું તાહારો ઉપકાર કદી પણ ભુલવાનો નથી એટલુ બોલતા બોલતાં પ્રતાપરૂદ્રની છાતી રૂમાલ અને હાબડી જોઈને ભરાઈ આવી, વજ્રની ગદાનો પ્રહાર થતા પણ છાતીના કપાટ તુટે નહિ તેવો પ્રતાપરૂદ્ર અત્યારે વસંતકોકિલાનું સ્મર્ણ થવાથી બાળકની માફક રોવા લાગ્યો આ વખતે ભયંકર અરણ્યે વધારે ભયંકરતાનું સ્વરૂપ બતાવ્યું પણ આહાવી જગોમાં બેશી રહેવાનું કાંઈજ સાર્થક નથી એમ સમજીને પ્રતાપરૂદ્ર નદી ઉતરવા લાગ્યો, ડુંગર ઉપર ચઢવાનો એક હઠીયો માર્ગ જણાયાથી તે રસ્તે ચાલવા લાગ્યો છેક ઉપરના ભાગમા આવી પોંચોચ્યો એટલે અત્યંત વનકટી જંગલ જોવામા આવ્યુ. તેવ કઠીણ રસ્તાને કાપતો કાપતો વિચારના વમળમા ગુંથાયલો વારવાર ચારે તરફ નજર કરતો અને વસંતકોકિલા કયા હશે ! તેવી વૃત્તિ ધરાવતો પ્રતાપરૂદ્ર ચાલવા લાગ્યો, જેમ બને તેમ ઉતાવળ કરતો તે મુસાફરે સરાસરી દસ કોસ જમીન કાપી હતી ત્યારે તેણે સગાસરી અર્ધ કોસ દુર એક ઉંચી ટેકરી ઉપર ભવ્ય મહેલ જોયો તે મહેલ એટલો તો ઉંચો હતો કે મેદાન હોય તો ધાર્ય અને છ કોસથી લખલખિત માલુમ પડતો હતો પણ વૃક્ષના જથાથી ન જણાતા અર્ધ કોસ છેટેથી પ્રતાપરૂદ્રે તે મહેલ જોયો, તે વખતે તે મહેલની ઉંચી અગાશી ઉપર કૃષ્ણાબરી નામની માહા જાદુવાળી કૃત્યા ઉભી હતી. તેની નજરમા અર્ધ કોસથી આવનો મુસાફર જણાયાથી તે વિક્રાળ સ્વરૂપ ધારણ કરીને પ્રતાપરૂદ્રના સાહામે આવવાને નીકળી ચુકી—અને જાણે કોઈ ભયંકર ટેકરો આવતો હોય તેવા વિસ્તાર યુકત દેહવાળી જણાઈ, જેને વિહારણ કરવાની જરૂર છે અને તે વિહારણ થવાથીજ પ્રતાપરૂદ્રનુ કાર્ય થવાનુ છે એજ રાક્ષસી વિક્રાળ સ્વરૂપ ધારણ કરીને પ્રતાપરૂદ્રની પાસે આવીને ઉભી હતી.

---